પ્રકાશક :

નરેન્દ્રકુમાર ધીરજલાલ શાહ
વ્યવસ્થાપક,
આરાધના વસ્તુ ભંડાર
લધાભાઈ ગણપત બીલ્ડીંગ,
૧૧૩-૧૫, કેશવજી નાયક રોડ,
મુંબઈ-૪૦૦૦૦૯.

વિ. સં. ૨૦૩૧ પહેલી આવૃત્તિ સને ૧૯૭૪

મૂલ્ય-રૂપિયા [illegible]

મુદ્રક :-
મણીલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ-૧.

## પ્રકાશકીય

**શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહની** યશસ્વી કલમે આજ સુધીમાં ૩૫૭ જેટલાં નાનાં-મોટાં પુસ્તકો નિર્માણ કરેલાં છે. તેમાં અધ્યાત્મને લગતા ગૂઢ વિષયો પણ સારી રીતે સ્પર્શાયેલા છે. તેમણે લખેલા **'મંત્રવિજ્ઞાન'**ની બીજી આવૃત્તિ પ્રકટ થઈ છે અને તેણે અર્ધા ઉપરાંત મજલ કાપી છે. **'મંત્ર-ચિંતામણિ'** છેલ્લા એક વર્ષથી અપ્રાપ્ય બન્યું છે અને **'મંત્ર-દિવાકર'**, પણ એ જ રીતે અપ્રાપ્ય બનતાં તેની સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિના પ્રકાશનનું કાર્ય હાથ ધરાયું છે. તેમણે રચેલો **'સંકલ્પસિદ્ધિ'** ગ્રંથ ગુજરાતી ભાષાનો એક મહત્ત્વપૂર્ણ ગ્રંથ છે અને તે પણ બીજી આવૃત્તિ પામ્યો છે. આ વિષયના અનુસંધાનમાં તેમણે **'જપ-ધ્યાન-રહસ્ય'** નામનો ગ્રંથ તાજેતરમાં ઘણા પરિશ્રમે તૈયાર કર્યો છે અને તે આજે પાઠકોના કરકમલમાં મૂકી શકીએ છીએ, તેનો અમને આનંદ છે.

આધ્યાત્મિક ચેતના જગાડવા માટે જપ અને ધ્યાન અત્યંત જરૂરી હોવા છતાં તે અંગે આપણી ભાષામાં આંગળીના ટેરવે ગણાય એટલાં જ પુસ્તકો છે. તેમાં યે આ વિષયની જિજ્ઞાસા ઉત્પન્ન કરે તથા યોગ્ય માર્ગદર્શન આપે એવાં પુસ્તકોની ખોજ કરીએ તો નિરાશ થવું પડે એમ છે, પરંતુ આ ગ્રંથ એ નિરાશાને દૂર કરશે, એવી અમારી ખાતરી છે.

કઠિનમાં કઠિન વિષયોને સરલતાથી રજૂ કરવાની શ્રી. ધીરજલાલ શાહની અનોખી શૈલી સર્વત્ર પ્રશંસા પામેલી છે અને તેણે ખાસ ગ્રાહકવર્ગ ઉભો કરેલો છે. વળી તેઓ પોતાના ગ્રંથપાઠકોને ઉદ્ભવતા

અનેકવિધ પ્રશ્નોના ઉત્તરો આપે છે, તેમજ આરાધકોને જરૂરી માર્ગદર્શન આપી તેમનો માર્ગ સરલ બનાવે છે, એટલે તેમની લોકપ્રિયતા ઉત્તરોત્તર વધતી રહી છે. તેઓ માત્ર લેખક નથી, પણ સમાજના સન્નિષ્ઠ કાર્યકર અને ઉચ્ચ કોટિના સાધક પણ છે.

છેલ્લાં ત્રણ વર્ષમાં તેમણે જપ અને ધ્યાન સંબંધી ઘણાં વ્યાખ્યાનો આપેલાં છે, ખાસ વર્ગો ચલાવેલા છે અને આરાધના-શિક્ષણ-સત્ર યોજી અનેક જિજ્ઞાસુઓને જપ અને ધ્યાનના માર્ગે ચડાવેલા છે, એટલે આ ગ્રંથ તેમની સ્વયંસાધના તથા શિક્ષણના અનુભવનો પરિપાક છે, એમ કહીએ તો અયોગ્ય નથી.

આ ગ્રંથની પ્રસ્તાવના હિંદી અને સંસ્કૃતના જાણીતા કવિ તથા મંત્રશાસ્ત્રના મહા વિદ્વાન **ડૉ. રુદ્રદેવ ત્રિપાઠી**એ લખી આપી છે, તે માટે તેમનો આભાર માનીએ છીએ. તેમજ પ્રવેશકના આલેખન માટે મુંબઈ સમાચાર સાપ્તાહિકના વિદ્વાન્ તંત્રીશ્રી **શાંતિકુમાર ભટ્ટ**ના આભારી છીએ.

આ ગ્રંથનું સમર્પણ સ્વીકારવા માટે મુંબઈનિવાસી ઉદાર-ચરિત **શ્રીમાન્ ચંદ્રસેન જીવણભાઈ ઝવેરી** પ્રત્યે અમારી કૃતજ્ઞતા પ્રકટ કરીએ છીએ.

કાગળની અસહ્ય મોંઘવારી તથા છાપકામના અતિ વધી ગયેલા ભાવો છતાં આ ગ્રંથ આ સ્વરૂપે ને આ મૂલ્યે '**અધ્યાત્મ લલિતકલા-સમારોહ**' ની ભવ્ય યોજનાપૂર્વક બહાર પાડી શક્યા, તેમાં આ સમારોહના પેટ્રનો, સહાયકો તથા શુભેચ્છકોનો હાર્દિક સહકાર કારણભૂત છે, તેથી તેમનો ખાસ આભાર માનીએ છીએ.

આશા છે કે આ ગ્રંથ જિજ્ઞાસુજનોને ઘણો ઉપયોગી થશે અને તેમને જીવનની સાચી સફલતાના માર્ગે દોરી જશે.

**—પ્રકાશક**

# વિષયાનુક્રમ

## જપ-રહસ્ય

## ધ્યાન-રહસ્ય

# શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ શાહે રચેલું અતિ ઉપયોગી સાહિત્ય

## સર્વોપયોગી

મંત્રવિજ્ઞાન – (બીજી આવૃત્તિ)
રૂા. ૭–૫૦
મંત્રચિંતામણિ – હાલ અપ્રાપ્ય.
મંત્રદિવાકર – (બીજી આવૃત્તિ છપાય છે.)
૧૨–૫૦
સંકલ્પસિદ્ધિ – (બીજી આવૃત્તિ)
૬–૦૦
જપ–ધ્યાન–રહસ્ય
૮–૦૦
સ્મરણ કલા – અપ્રાપ્ય
ગણિત–ચમત્કાર (ત્રીજી આવૃત્તિ)
૫–૦૦
ગણિત–રહસ્ય (ત્રીજી આવૃત્તિ)
૫–૦૦
ગણિત-સિદ્ધિ (બીજી આવૃત્તિ)
૫–૦૦
ગણિતનાં ત્રણ પુસ્તકો સાથે
૧૩–૫૦

## જૈન મંત્રવાદ

નમસ્કાર મંત્રસિદ્ધિ (ત્રીજી આવૃત્તિ)
૮–૦૦
મહાપ્રાભાવિક ઉવસગ્ગહરં સ્તોત્ર (બીજી આ.)
૧૦–૦૦
હ્રીંકાર-કલ્પતરુ
૭–૫૦
ભક્તામર-રહસ્ય – હાલ અપ્રાપ્ય
શ્રીઋષિમંડલ આરાધના
શ્રીપાર્શ્વ–પદ્માવતી આરાધના
૮–૫૦
૫–૦૦

: પ્રાપ્તિસ્થાન :

**આરાધના વસ્તુ ભંડાર**

લધાભાઈ ગણપત બીલ્ડીંગ, બીજે માળે,
૧૧૩–૧૫, કેશવજી નાયક રોડ (ચીંચ બંદર),
મુંબઈ – ૪૦૦ ૦૦૯.



ધર્મપરાયણ સૌજન્યમૂર્તિ
શ્રીમાન્ ચંદ્રસેન જીવણભાઇ ઝવેરી
જેમને
આ ગ્રંથ સમર્પિત કરવામાં આવ્યો છે.

# સમર્પણ



સંસ્કાર, સૌજન્ય

તેમજ

ધર્મપરાયણતાથી

જેમનું

જીવન સત્ત્વશાળી બન્યું છે,

તે

**શ્રીમાન્ ચંદ્રસેન જીવણભાઇ ઝવેરીને**

આ ગ્રંથ

સાદર સમર્પિત

*

**ધીરજલાલ શાહ**

## ધર્મપરાયણ સૌજન્યમૂર્તિ
## શ્રીમાન્ ચન્દ્રસેન જીવણભાઈ ઝવેરીનો
# ટૂંક જીવન-પરિચય

ધર્મપરાયણતા, ઉચ્ચ સંસ્કાર અને સૌજન્યથી માનવ-જીવનમાં અનેરી સૌરભ પ્રકટે છે અને તે અનેકનું આકર્ષણ કરે છે. શ્રીમાન્ ચંદ્રસેન જીવણભાઈ ઝવેરી માત્ર ત્રીશ વર્ષની ઉમરમાં સમાજનું અનેરું આકર્ષણ કરી શકયા, તેની પાછળ પણ આવાં જ કારણો રહેલાં છે.

વિ. સં. ૨૦૦૦ની વસંત ઋતુ મોહમયી નગરીના વાતાવરણને ખુશનુમા બનાવી રહી હતી. તેનો પ્રથમ માસ (ફાગણ) વ્યતીત થઈ ચૂકયો હતો અને બીજો માસ (ચૈત્ર) બેસવાની તૈયારી હતી. એ વખતે સુરત વીશા ઓસવાલ જ્ઞાતિના લબ્ધપ્રતિષ્ઠિત શેઠશ્રી જીવણભાઈ નગીનભાઈ ઝવેરીને ત્યાં ધર્મપરાયણ માતા પદ્માવતીની કુક્ષિએ તેમનો જન્મ થયો. ઇસ્વીસન પ્રમાણે ૧૯૪૪ના માર્ચ માસની ૨૪મી તારીખનો એ દિવસ હતો. બે પુત્રો અને એક પુત્રી પછી ચોથા સંતાન તરીકે તેમનો જન્મ થયો હતો, છતાં તેમના જન્મથી કુટુંબમાં ઘણો આનંદ છવાયો હતો અને તેમના ચંદ્ર જેવા કાંતિમય મુખડાએ સહુનું આકર્ષણ કર્યું હતું. તેમનું નામ જન્મરાશિ પરથી ચંદ્રસેન પડયું, એ પણ કુદરતનો એક સંકેત જ ગણાય ને !

કુટુંબનું વાતાવરણ એકંદર ધાર્મિક હોવાથી શ્રી ચંદ્રસેનનો ઉછેર ધાર્મિક વાતાવરણમાં થયો અને પરંપરાગત ખાનદાનીને લીધે તેમનામાં ઉદારતા, નિખાલસતા તથા સૌજન્યાદિ ગુણો વિકાસ પામવા લાગ્યા. મોરનાં ઈંડાં ચીતરવાં પડતાં નથી, એ ઉક્તિ તેમના સંબંધમાં ચરિતાર્થ થવા લાગી.

તેમનું પ્રારંભિક તથા માધ્યમિક શિક્ષણ મુંબઈમાં જ થયું. ત્યારબાદ તેમણે પોતાના કુટુંબગત ઝવેરાતના ધંધામાં ઝંપલાવ્યું. કુશાગ્ર બુદ્ધિ, ખંત તથા નિયમિત અભ્યાસ (Practice) ને લીધે થોડા જ વખતમાં સારી પ્રગતિ કરી. તેમાં આગળ વધવાના અદમ્ય ઉત્સાહને લીધે થોડાં વર્ષો પહેલાં તેમણે પોતાના નામથી ઝવેરાતનો ધંધો શરૂ કર્યો અને 'દિન દોગુની, રાત ચોગુની' પ્રગતિ કરતાં તેઓ આજે મુંબઈના એક અગ્રગણ્ય ઝવેરીની હરોળમાં વિરાજે છે. તેમણે અનેક વાર વિદેશયાત્રા કરી પોતાના ધંધાકીય જ્ઞાનને ઓપ આપ્યો છે.

શ્રી. ચંદ્રસેનભાઈ વ્યાપાર ઉપરાંત ધાર્મિક તથા સામાજિક સેવાનાં ક્ષેત્રોમાં પણ સારો રસ લે છે અને તેમાં પોતાનો ઉદાર ફાળો આપે છે. તેઓ ગુપ્ત દાનના સિદ્ધાંતમાં માને છે અને એ રીતે જરૂરવાળાઓને અન્ન, ઔષધિ તથા વસ્ત્રાદિની સહાય કરે છે. સગાં-સંબંધીઓને વ્યાપાર-ધંધે લગાડવામાં પણ તેઓ સારી દિલચસ્પી ધરાવે છે.

આજે તેઓ મુંબઈ-મોતી ધરમના કાંટાના એક ટ્રસ્ટી

છે અને પાલીતાણાના મોતી સુખિયા જૈન દહેરાસર તથા ધર્મશાળાના પણ એક ટ્રસ્ટી છે. ઉપરાંત અનેક સંસ્થાઓની કાર્યવાહક સમિતિના સભ્ય છે.

ગત વર્ષે પાલીતાણામાં પ. પૂ. આચાર્ય શ્રી વિજય-ભુવન ભાનુસૂરિજી મહારાજની શુભ નિશ્રામાં ધાર્મિક શિક્ષણ શિબિરનું આયોજન થયું, તેનું ઉદ્‌ઘાટન તેમના વરદ હસ્તે થયું હતું. વળી પ. પૂ. સાહિત્ય-કલા-રત્ન મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજે અથાગ પરિશ્રમ કરીને તૈયાર કરેલાં 'તીર્થંકર ભગવાન મહાવીર' નામના અપૂર્વ ગ્રંથના પ્રકાશન-સમર્પણ નિમિત્તે મુંબઈમાં જે ભવ્ય પ્રકાશન-સમર્પણ સમારોહ યોજાયો, તેમાં તેમણે ખૂબ ઉલટથી ભાગ લીધો હતો અને તે અંગે જે શોભાયાત્રા નીકળી તેમાં પ્રભુજીના રથમાં પત્નીસહ બેસવાનો લહાવો લીધો હતો. ત્યારબાદ ભારતના રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિએ મુંબઈની મુલાકાત દરમિયાન વાલકેશ્વર આદિનાથ જૈન મંદિરના દર્શનાર્થે પધારી પાસેના ઉપાશ્રયમાં બિરાજમાન પ. પૂ. આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ તથા પ પૂ. મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ આદિ મુનિમંડળના દર્શનનો લાભ લીધો. તે વખતે યોજાયેલા ભવ્ય સમારોહના એક મંત્રી તરીકે પણ તેમણે સેવા આપી હતી.

તા. ૬-૫-૧૯૬૬ના રોજ તેમનાં લગ્ન શ્રીમાન્ રતન-ચંદ ભાઈચંદ ઝવેરીના સુપુત્રી વીણાબહેન સાથે થયાં. તેઓ પણ એક સુશિક્ષિત સંસ્કારી મહિલા છે અને તેમનો

સંસાર સુખી બનાવી શક્યા છે. મિલન અને મનીષ નામનાં બે પુત્રરત્નોથી તેમનું ગૃહ રળિયામણું બન્યું છે.

શ્રી ચંદ્રસેન પર લક્ષ્મીદેવીની કૃપા છે, છતાં જરાયે અભિમાન નથી. સહુની સાથે પ્રેમથી ભળે છે અને પોતાની બનતી સેવાઓ આપે છે. તેમનો હસમુખો સ્વભાવ અને અનેરૂં સૌજન્ય આવનાર વ્યક્તિ પર પ્રબળ પ્રભાવ પાડે છે અને તેમની ઉદારતા સામાને ક્ષણવારમાં જીતી લે છે.

પ્રભુભક્તિ, જપ, ધ્યાન આદિ તેમના દૈનિક ધાર્મિક જીવનનાં મહત્વપૂર્ણ અંગો છે. તેમાં કદી આળસ કે પ્રમાદ કરતા નથી. વધારે સ્પષ્ટ કહીએ તો પ્રથમ ધાર્મિક આરાધના કરીને પછી જ તેઓ ધંધે લાગે છે. દેવ, ગુરુ અને ધર્મ ત્રણેય પર તેમની અનન્ય નિષ્ઠા છે, તેથી જ તેમનું જીવન શ્રીમંતાઈમાં પણ સદાચારના માર્ગે વહેતું રહ્યું છે અને અનેક મનુષ્યોને પ્રભાવિત કરી રહ્યું છે.

તેમના વડીલ બંધુ શ્રીનેમચંદભાઈ તથા શ્રીસુરેન્દ્રભાઈ તથા વડીલ બહેન હંસા, તેમજ નાની બહેનો શકુંતલા અને સુવર્ણા–એ બધાએ તેમના પર અપાર મમતા રાખે છે અને તેમના પ્રગતિમય જીવનની અદ્‌ભુત છટા નિહાળી આનંદ પામે છે. શ્રી ચંદ્રસેનભાઇ પણ તેમના પ્રત્યે તેવી જ લાગણી ધરાવે છે.

આવા એક વિરલ વ્યક્તિત્વવાળી વ્યક્તિને 'જપ–ધ્યાન-રહસ્ય' નામનો ગ્રંથ અર્પણ કરતાં અમે ખૂબ આનંદ અનુભવીએ છીએ અને પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે તેમને દીર્ઘાયુષ્ય, નીરોગી જીવન, વિપુલ સંપત્તિ અને માનવજાતિની અનેકવિધ સેવા કરવાની તકો આપે.

✻

# પ્રસ્તાવના

## ઉપાસનાની આવશ્યકતા

યોગી યાજ્ઞવલ્ક્યે ઉપનિષદ્‌માં એક પ્રશ્ન ઊભો કરી જણાવ્યું છે કે 'માનવીએ ઉપાસના શા માટે કરવી જોઈએ, જ્યારે પ્રાણી-માત્રમાં તે સર્વશકિતમાન્ પ્રભુ વિરાજમાન છે, અને તે નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુકત, કર્તા, ભોકતા, નિયન્તા, પરબ્રહ્મ શરીર તેમજ ઈન્દ્રિયોને પ્રેરિત કરે છે?' અને તેનું સમાધાન આપતાં સ્પષ્ટપણે કહ્યું છે કે– 'गवां सर्पिः शरीरस्थं न करोत्यङ्गपोषणम् । निःसृतं कर्मसंयुक्तं पुनस्तासां तदौषधम् ॥ विना चोपासनादेव करोति न हितं नृषु ॥ અર્થાત્ 'જેમ દૂધમાં રહેલું ઘૃત ગાયોનાં શરીરમાં રહેવા છતાં તે તેમનાં અંગોનું પોષણ કરતું નથી, પણ દૂધ કાઢી, વિધિસર જમાવી મન્થન કરી, માખણ કાઢીને તપાવ્યા પછી જે ઘૃત નીકળે છે, તે ઔષધનું કારણ બને છે, તેમજ શરીરમાં વિરાજમાન પરમાત્મા પણ ઉપાસના વગર માનવીનાં કલ્યાણનું કારણ બનતા નથી.' તાત્પર્ય કે ઉપાસના વડે જ તેનો સાક્ષાત્કાર થાય છે.

## ઉપાસનાના પ્રકારો અને જપ

એક રોગની હજાર દવાઓ હોય છે અને તેમનો ઉપયોગ

શરીરની પ્રકૃતિના આધારે થાય છે; તે જ રીતે ઉપાસનાના અનંત પ્રકારો છે, તેમાંથી પોતપોતાના સંપ્રદાય, કુલપરંપરા, ગુરુપરંપરા, દીક્ષા વગેરેની પ્રકૃતિના આધારે જ ઉપાસના કરવી યોગ્ય છે. પણ એટલું નિશ્ચિત છે કે બધી ઉપાસનાઓમાં 'જપ' તેનું આવશ્યક અંગ છે, તેની સિદ્ધિનું મુખ્ય સોપાન છે.

## જપની સાથે પૂર્વાંગ અને ઉત્તરાંગ પણ જરૂરી

આપણા શાસ્ત્રોમાં વિધિ–વિધાનોનો એટલો બધો વિસ્તાર છે કે તેમાંથી 'કેટલું લેવું અને કેટલું છોડવું ?' એનો નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડે છે. આચાર્યોએ પણ તે અંગેનો નિર્ણય રજૂ કરવામાં અમુક અંશે સંકોચ રાખ્યો છે. તેની સાથે જ પરંપરાની અક્ષુણ્ણતા પણ રહી શકી નથી. જપસિદ્ધિ માટે દરેક સાધકે પ્રાતઃકાલમાં ગુરુ-સ્મરણપૂર્વક ગુરુપાદુકામંત્રનો જપ, પછી ષટ્ચક્રોનું ચિંતન અને તેનાં બીજમંત્રોનો જપ કરવો ઘટે છે. કેમકે દેહમાં રહેલાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, વિશુદ્ધ, અનાહત તથા આજ્ઞારૂપ ૭ ચક્રોને ચૈતન્ય કરી બીજા મન્ત્રોનો જપ કરવામાં આવે તો તે જપ શીઘ્ર સિદ્ધિદાતા નીવડે છે. આ છએ ચક્રોનાં બીજમંત્રો આ રીતે છે : –મૂલાધાર ત્રીઁ, સ્વાધિષ્ઠાન હ્રીઁ, મણિપૂર, ક્રીઁ, વિશુદ્ધ ક્ષ્ફ્રેં, અનાહત હસ્ફ્રેં અને આજ્ઞા ક્લીઁ । મન્ત્રોનાં પ્રચલિત ૭ આમ્નાયોનાં બીજો પણ આ જ છે. એટલે આ બીજોમાં મણિપૂરના બીજનો જપ ૧ માલા અને શેષ બીજોનો જપ પાંચ–પાંચ વાર કરી લેવો જોઈએ.

દરેક મંત્રનાં "વિનિયોગ, ઋષ્યાદિન્યાસ, કરન્યાસ, હૃદયાદિ-ન્યાસ, ધ્યાન અને મુદ્રા" આવાં ૭ અંગો જાણવાં જોઈએ." તે અંગે વિનિયોગમાં ઋષિ, છન્દ, દેવતા, બીજ, શક્તિ અને કીલકનો સમાવેશ થાય છે. આ ઋષિ આદિના આધારે ક્રમશઃ શિર, મુખ,

હૃદય, ગુહ્ય, પાદ, નાભિ અને સર્વાંગમાં ન્યાસ થાય છે. કરન્યાસ અને હૃદયાદિન્યાસમાં કોઈ સ્થળે મંત્રના ૭ ખંડો અથવા ત્રણ ખંડો કરી ન્યાસ કરવામાં આવે છે, અથવા તો મંત્રદેવતાનાં બીજમંત્ર-વર્ણને ક્રમશઃ દીર્ઘ સ્વરો લગાડી ૭ ભાગોમાં તૈયાર કરી ન્યાસ કરવામાં આવે છે. ધ્યાનમાં ઈષ્ટદેવનાં સ્વરૂપનું વર્ણન પ્રમુખ હોય છે, પણ તેમાં કાલ, કર્મ અથવા સ્વરૂપના આધારે સાત્ત્વિક, રાજસ કે તામસ ધ્યાન કરાવાય છે. ઇષ્ટ મંત્રના જપ પૂર્વે કેટલીક મુદ્રાઓ કરવાની જરૂર હોય છે અને તે ગુરુગમથી અથવા શાસ્ત્રથી જાણી શકાય છે.

દરેક મંત્રના અધિષ્ઠાયક દેવના અનંત નામ તથા અનંત સ્વરૂપો હોય છે. તેમાંથી જે ઇષ્ટદેવની સાધના કરવી હોય તેનો મન્ત્રજપ તે જ નામવાળા બીજા દેવો પાસે ન જતાં તેમની પાસે જ પહોંચે તે માટે તે તે મંત્રના ‘ભૈરવમંત્ર’ નો દશાંશજપ અતિ આવશ્યક ગણાય છે. આટલો પૂર્વાંગ વિધિ કર્યા પછી જપનું ફળ શીઘ્ર મળે છે, એવી શાસ્ત્રીય માન્યતા છે. *

જપ કર્યા પછી ન્યાસપૂર્વક જપ સમર્પણ કરવું અને મુદ્રાઓ પૂર્વક વિસર્જન કરવું એ ઉત્તરાંગ કહેવાય છે. +

‘માનવની બુદ્ધિ સહજ તર્ક કરનારી હોય છે અને મંત્રશાસ્ત્રમાં તર્કને કોઈ સ્થાન હોતું નથી.’ તેથી ગુરુગમ્ય કેટલુંક રહી જાય છે. પણ એનો એ અર્થ નથી કે જે મંત્રોના પૂર્વાંગ અને ઉત્તરાંગ

---

* કેટલાક મંત્રો શાપિત કે કીલિત પણ હોય છે, એટલે આવા મંત્રોનું શાપવિમોચન અને ઉત્કીલન પણ કરવા જોઈએ.

+ આની સાથે સામાન્ય સ્તુતિ અને અપરાધ ક્ષમાપન સ્તોત્રનો પાઠ પણ આવશ્યક ગણાય છે.

મળતાં નથી, તે મંત્રો ફળદાયી નથી. તે અંગે અમારું એટલું જ નિવેદન છે કે—

'વિદ્વાનોએ જે માર્ગ દર્શાવ્યો છે, તે અત્યુત્તમ છે.' એમ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી જપકર્મમાં પ્રવૃત્ત થવું જોઈએ. જેમ જેમ આપણે કર્મ કરીશું, તેમ તેમ ઇષ્ટદેવ પોતે માર્ગને પ્રશસ્ત કરશે જ.

મન એ અતિ ચંચળ છે, બળવાન છે અને કેમેય કરતાં દબાતું નથી. એટલે આપણા મહર્ષિઓએ જપના પણ ઘણા ઘણા પ્રકારો પાડ્યા છે. સ્વાધ્યાય અને વિદ્વત્સંગતિ વડે તે જાણી લઈ સાધકે અનન્યમનસ્કતાથી આગળ વધવું જોઈએ અને મંત્ર, ગુરુ તથા દેવતાના ઐક્યનું સંધાન કરી સફળતા મેળવવી જોઈએ.

## ગ્રંથની વિશેષતા

પ્રસ્તુત ગ્રંથના કર્તા **શતાવધાની પં. શ્રીધીરજલાલભાઈ** ઘણાં વર્ષોથી આપણા સમાજને સુસંસ્કારી બનાવવા તેમજ તેઓનાં જીવનને ઉત્તમોત્તમ રસ્તે દોરી માનવદેહને સફળ બનાવવા માટે અવનવા શાસ્ત્રીય–સાહિત્યની રચના કરતા રહ્યા છે. તેઓ મંત્રવિદ્યાનાં રહસ્યવેત્તા છે, સ્વયં ઉપાસક છે અને તંત્રશાસ્ત્રની ગ્રંથિઓને સારી રીતે ઉકેલી વાસ્તવિક તત્ત્વ રજૂ કરવામાં નિપુણાત છે. **'અધ્યાત્મ વિશારદ'** તરીકે પ્રસિદ્ધ પંડિતવર્યશ્રીનું આરાધનાવિષયક તેમજ અન્ય સાહિત્ય આજે લાખો વાચકોના હૈયે આનંદનું અમૃત પીરસી રહ્યું છે, સત્યનાં સંધાન માટે પ્રેરી રહ્યું છે અને અજ્ઞાન, ભ્રાન્તિ કે મોહનાં અંધારાને દૂર ભગાડવામાં સૂર્યની જેમ પ્રકાશ પાથરી રહ્યું છે.

આ મહાન સાહિત્યકારની લેખિની વડે **મંત્રવિજ્ઞાન, મંત્ર-ચિંતામણિ, મંત્રદિવાકર, નમસ્કાર–મંત્રસિદ્ધિ, મહા-પ્રાભાવિક ઉવસગ્ગહરં સ્તોત્ર, હ્રીંકાર કલ્પતરુ, ભક્તામર-**

**રહસ્ય, શ્રીઋષિમંડળ આરાધના તથા શ્રીપાર્શ્વ-પદ્માવતી-આરાધના** ’ નામના ગ્રંથો લખાયા છે અને તેઓ મંત્ર-વિષયક પૂરેપૂરી માહિતી આપવામાં મોખરે રહ્યા છે.

આ હારમાળામાં ‘**જપ-ધ્યાન-રહસ્ય**’ની રચના કરી શ્રી ધીરજલાલભાઈએ પોતાના અંગત અનુભવો, શાસ્ત્રીય તત્ત્વો અને નાના-મોટા અનેક પ્રશ્નોનું સમાધાન સર્વબોધ્ય સુગમશૈલીમાં જન-સાધારણ માટે ખુલ્લા મૂક્યાં છે. આજની વિષમ પરિસ્થિતિમાં સુખ અને શાંતિની શોધખોળમાં લોકો આકાશ-પાતાળ એક કરી રહ્યાં છે, કરોડો કે અબજો રૂપિયાના ખર્ચે કંઈક મેળવવાની ઘેલછામાં પરોવાયેલા છે અને ‘किं करोमि क्व गच्छामि?’ ની સ્થિતિમાં નિરાશ પણ થઈ રહ્યા છે. આવા સંક્રમણકાળમાં આપણી અધ્યાત્મશક્તિને કેળવી જપ-ધ્યાન વડે સુખ અને શાંતિની સાથે જ આત્મસાક્ષાત્કાર કરવાની તાલાવેલી ‘**જપ-ધ્યાન-રહસ્ય**’ માંથી મળી રહેશે.

“જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી”× આ કિંવદન્તીને સર્વાંશે સત્ય ઠરાવતા પં. શ્રી ધીરજલાલભાઈએ આ ગ્રંથમાં મુખ્યત્વે ‘જપને ક્રિયા, માર્ગ, શક્તિસાધન તથા યજ્ઞરૂપે સમજાવી તેની વ્યાપકતા, અર્થ, પ્રકારો વગેરે વિષયોને સ્પષ્ટપણે રજૂ કર્યા છે. પછી વાણીનું ચતુર્વિધ સ્વરૂપ, શબ્દની અદ્‌ભુત શક્તિ, મંત્રની રહસ્યમયતા, બીજાક્ષરો, મંત્રના પ્રકારો, જપનું સ્થાન, નામજપ કે નામસ્મરણ અંગેના વિચારો સપ્રમાણ અનેક દૃષ્ટાંતો સાથે આપ્યાં છે.

શ્રદ્ધાનું આલંબન, શુદ્ધિની આવશ્યકતા, શરીરની આભ્યંતર

---

×‘જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ’ એ આ ઉક્તિનું ઉત્તરાર્ધ છે.

શુદ્ધિ, મનની સ્થિરતા, નિયમબદ્ધતા, જપ ક્યાં કરવો ? જપ ક્યારે કરવો ? જપ કેમ કરવો ? અને તે અંગેના વિધિ–નિષેધો બતાવી જપસંખ્યા, વર્ણમાલા, કરમાલા, અક્ષમાલાનાં સ્વરૂપ, પ્રક્રિયા તથા પ્રયોગ વિષે અત્યાવશ્યક પણ ટૂંકમાં સારભૂત અંશો સહેલાઈથી સમજાવ્યા છે. તે પછી ધ્યાનની અનિવાર્યતા, હોમાદિ, જપનું તાંત્રિક અનુષ્ઠાન, આધ્યાત્મિક અનુષ્ઠાન, અજપાજપ તથા ઉપયોગી મંત્ર-સંગ્રહ આપ્યો છે.

ધ્યાનનાં રહસ્યને ઉકેલતા બીજા ખંડમાં ધ્યાનનો અપૂર્વ મહિમા, સફળતાનું સબળ સાધન, ધ્યાનના હેતુઓ, ધ્યાન અંગે અમારો અનુભવ, કેટલાક પ્રાથમિક પ્રયોગો, ધ્યાનાભ્યાસ તથા છેલ્લે પ્રશ્નોત્તરી આપી ગ્રંથને સાંગોપાંગ બનાવવામાં ભારે શ્રમ ઉઠાવ્યો છે.

લગભગ ચારસો પાનાના આ ગ્રંથમાં લખાયેલી સામગ્રીને જોતાં એમ લાગે છે કે 'ગાગરમાં સાગરને પૂરવાની' ઉક્તિને ચરિતાર્થ કરવામાં કુશળ પંડિતવર્ય શ્રીધીરજલાલભાઈએ ખરેખર સફળતા મેળવી છે.

## સમાદર અને શુભેચ્છા

આવા સદ્ગ્રંથનો સર્વત્ર સમાદર થાય તેમજ આપણી પ્રજા સંસ્કારના આ ઉત્તમ વારસાને યથાશક્ય જીવનમાં ઉતારે એ વાંછનીય છે. પરમાત્માએ જે અપૂર્વશક્તિ, અનેરી પ્રતિભા અને અનેક શાસ્ત્રોનું અદ્‌ભુત જ્ઞાન પં. શ્રી ધીરજલાલભાઈને આપ્યું છે, તેનો સદુપયોગ કરી રાષ્ટ્રસેવા, સમાજસેવા, ધર્મસેવા અને વિશ્વસેવામાં જ પોતાની શક્તિને વહેતી રાખવા તેમજ કોઈ પણ સંકટની સામે પણ 'न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः' ની ભાવનાથી આગળ પણે સાહિત્યસેવામાં જ પોતાનો વિનિયોગ કરી તપસ્વી

જીવન જીવતા મા સરસ્વતીના વરદ પુત્ર શ્રી ધીરજલાલભાઈને માટે હું વર્ષોથી આદરની ઊંડી લાગણી ધરાવું છું.

આ રીતે ઉત્તમોત્તમ સાહિત્ય વડે ભારતીય સંસ્કૃતિની જ્યોતિને જનજીવનમાં જાગતી રાખવા માટે તેઓ નીરોગીપણે દીર્ઘજીવી થાઓ ! એ શુભેચ્છા સાથે વાચકોને આ ગ્રંથના સ્વાધ્યાય અને મનન વડે આત્મકલ્યાણ પ્રાપ્ત કરવાની ભલામણ કરું છું.

તા. ૧૦–૧૦–૭૪
દિલ્હી

—ડો. રુદ્રદેવ ત્રિપાઠી



# પ્રવેશક

સહુ કોઈ સુખ ઇચ્છે છે અને દુઃખને કોઈ ઇચ્છતું નથી. માત્ર ઇચ્છા કરવાથી જ જો સુખ મળી જતું હોત તો જગતમાં કોઈ દુઃખી ન હોત. સુખ પ્રાપ્ત કરવા માટે જ્ઞાનની સાધના જરૂરી છે અને એથીય વધુ જરૂર આવા જ્ઞાનને આચારમાં–કર્મમાં એનો વિનિયોગ કરવાની છે. આ અર્થમાં જ કહેવાયું છે કે 'જપાત્ સિદ્ધિર્જપાત્ સિદ્ધિર્જપાત્ સિદ્ધિર્ન સંશયઃ.'

સુખની પ્રાપ્તિ માટે પ્રત્યાહાર, ધારણા અને ધ્યાનની સાધના જરૂરી બને છે. પ્રત્યાહાર અર્થાત્ મનને પાછું ખેંચી લેવાની સાધના માટે જપની સાધના અત્યંત સરળ તથા સાર્વજનિક માર્ગ છે. મન અમુક ચોક્કસ દિશામાં વળે ત્યારે આપોઆપ જ તે બીજી દિશામાંથી નિવૃત્ત થાય છે અને અમુક મર્યાદિત મનઃપ્રદેશમાં જ રહેવા લાગે ત્યારે ધારણામાં સફળતા મળે છે. પછી પ્રત્યયની એકતાનતા–ધ્યાન ધરવામાં પણ સરળતા રહે છે. આમ મન એકાગ્ર બને ત્યારે તે શાન્ત અને પ્રસન્ન બને છે અને 'પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે.' અર્થાત્ ચિત્ત પ્રસન્ન થાય ત્યારે બુદ્ધિ આપોઆપ સ્થિર થાય છે અને ત્યારે જ માનવી આધ્યાત્મિક સાધનામાં આગળ વધી આત્મસાક્ષાત્કાર કરી શકે છે.

એટલે અન્તરંગ યોગની સાધનામાં સર્વસુલભ સાધના જપ-યોગની–મંત્રયોગની છે. આ જપયોગની સાધના વિષે વિવિધ ધર્મ-ગ્રન્થોમાં છૂટીછવાયી માહિતી આપવામાં આવી છે. આવી માહિતીમાંથી યોગ્ય માહિતી આ ગ્રન્થમાં રજૂ થઈ છે, પણ એનું વધુ મહત્ત્વ એ છે કે શતાવધાની સાહિત્યકાર પંડિત શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે માત્ર આવી માહિતી રજૂ કરવાને બદલે એના ઉપર અનુભવાત્મક સંશોધન લગભગ અર્ધા દાયકા સુધી કર્યું છે, એટલું જ નહીં પણ જપની સાધના કરી જે મહાનુભાવોએ ઐહિક અને આધ્યાત્મિક લાભો પ્રાપ્ત કર્યા છે, એ સર્વનો સંગ્રહ કરી જપયોગની સાધના અનુભવની એરણ પર ઘડીને અહીં રજૂ કરી છે.

જપ વિશે પ્રવર્તતી ગેરસમજ દૂર કરી એમણે જપ ખરેખર શું છે? તે આ પુસ્તકની શરૂઆતમાં સદૃષ્ટાંત સમજાવ્યું છે. ક્રિયા, શક્તિ અને યજ્ઞરૂપે જપનું મહત્ત્વ સમજાવી જપની પ્રશંસા, જપની વ્યાપકતાનો ખ્યાલ આપી જપ શબ્દનો અર્થ સમજાવ્યો છે.

જપના પ્રકારો, વાણીનું ચતુર્વિધ સ્વરૂપ, શબ્દની અદ્‌ભુત શક્તિ, બીજાક્ષરો, મંત્રના વિવિધ પ્રકારો, મંત્રસાધનામાં જપનું સ્થાન, નામજપ કે નામસ્મરણ, એનાથી થયેલ લાભોનાં દૃષ્ટાન્તો એમણે રજૂ કર્યાં છે. આમાં શ્રદ્ધાનું મહત્ત્વ સમજાવી એમણે જપની પૂર્વભૂમિકા માટે જરૂરી શુદ્ધિ અંગે યોગ્ય માર્ગદર્શન આપ્યું છે.

મનની સ્થિરતા, નિયમબદ્ધતા, જપ માટેનું સ્થાન, જપનો સમય, જપના વિધિ–નિષેધો અંગે માર્ગદર્શન, એ સમજાવી પરોક્ષ રીતે એ હકીકત પર ભાર મૂક્યો છે કે હાલ જપમાં જે નિષ્ફળતા મળે છે, તે જપ વિશેના અજ્ઞાનને જ આભારી છે. વળી જપમાં માળાના પ્રયોગ વિશે તેમણે સરળ માર્ગદર્શન આપ્યું છે.

પુસ્તકના ઉત્તર ભાગમાં ધ્યાન વિશે અત્યન્ત વિશ્વાસપાત્ર

માર્ગદર્શન રજૂ કરવામાં આવ્યું છે. આજે ધ્યાનયોગ કરનાર પોતાના ધ્યેયને કેમ સિદ્ધ કરી શકતા નથી ? અને ધ્યેય કેમ સિદ્ધ કરવું ? તે ધ્યાનયોગ અંગેનાં પ્રકરણો પરથી સ્પષ્ટ સમજાઈ જાય છે. અજપાજપ અને ઉપયોગી મંત્રસંગ્રહ પણ અહીં રજૂ કરેલ છે.

લેખક પોતે એક મંત્રસાધક હોવા ઉપરાંત એમની દૃષ્ટિ સાંપ્રદાયિક મર્યાદાથી પર છે અને એ રીતે જ વિષયની રજૂઆત થઈ હોવાથી આ ગ્રન્થ સહુ કોઇને અત્યન્ત ઉપયોગી નીવડશે.

આજે માનવી વિવિધ પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી પીડાય છે. કેટલાક જીવનમાં ભાંગી પડે છે, કેટલાક નિરાશામય જીવન વ્યતીત કરે છે અને કેટલાક જીવનમાં ખોટો માર્ગ જાણવા છતાં એમાંથી બહાર આવી શકતા નથી. આવી તમામ વ્યક્તિઓ માટે આ પુસ્તક આશાનો અને પ્રેરણાનો દિવ્ય સંદેશ આપે છે અને એ દૃષ્ટિએ આ પુસ્તકનું મહત્ત્વ ધર્મગ્રન્થો કરતાં જરાય ઊતરતું નથી. વળી મુદ્રણ અને કાગળના ભાવ ખૂબ જ ઊંચા જવા છતાં આવો મૂલ્યવાન ગ્રન્થ અત્યારના સમયમાં આટલી ઓછી કિંમતે પ્રકાશિત કરવા બદલ પણ લેખકવર્યને હાર્દિક ધન્યવાદ ઘટે છે. આધ્યાત્મિક માર્ગે સાચા સુખની શોધ કરનાર સહુ કોઈને આ ગ્રન્થ ચિન્તામણિરત્ન જેવો જ અમૂલ્ય લાભદાયક થઈ પડશે, એ નિઃશંક છે.

૨૭, જીવન સંતોષ સોસાયટી,
જીવન વીમા નગર,
બોરીવલી વેસ્ટ, મુંબઈ–૯૨

**શાન્તિકુમાર જ. ભટ્ટ**
અધ્યક્ષ :
યોગદર્શન એકેડેમી

ॐ



જપ – ધ્યાન – યોગ – પરાયણ

અષ્ટોત્તરશતગ્રંથપ્રણેતા

સ્વ. આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજ

જેમનો

અર્ધશતાબ્દી સ્વર્ગારોહણ સમારોહ

અનેક સ્થળોએ ઉજવાઈ રહ્યો છે.

[ ૧ ]

# પ્રાસ્તાવિક

જિજ્ઞાસુજનોએ જપનો વિષય જાણવા-સમજવા જેવો છે. ખાસ કરીને જેઓ ઉન્નતિ, પ્રગતિ કે વિકાસની ઇચ્છા રાખે છે અથવા જીવનના કોઈ પણ ક્ષેત્રમાં સફલતાના સ્વસ્તિક પૂરવાની અભિલાષા ધરાવે છે, તેમણે તો જપ સંબંધી જરૂરી જ્ઞાન મેળવી લઇ તેમાં પ્રવૃત્ત થવું જ જોઈએ. આ વિષયમાં યોગ્ય માર્ગદર્શન મળી રહે તે માટે આ '**જપ-રહસ્ય**' નામનો ગ્રંથ નિર્માણ કરવામાં આવ્યો છે.

છેલ્લાં ચાલીશ વર્ષોથી અમે અનેકવિધ સાહિત્યનુ સર્જન કરી રહ્યા છીએ, તેમાં જપ વિષે લખવાના પ્રસંગો આવ્યા છે, પરંતુ ત્યાં અમે આવશ્યકતા અનુસાર તેનો ટૂંકો પરિચય આપ્યો છે કે સંક્ષેપમાં તેનું વર્ણન-વિવેચન કર્યું છે, જ્યારે અહીં તેની સર્વાંગી ચર્ચા-વિચારણા કરવામાં આવી છે અને તે સંબંધી બને તેટલી વધારે માહિતી આપવાનો પ્રયત્ન કર્યો છે.

લગભગ પંદર વર્ષથી જપસાધનામાં અમારો પ્રવેશ થયેલો છે અને તે અંગે ગ્રંથના લખાણો ઉપરાંત ભાષણો, શિક્ષણસત્ર, અનુષ્ઠાનો વગેરે પ્રવૃત્તિઓ કરી ચૂક્યા છીએ, એટલે આ વિષયમાં અમે કંઈક અગત્યનું કહી શકીશું, એવો અમને વિશ્વાસ છે.

આજે માત્ર શ્રુતિપ્રમાણો કે શાસ્ત્રપ્રમાણોથી જિજ્ઞાસુ-જનોની જિજ્ઞાસા સંતોષાય તેમ નથી. તે માટે તેઓ યુક્તિ એટલે દલીલો અને અનુભૂતિ એટલે અનુભવ, એ બંનેની અપેક્ષા રાખે છે, તેથી અમે આ ગ્રંથમાં શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિ એ ત્રણેયનો યોગ્ય ઉપયોગ કર્યો છે. વળી આ વિષય ભારેખમ બની ન જાય તે માટે દૃષ્ટાંતો, દાખલાઓ તથા કથાઓ વગેરેને આવશ્યકતા અનુસાર સ્થાન આપેલું છે. તેથી નાના મોટા સહુ કોઈ આ ગ્રંથ રસપૂર્વક વાંચી શકશે, એવો અમને વિશ્વાસ છે.

વાર્તા, નવલ કે નવલકથાઓ એક વાર વાંચી જઈએ તો ચાલે, કારણ કે તેનો હેતુ માત્ર રસાસ્વાદ માણવાનો હોય છે, પણ આ જાતના ગ્રંથો કે જે જીવનનું વિશિષ્ટ ઘડતર કરવા માટે નિર્માયેલા છે, તેનું વાંચન પુનઃ પુનઃ કરવું જોઈએ અને તેનું વાસ્તવિક રહસ્ય ગ્રહણ કરીને જ સંતોષ માનવો જોઈએ. એટલું જ નહિ, પણ કોઈ વસ્તુ બરાબર સમજવામાં ન આવે તો તેના પર ઊંડું મનન કરવું જોઈએ કે કોઈ જ્ઞાની અથવા અનુભવીને મળી તેની પાસેથી તેની યોગ્ય સમજણ મેળવી લેવી જોઈએ.

હાલ અમારું શરીર સીત્તેરની સમીપે પહોંચવા આવ્યું છે અને એક આંખ બરાબર કામ આપતી નથી, છતાં આ ગ્રંથની ઉપયોગિતા વિચારીને તેના નિર્માણકાર્યમાં રાત્રિ-દિવસ તલ્લીન રહ્યા છીએ. તેમાં અમને થાક લાગ્યો નથી કે કંટાળો આવ્યો નથી. વધારે સ્પષ્ટ કહીએ તો તેમાં આનંદનો જ અનુભવ કર્યો છે. જે કાર્યમાં રસ હોય, તેમાં આવું જ બને છે.

પાઠકો આ ગ્રંથ શાંતિથી વાંચે–વિચારે અને જપ-સાધક બની પોતાનું જીવન સફલ કરે, એ જ અભ્યર્થના.

[ २ ]

# જપ એક પ્રકારની ક્રિયા

જપ શું છે? એ પ્રથમ જાણી લઈએ. તે સિવાય તેનો બોધ થશે નહિ અને તેમાં આગળ વધી શકાશે નહિ.

જ્ઞાની પુરુષોએ તેને જ ક્રિયા કહી છે, જે ઉન્નતિમાં સહાયભૂત થાય. જપની ક્રિયા ઉન્નતિમાં સહાયભૂત થાય એવી છે, માટે તેને ક્રિયા સમજવાની છે.

આત્માની ઉન્નતિ કે કલ્યાણને શ્રેયસ્ કહેવામાં આવે છે અને સાંસારિક ઉન્નતિ કે ભૌતિક ઉન્નતિને પ્રેયસ્ કહેવામાં આવે છે, એટલે જપ એ શ્રેયસ્ અને પ્રેયસ્ બંનેનો સાધક છે. આ અનુભવ આપણા પૂર્વપુરુષોએ સારી રીતે કર્યો છે, તેથી તેમાં શંકાને સ્થાન નથી, છતાં મનમાં પ્રશ્ન ઉઠતો હોય કે એક જ ક્રિયા બે પરસ્પર વિરુદ્ધ પરિણામોને શી રીતે લાવી શકે? તો એમ બનવું શક્ય છે. તરવારથી રક્ષણ પણ થાય છે અને મૃત્યુ પણ નીપજાવી શકાય છે. અથવા અગ્નિથી ધાન્ય રાંધી પણ શકાય છે,

અને બાળી પણ શકાય છે. તાત્પર્ય કે ક્રિયાનો જે હેતુથી ઉપયોગ કરીએ, તે પ્રમાણે તેનું પરિણામ આવે છે.

જો સાધક શ્રેયસ્‌ની ઈચ્છાથી પ્રેરાઈને જપ કરે તો શ્રેયસ્‌ની પ્રાપ્તિ કરે છે અને પ્રેયસ્‌ની ઈચ્છાથી પ્રેરાઈને જપ કરે તો પ્રેયસ્‌ની પ્રાપ્તિ કરે છે. બધા સાધકો શ્રેયસ્‌ની ઈચ્છાવાળા હોતા નથી, તેમ બધા સાધકો પ્રેયસ્‌ની ઈચ્છાવાળા પણ હોતા નથી, એટલે કે સાધકોમાં બંને પ્રકારના મનુષ્યો હોય છે અને તે બંને પ્રકારના મનુષ્યોને જપથી લાભ થાય છે.

જો જપથી માત્ર શ્રેયસ્‌ની પ્રાપ્તિ થતી હોત તો તે શ્રેયસ્‌ના અભિલાષી એવા ઋષિ-મુનિઓ, સાધુ-સંતો કે વૈરાગીઓ વગેરે ને જ કામનો રહેત અને જનતાનો મોટો ભાગ કે જે પ્રેયસ્‌ની કામનાવાળો હોય છે, તેને માટે એ નકામો કે નિરર્થક ઠરત, પરંતુ જપથી શ્રેયસ્ અને પ્રેયસ્ બંનેની પ્રાપ્તિ થાય છે, એટલે તે ત્યાગી તથા ગૃહસ્થ બંને વર્ગને કામનો છે, ઉપયોગી છે.

એક મહાપુરુષે કહ્યું છે :–

જબ તુમ આયે જગતસેં, જગ હસે તુમ રોય;
ઐસી કરણી કર ચલો, તુમ હસે જગ રોય.

'હે ભાઈ! જ્યારે તું આ જગતમાં આવ્યો, એટલે કે માતાના પેટે તારો જન્મ થયો, ત્યારે તું રડતો હતો, પણ જગતના લોકો–સગાંસંબંધી, મિત્રો વગેરે તને જોઈને હસતા હતા અને તારા જન્મની ખુશાલી મનાવતા

હતા. હવે તું એવી કરણી–એવી ક્રિયા કરી લે કે જ્યારે તારે આ જગતમાંથી વિદાય થવાનો વખત આવે, ત્યારે તું હસતો હોય અને જગતના લોકો તને સંભારીને રડતા હોય.'

અહીં પ્રશ્ન એ થાય છે કે મનુષ્ય કઈ કરણી–કઈ ક્રિયા કરે તો તે અંત સમયે હસી શકે, શાંતિથી પોતાનો દેહ છોડી શકે ? આ પ્રશ્નના ઉત્તરમાં અનેક પ્રકારની ક્રિયાઓના નિર્દેશ થશે, પણ અમે તેના ઉત્તરમાં જણાવીએ છીએ કે જે મનુષ્ય જીવનના પ્રારંભથી જપક્રિયા સારી રીતે કરે છે, તે અંતસમયે હસી શકે છે, શાંતિથી પોતાનો દેહ છોડી શકે છે.

હરિજનોમાં સવા ભગતની ખ્યાતિ ખૂબ છે. તેમણે પોતાનો અંતસમય અગાઉથી જાણી લીધો હતો. તે સમય આવી પહોંચતાં તેમણે સગાંવહાલાં તથા નાતીલાઓને પોતાના ઘરે બોલાવી હરિકીર્તન શરૂ કર્યું હતું. તેઓ પોતાના કપાળમાં કુંકુમનું તિલક કરી હાથમાં શ્રીફલ લઈ સહુની વચ્ચે બેઠા હતા અને હરિકીર્તનમાં ભાગ લેતા હતા. વિદાયનો સમય થતાં ભગતે કહ્યું : 'વૈકુંઠમાંથી વિમાન આવી ગયું છે. હવે અમે જઈએ છીએ. સહુને રામ–રામ.' પછી તેમણે આંખો મીંચીને ધ્યાન ધરતાં તેમનો આત્મા દેહ છોડી ગયો.

'વૈકુંઠ છે કે નહિ ? તેમાંથી વિમાન આવે કે કેમ ? આવે તો તે કેવું હોય ? ક્યાં ઊભું રહે ?' એ પ્રશ્નો તર્કવાદના તોફાને ચડેલાઓ તરફથી ભલે ઉઠાવવામાં આવે, અમે તો

કહીએ છીએ કે જેણે પોતાનું જીવન ઈશ્વરભક્તિમાં ગાળ્યું હોય અને કોઈ જાતનો પાપાચાર સેવ્યો ન હોય, તેની સદ્ગતિ થાય છે. પછી તે વૈકુંઠમાં જાય, સ્વર્ગમાં જાય કે અન્ય કોઈ અજ્ઞાત પ્રદેશમાં જાય.'

આજે આવાં ધન્ય મૃત્યુ કેટલા પામી શકે છે? તે વિચારવાનું છે. ડોકટરનાં ડોઝ પીતાં પીતાં કે ઈંજેકશનોની સોયો ખાતાં ખાતાં સાન–ભાન રહિત સ્થિતિમાં આ જગતમાંથી વિદાય થવું, એ ધન્ય મૃત્યુ તો નથી જ.

હવે થોડાં વર્ષો પહેલા બનેલી એક સત્ય ઘટના સાંભળો.

ઉજ્જૈનમાં એક નાનું વૈશ્ય કુટુંબ રહેતું હતું. તેમાં બે પુરુષ, એક સ્ત્રી અને તેનાં બાળબચ્ચાં હતાં. તેમાં એક ભાઇ અવિવાહિત હતો. બીજા ભાઇને બે પુત્રો અને કેટલીક પુત્રીઓ હતી. એ કુટુંબનો નિર્વાહ એક નાનકડી દુકાન પર થતો હતો.

ઘરનો મુખ્ય માલીક ધંધામાંથી નિવૃત્ત થયા પછી રાત્રિના સમયે શાંત એકાગ્ર મને મંત્રજપ કરતો હતો. એક દિવસ તેનો પુત્ર રાત્રે પેશાબ કરવા ઉઠયો, ત્યારે તેણે જોયું કે પિતા હાથમાં માળા લઇને કોઈ મંત્રજપ કરી રહ્યા છે. એ વખતે તો તેણે એમને કંઇ પૂછયું નહિ, પણ સવારમાં પિતાને પ્રશ્ન કર્યો કે 'તમે રાત્રે શેનો જપ કરતા હતા?' પિતાએ કહ્યું: 'ભાઇ! હું કંઈ બહુ ભણેલો માણસ નથી. બધા લોકો રામનામનો જપ કરે છે, એટલે હું પણ રામનામનો જપ કરું છું.' પુત્ર સમજ્યો

કે આ તો સહુના કલ્યાણનું કારણ છે, એટલે તેણે વિશેષ પૂછપરછ કરી નહિ.

કેટલાક સમય પછી એ ગૃહપતિને સ્વપ્નમાં એક મહાત્માજીનાં દર્શન થયાં. તેમણે પ્રસાદ આપીને કહ્યું : 'પરમ દિવસે તમને લઈ જઈશું. સાવધાન રહેજો.' આથી ગૃહપતિ સમજી ગયો કે પરમ દિવસે રાત્રે મારો અંત-સમય છે. તેની પત્ની બાજુમાં સૂતી હતી, તેને ઉઠાડી સ્વપ્નની વાત કહી અને પોતે વિદાયની તૈયારી કરવા માંડી. તેમને જે દાન-પુણ્ય કરવું હતું તથા સગાંસંબંધીઓ સાથે જે વાત કરવી હતી, તે કરી લીધી અને પછી શુદ્ધ જળથી સ્નાન કરી; સ્વચ્છ વસ્ત્ર પહેરી, હાથમાં માળા લઈને બેઠા. પોતાના બધા કુટુંબીજનોને પણ આ રીતે તૈયાર કરી પાસે બેસાડયા અને તેમને મોટેથી રામ-રામ જપવાનું કહ્યું. આ વખતે સ્ત્રીએ કહ્યું : 'મને મૂકીને કેમ જાઓ છો ?' ગૃહપતિએ કહ્યું : 'એક વર્ષ પછી તું પણ આવીશ.' તેમના નાના ભાઈએ પણ આવો જ પ્રશ્ન કર્યો, તેને ગૃહપતિએ કહ્યું : 'તારી ભાભી પછી એક વર્ષે તારો વારો છે.'

પછી રામનામનો જપ કરતાં તેમનો પ્રાણ ચાલ્યો ગયો. તેમની સ્ત્રી તથા ભાઈએ તેમના કહ્યા પ્રમાણે જ આ સંસારમાંથી વિદાય લીધી.

આ પરથી સમજી શકાશે કે જપક્રિયા મનુષ્યનો અંતસમય સુધારે છે અને તેને દિવ્ય દૃષ્ટિ જેવી સિદ્ધિ પણ આપે છે. જપક્રિયાથી જે અનેક પ્રકારના લાભો થાય છે, તેનો ખ્યાલ હવે પછીનાં પૃષ્ઠોનું અવલોકન કરતાં આવી જશે.

[ ૩ ]

# જપ એક પ્રકારનો માર્ગ

જપ એક પ્રકારની ક્રિયા છે, તેમ એક પ્રકારનો માર્ગ પણ છે. જેનાથી ગંતવ્યસ્થાને પહોંચાય, તે માર્ગ કહેવાય છે. જપ આપણને આપણા ગંતવ્યસ્થાને એટલે કે ધ્યેયસિદ્ધિ સુધી પહોંચાડે છે, તેથી તે એક પ્રકારનો માર્ગ છે.

વિચારહીન મનુષ્યોને જીવનના ધ્યેયનું ભાન હોતું નથી, તેથી જ તેઓ જ્યાં ત્યાં આથડે છે અને પોતાનું જીવન પૂરું કરે છે; જ્યારે વિચારશીલ બુદ્ધિમાન મનુષ્યો જીવન સંબંધી વિચાર કરે છે અને જીવનનું ધ્યેય નક્કી કરે છે, પણ આ ધ્યેય એક પ્રકારનું હોતું નથી. જેઓ ધાર્મિક–આધ્યાત્મિક વાતાવરણમાં ઉછર્યા હોય છે અને તેમાં જ રહે છે, તેઓ આત્મદર્શન, ઈશ્વરસાક્ષાત્કાર કે મોક્ષ–પ્રાપ્તિને પોતાનું ધ્યેય બનાવે છે અને જેઓ બહુધા ભૌતિક વાતાવરણમાં ઉછર્યા હોય છે, તેઓ એક યા બીજા પ્રકારની ભૌતિક ઉન્નતિને પોતાનું ધ્યેય બનાવે છે.

આ રીતે બુદ્ધિમાન મનુષ્યો પોતાનું ધ્યેય તો નક્કી

કરે છે, પણ તેને સિદ્ધ કરવાનું કામ ઘણું કપરું હોય છે. દાખલા તરીકે એક મનુષ્યને ક્રોડપતિ થવાની ઇચ્છા હોય તો એ એકદમ ક્રોડપતિ થઈ શકતો નથી. તે માટે તેને ભગીરથ પ્રયાસ કરવો પડે છે અને અનેક પ્રકારના આરોહ-અવરોહમાંથી પસાર થવું પડે છે.

એક ગૃહસ્થ ધંધો કરતાં રૂપિયા ૯૦ લાખ કમાયા. હવે ક્રોડપતિ થવામાં માત્ર રૂપિયા ૧૦ લાખ જ ખૂટતા હતા. તેમની આશા અને અરમાનનો પાર ન હતો. તેમણે પોતાની અક્કલ-હોશિયારીનો ઉપયોગ કરીને ધંધાનો એક નવો દાવ નાખ્યો, પણ તે ઉલટો પડ્યો અને કેટલાક લાખ ઓછા થયા. ફરી ઝનુને ચડીને બીજો દાવ નાખ્યો, તે પણ ઉલટો જ પડ્યો અને તેણે બીજા કેટલાક લાખ કમી કર્યા. સ્નેહી-સંબંધીઓએ તેમને કહ્યું કે 'હવે શાંતિ રાખો.' ત્યારે ઉત્તર મળ્યો કે 'હું નાહિમ્મત થાઉં તેમ નથી. આ તો વ્યાપાર છે, ચાલ્યા કરે.' અને તેમણે ઘણી ઝીણી ગણતરી કરીને એક છેવટનો મોટો દાવ નાખ્યો, તે પણ ઉલટો પડતાં તેમનું તમામ ધન ચાલ્યું ગયું અને ઉપરથી દેવું થયું. ત્યારપછી તેઓ કદી ઊંચા આવ્યા નહિ. છેવટે તો આજીવિકા કેમ ચલાવવી ? એ પ્રશ્ન પણ ઊભો થયો અને માંદગીપ્રસંગે દવાનું બીલ ચૂકવવાના પૈસા પણ બીજા પાસેથી ઉછીના લેવા પડ્યા !

નેપોલિયને પોતાની શૂરવીરતાથી યુરોપના દેશો એક પછી એક જિતી લીધા હતા અને ઇંગ્લેન્ડને જિતી લેતાં એ

યુરોપનો સાર્વભૌમ ચક્રવર્તી બની જાય તેમ હતો. તે માટે તેના દિલમાં શંકા ન હતી. તેણે ઈંગ્લેન્ડ સાથેની લડાઈનો વ્યૂહ બરાબર ગોઠવ્યો હતો, પણ તેનો એક સરદાર પાંચ મીનીટ મોડો પડયો, સામેથી ઈંગ્લેંડના સૈન્યનું જોરદાર આક્રમણ થયું અને તે લડાઈ હારી ગયો. પરિણામે તેને પોતાની જીંદગીનાં પાછલાં વીશ વર્ષ સેન્ટ હેલીના નામના એક નિર્જન એકાંત ટાપુમાં ગાળવા પડયાં !

ઉમરખય્યામ ફારસી ભાષાનો એક મહાન કવિ હતો અને તેને પોતાની કવિતાઓ માટે ઘણું અભિમાન હતું. ઈરાનના શાહે તેની કવિતાઓ સાંભળી સોનામહોરનો એક થાળ ભેટ કર્યો. 'શું મારી કવિતાની આ કદર ?' એમ કહી તેણે નિસાસો નાખ્યો અને જણાવ્યું કે 'જ્યારે સોનામહોરોની ગુણ ભરીને મને આપવામાં આવશે, ત્યારે હું મારી કવિતાની કદર થયેલી સમજીશ. આ કદરહીન રાજ્યમાં હું રહેવા ઈચ્છતો નથી.' અને તે ઈરાન છોડી ગયો. કાલક્રમે તેની કવિતાની અન્ય દેશોમાં ખૂબ પ્રશંસા થવા લાગી. તે સાંભળીને ઈરાનના શાહને થયું કે આ કવિની તેની ઈચ્છા મુજબ કદર કરવી જોઈએ, એટલે તેણે સોનામહોરથી ભરેલી ગુણને ઊંટ ઉપર ચડાવી તેના પર મોકલી આપી અને તે સાથે પોતાના દેશમાં પાછા ફરવાનું આમંત્રણ પણ આપ્યું. પરંતુ સોનામહોરવાળો ઊંટ એક દરવાજેથી દાખલ થયો, ત્યારે બીજા દરવાજેથી એ કવિનો જનાજો[1] નીકળી ચૂકયો હતો !

---

૧ સ્મશાનયાત્રા.

તાત્પર્ય કે સુજ્ઞ મનુષ્યો જીવનનું ધ્યેય તો નક્કી કરે છે, પણ તે પાર પાડવાનું કામ ધારવા જેટલું સહેલું નથી. આ જ કારણે 'મનુષ્યયત્ન ઈશ્વરકૃપા' જેવી ઉક્તિઓ પ્રચલિત થયેલી છે, પણ એ ઇશ્વરકૃપા મેળવવાનું મુખ્ય સાધન જપ છે. અન્ય શબ્દોમાં કહીએ તો જપનો નિત્ય-નિયમિત આશ્રય લેવાથી મનુષ્ય પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે છે. તેને ધ્યેયસિદ્ધિ ન થવાની હતાશા ભોગવવી પડતી નથી.

[૪]

## જપ એક પ્રકારનું શક્તિસાધન

જપની એક શક્તિસાધન તરીકે પણ ખૂબ ખ્યાતિ છે. યોગીઓ, મંત્રવિશારદો તથા ઘણા મહાત્માઓ તેને શક્તિસાધન સમજીને તેનો સત્કાર કરે છે અને તેનું આલંબન લે છે.

સિદ્ધિ એ શક્તિનું જ એક વિકસિત સ્વરૂપ છે, એટલે તેનો અહીં અલગ નિર્દેશ કર્યો નથી.

મન, વચન અને કાયા, એ ત્રણેય શક્તિથી શોભે છે અને શક્તિના લીધે જ પોતાનું કાર્ય કરવા સમર્થ થાય છે. જો તેમાં જોઈતી શક્તિ ન હોય, તો વ્યવહાર બગડે છે અને મનુષ્યને અનેક રીતે સહન કરવું પડે છે. પરંતુ જપનો આશ્રય લેવામાં આવે તો મન, વચન કે કાયાની શક્તિમાં કંઈ વાંધો આવતો નથી, એટલું જ નહિ પણ તેમાં વધારો થાય છે અને તેથી મનુષ્ય જીવનના કોઇ પણ ક્ષેત્રમાં ઝળકી શકે છે.

ભગવાનના કોઈ પણ નામનો શ્રદ્ધાપૂર્વક જપ કરવાથી શારીરિક રોગો દૂર થાય છે. વળી બજરંગબલિનો મંત્ર-જપ કરવાથી શરીર સુદૃઢ બને છે અને લક્ષ્મીનો મંત્ર-જપ કરવાથી શરીરની કાંતિ વધે છે. લક્ષ્મી એ માત્ર ધનની દેવી નથી, સૌન્દર્યની દેવી પણ છે. તાત્પર્ય કે શરીર સ્વસ્થ અને સુદૃઢ રાખવામાં જપસાધન ઉપયોગી છે.

માનસિક રોગોનું નિવારણ ભગવાનના નામજપથી અથવા ચંદ્ર કે બૃહસ્પતિનો જપ કરવાથી થાય છે.

વચનની શક્તિ સરસ્વતીના મંત્રજપથી ખીલે છે અને શીઘ્ર કાવ્યો રચવા જેટલી શક્તિ સાંપડે છે. કવિ કાલિદાસ પૂર્વાવસ્થામાં એક મૂર્ખ માણસ હતો અને પોતે વૃક્ષની જે ડાળી પર બેઠો હતો, તેને જ કૂહાડાથી કાપતો હતો. પરંતુ તેને સદ્ગુરુ મળ્યા, તેમણે સારસ્વત મંત્ર આપ્યો અને તેના જપપ્રભાવથી તે મહાકવિ બન્યો. ભારતના સંસ્કૃત કવિઓમાં તેનું સ્થાન અગ્રગણ્ય છે.

વિક્રમની નવમી સદીમાં વિદ્યમાન શ્રી બપ્પભટ્ટી સૂરિ નામના જૈનાચાર્યે પણ સારસ્વત મંત્રનો જપ કરીને અદ્ભુત કવિત્વશક્તિ તથા અદૃશ્ય વસ્તુ જાણવાની સિદ્ધિ મેળવી હતી. તેઓ કનોજના આમરાજાની સભાના એક રત્ન હતા.

એક વખત રાજાએ પોતાની સ્ત્રીને ખેદ પામતી જોઇ સભામાં સમસ્યા પૂછી કે–

પામે હજી પરિતાપ, કમળમુખી પ્રમાદથી;

'કમળના સરખી મુખવાળી સ્ત્રી પ્રમાદથી હજી સુધી ખેદ પામે છે.'

જુદા જુદા વિદ્વાનોએ તેનું બીજું ચરણ બનાવ્યું. પણ તેમાં રાજાના મનનો ભાવ આવ્યો નહિ. તે વખતે તેણે સૂરિજી સામે જોયું, એટલે તેમણે તરત જ સમસ્યા પૂરી કે–

ઢાંકયું એનું અંગ, વહેલા ઉઠી જ્યારથી.

'હે રાજા! તમે પ્રભાતમાં રાણી કરતાં વહેલા જાગ્યા હતા, ત્યારે તેનું એક અંગ ઉઘાડું રહી ગયું હતું. તે તમે ઢાંકયું, તેથી તે હજી સુધી ખેદ પામે છે.'

આ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો, કારણ કે ઘટના આ પ્રકારે જ બની હતી.

એક વખત આમ રાજા જંગલમાં ગયો. ત્યાંથી એક કાળા સાપને મોઢેથી પકડી કપડામાં વીંટાળી મહેલે લાવ્યો. પછી તેણે સભાજનોની પરીક્ષા કરવા એક સમસ્યા રજૂ કરી:

શસ્ત્ર, શાસ્ત્ર, કૃષિ, વિદ્યા, બીજું પણ જેથી જીવે;

'શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી અને વિદ્યા અથવા બીજું એવું જે કંઈ હોય અને જેનાથી માણસ જીવે, તેને શું કરવું?'

આ સમસ્યા રાજાના મનોભાવ મુજબ કોઈ પૂરી કરી શકયું નહિ, ત્યારે સૂરિજીએ તેની પૂર્તિ કરી આપી. તે આ પ્રમાણે:

ગ્રહી દૃઢ પંથે પળો, કૃષ્ણભુજંગ મુખ શું.

'રાજાએ જેમ કાળા સાપનું મોઢું જોરથી પકડ્યું, તેમ એ શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી ને બીજી પણ વિદ્યાઓ કે જેનાથી મનુષ્ય પોતાનું ગુજરાન ચલાવી શકે છે, તેને જોરથી પકડો.'

શ્રી હેમચંદ્રાચાર્ય કે જેમણે પોતાના જીવનકાલ દરમિયાન સાડાત્રણ ક્રોડ શ્લોકોની રચના કરી હતી અને જેમને આજે દેશ-પરદેશના વિદ્વાનો 'જ્ઞાનના મહાસાગર' તરીકે ઓળખે છે, તેમણે પણ સારસ્વત મંત્રના જપથી એ સિદ્ધિ મેળવી હતી.

સંત કબીરે પોતાના ગુરુ સ્વામી રામાનંદ પાસે દીક્ષા લીધી, ત્યારે તેમને 'રામ' શબ્દ મંત્ર તરીકે મળ્યો હતો. આ મંત્રનો તેમણે શ્રદ્ધાપૂર્વક લાખોની સંખ્યામાં જપ કર્યો હતો અને તેથી રોગનિવારણની સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. તેઓ અંજલિમાં પાણી ભરી કોઈ કોઢિયા પર છાંટતા કે તેનો કોઢ દૂર થઈ જતો. આ વખતે તેઓ બહુ ધીમેથી માત્ર એક વાર 'રામ' મંત્રનો ઉચ્ચાર કરતા. આ રીતે અનેક કોઢિયાઓના કોઢ દૂર થતાં તેમની ખ્યાતિ ઘણી ફેલાઈ હતી.

તેમના પુત્ર કમાલને ખબર પડી કે પિતાજી 'રામ' નામ બોલીને કોઢિયાના કોઢ દૂર કરે છે, એટલે તેણે પણ એ પ્રયોગ કરવા વિચાર કર્યો. તે પોતે રામનામનો જપ કરતો હતો. એક દિવસ સવારે તેણે અંજલિમાં પાણી લઈ રામનામ બોલવાપૂર્વક એક કોઢિયા પર છાંટ્યું, પણ તેની

કંઈ અસર થઈ નહિ. બીજી–ત્રીજી વારના પ્રયોગનું પણ આવું જ પરિણામ આવ્યું. આથી તેને શંકા થઈ કે પિતાજી રખે બીજો કોઈ મંત્ર બોલતા હોય !

તેણે પોતાની શંકાનું નિવારણ કરવા કબીરને પૂછ્યું કે 'શું તમે રામનામના પ્રયોગથી જ કોઢ મટાડો છો?' કબીરે કહ્યું: 'હા.' કમાલે ફરી પ્રશ્ન કર્યો કે 'શું એક જ વાર રામ નામ બોલવાથી કોઢ મટાડી શકાય ખરો?' કબીરે કહ્યું: 'એ તો જેવી સાધના હોય, તેવી સિદ્ધિ થાય. હું તો સામાન્ય સાધક છું, એટલે આવું પરિણામ આવે છે, પણ તારે તેનો ખરો ચમત્કાર જોવો હોય તો અહીંથી બાર ગાઉ દૂર એક વડના ઝાડ નીચે સુરદાસ મહાત્મા બેસે છે, ત્યાં જા અને શું બને છે? તે જો.'

કમાલને આ મંત્રની કાર્યસાધકતા જોવી હતી, એટલે તે બાર ગાઉનો પંથ કરી પેલા મહાત્માની નજીક પહોંચ્યો અને એક વૃક્ષના ઓઠે રહી બધી ઘટના જોવા લાગ્યો.

સવાર થતાં પેલા સુરદાસ મહાત્માએ એક અંજલિમાં પાણી ભરી રામનામના ઉચ્ચારપૂર્વક ત્યાં આવેલા પાંચસો કોઢિયા પર છાંટયું કે તે બધા સારા થઈ ગયા. કમાલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એક જ વાર મંત્ર બોલવાનું આવું પરિણામ ! મેં તો ત્રણ વાર મંત્ર ભણીને પાણી છાંટયું, તોયે કોઢિયાના શરીર પરનું એક ચાઠું દૂર ન થયું !

પેલા સુરદાસ મહાત્માએ પોતાના જ્ઞાનથી જાણ્યું કે કબીરનો પુત્ર કમાલ અહીં આવેલો છે અને તે દૂર ઊભો

રહીને બધી ઘટના જોઈ રહ્યો છે, એટલે પોતાના એક શિષ્યને મોકલી તેને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: ‘અરે કમાલ! તેં આમાં શું જોયું? તારે રામનામનો ખરો પ્રભાવ જોવો હોય તો અહીંથી ચોવીશ ગાઉ દૂર નદીના કિનારે મારા જેવા જ બીજા એક સુરદાસ મહાત્મા રહે છે, તેની પાસે જા. તેમને એટલું જ કહેજે કે મેં તને મોકલ્યો છે, એટલે બધું સમજી જશે. તેમને વિશેષ કંઇ કહેવાની જરૂર નથી.’

કમાલ આ સુરદાસ મહાત્માને કોઈ વાર મળ્યો ન હતો, છતાં તેમણે નામથી બોલાવ્યો અને મનોભાવ જાણી લીધો, એટલે તેમના માટે ઘણું માન ઉત્પન્ન થયું. તેમના શબ્દને માન આપી તે પેલા સુરદાસ મહાત્મા પાસે ગયો. ત્યાં એ મહાત્માએ દૂરથી જ તેને આવકાર આપ્યો કે ‘કમાલ! તું ભલે આવ્યો.’ પછી તેના ભોજન વગેરેની વ્યવસ્થા કરી અને બીજા દિવસે સવારે સૂર્યોદય પછી એક ઘડીએ પોતાની પાસે હાજર થવા જણાવ્યું. કમાલ એટલું તો સમજી ગયો કે આ મહાત્મા પણ જ્ઞાની છે, નહિ તો મને નામપૂર્વક શી રીતે બોલાવે?

કમાલ નિયત સમયે સુરદાસ મહાત્મા આગળ હાજર થયો, ત્યારે એ મહાત્માએ જણાવ્યું કે ‘આ નદીના પાણીમાં એક મડદું તણાતું આવે છે, તે અત્યારે જો કે અહીંથી એક ગાઉ દૂર છે, પણ થોડા વખતમાં અહીં આવી પહોંચશે, એટલે તારે તેની રાહ જોવી અને જેવું એ મડદું

નજીક આવે કે તારે એને બહાર ખેંચી કાઢવું. પછી તેની મને ખબર આપવી.'

મહાત્માની આ વાત સાંભળીને કમાલનું આશ્ચર્ય અનેકગણું વધી ગયું. ગમે તેવી તીક્ષ્ણ નજરવાળો પણ એક ગાઉ દૂરની વસ્તુ જોઈ શકે નહિ. વળી આ તો નદીના વાંકાચૂંકા પ્રવાહમાં તણાતી વસ્તુ હતી, તેનું દર્શન આ મહાત્માને શી રીતે થયું હશે? વળી એ મડદું તણાઈને થોડી વારમાં અહીં આવશે, એ પણ શા આધારે કહ્યું હશે? ગમે તેમ પણ આ મહાત્મા કોઈ ચમત્કારિક પુરુષ લાગે છે.

તે નદીના પાણીમાં થોડે દૂર જઈને મડદાંની પ્રતીક્ષા કરવા લાગ્યો. એવામાં એક પુરુષનું મડદું આવ્યું, તેને તેણે ખેંચીને બહાર કાઢયું અને નદીકિનારે મૂકી મહાત્માને ખબર આપી; એટલે મહાત્મા ત્યાં આવ્યા અને તેના જમણા કાનમાં ધીમા સાદે રામ બોલીને ફૂંક મારી કે સજીવન થયું. કમાલે આશ્ચર્યમુગ્ધ બની મહાત્માના પગ પકડી લીધા.

મહાત્માએ કહ્યું: 'બેટા! તારા મનમાં શી ગડમથલ થઈ રહી છે, તે હું જાણું છું. પણ તારા રામ જુદા, કબીરના રામ જુદા, પેલા સુરદાસ મહાત્માના રામ જુદા અને મારા રામ પણ જુદા. એમાં બધું સમજી જા. સાધના પ્રમાણે સિદ્ધિ મળે છે. અકાળે આંબો (કેરી) તોડવાથી તે ખાટો લાગે છે, એ તો પાકે ત્યારે જ તેનો આસ્વાદ લેવો જોઈએ.'

ત્યાંથી કમાલ પોતાના ઘરે પાછો ફર્યો અને અનન્ય શ્રદ્ધાપૂર્વક રામનામનો જપ કરવા લાગ્યો.

તાત્પર્ય કે જપ એક શક્તિસાધન છે અને તેના વડે અદ્ભુત અજોડ શક્તિઓ–સિદ્ધિઓ મેળવી શકાય છે.

[ ૫ ]

## જપ એક પ્રકારનો યજ્ઞ

જપ એક પ્રકારનો યજ્ઞ છે, એ વસ્તુ પણ અહીં રજૂ કરવી જોઈએ, નહિ તો તેનો પરિચય અધૂરો રહી જાય. પ્રાચીન કાલમાં યજ્ઞનું મહત્ત્વ ઘણું હતું અને એક પવિત્ર ક્રિયા તરીકે તેની બહુ મોટી પ્રતિષ્ઠા હતી. રાજા–રજવાડાઓ તથા શ્રીમંતો મોટા મોટા યજ્ઞો કરાવતા અને તેમાં જીવનની સાર્થકતા લેખતા. યજ્ઞનો મુખ્ય ઉદ્દેશ દેવતાઓને પ્રસન્ન કરવાનો હતો અને તેઓ આ રીતે તેમને પ્રસન્ન કરી તેમની કૃપા મેળવતા. પરંતુ સમયના વહેણ સાથે દૃષ્ટિ બદલાતી ગઈ અને આત્મા, પરમાત્મા તથા બ્રહ્મ જેવા વિષયો સન્મુખ આવ્યા. પછી તેના સાક્ષાત્કારમાં રસ જાગ્યો ત્યારે યોગ, મંત્ર અને જપ જેવાં સાધનોની પ્રતિષ્ઠા વધી. તેમાં યે જપથી લોકો વધારે પ્રભાવિત થયા, કારણ કે તે સહુ કોઈ કરી શકે એવી સરલ ક્રિયા હતી, તેમાં ખાસ ખર્ચ પણ કંઈ ન હતો અને તેનાં પરિણામો ઘણાં સુંદર આવતાં હતાં. આ સંયોગોમાં પુરાણોને એમ કહેવું પડ્યું કે–

जपनिष्ठो द्विजश्रेष्ठोऽखिलयज्ञफलं लभेत् ।
सर्वेषामेव यज्ञानां, जायतेऽसौ महाफलः ॥

'જપમાં નિષ્ઠાવાળો દ્વિજશ્રેષ્ઠ પૂરા યજ્ઞનું ફલ પામે છે. સર્વે યજ્ઞોમાં તે (જપયજ્ઞ) મહાફલવાળો છે.'

થોડા વિવેચનથી આ કથનનો મર્મ સમજી શકાશે. પ્રાચીન કાલથી ચાલી આવતી માન્યતા એવી હતી કે જે બ્રાહ્મણ–જે દ્વિજ અધ્યયન, અધ્યાપન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ એ ષટ્કર્મોમાં તત્પર રહે, તે દ્વિજશ્રેષ્ઠ કહેવાય. અધ્યયન એટલે શાસ્ત્રો ભણવાં, અધ્યાપન એટલે શાસ્ત્રો બીજાને ભણાવવાં, યજન એટલે પોતે યજ્ઞ કરવો, યાજન એટલે બીજા પાસે યજ્ઞ કરાવવો, દાન એટલે સાધુ, સંત, દીન, દુઃખી, અનાથ, અભ્યાગત વગેરેને શક્તિ મુજબ દાન આપવું અને પ્રતિગ્રહ એટલે વિધિપૂર્વક અપાયેલા દાનનો સ્વીકાર કરવો. પરંતુ આ પ્રાચીન માન્યતામાં પરિવર્તન આણવા માટે અહીં એમ કહેવામાં આવ્યું કે 'जपनिष्ठो द्विजश्रेष्ठः' એટલે જે બ્રાહ્મણ–જે દ્વિજ જપમાં નિષ્ઠાવાળો છે, અર્થાત્ જે નિત્ય–નિયમિત જપ કરે છે, તેને દ્વિજશ્રેષ્ઠ જાણવો. તાત્પર્ય કે ષટ્કર્મ કરવાથી બ્રાહ્મણોમાં જે શ્રેષ્ઠતા આવતી નથી, તે જપનિષ્ઠ બનવાથી આવે છે.

'જપનિષ્ઠ બનવાથી શું ફળ મળે?' એના ઉત્તરમાં તેમણે જણાવી દીધું કે પુષ્કળ દ્રવ્ય ખર્ચીને તમે એક મોટો યજ્ઞ કરો, તેનું જેટલું ફલ મળે, તે જપનિષ્ઠ બનવાથી મળી જાય છે.

'અરે યજ્ઞ ક્યાં અને જપ ક્યાં?' એવો પ્રશ્ન ઉઠવાનો સંભવ ખરો, તેથી તેમણે એ પણ જણાવી દીધું કે જપ એ પણ એક પ્રકારનો યજ્ઞ છે અને તે બીજા બધા યજ્ઞો કરતાં વધારે ફલ આપનારો છે.

'યજ્ઞમાં અગ્નિ પ્રકટાવવામાં આવે છે, તેમાં અનેક પ્રકારનાં દ્રવ્યોની આહુતિ અપાય છે અને મંત્રોચ્ચાર પણ થતા હોય છે. આવું કંઇ જપમાં ખરું?' તેનું સમાધાન એ છે કે જપ પોતે અગ્નિસમાન છે, તેમાં અંતરની અનેક વાસનાઓની આહુતિ અપાય છે અને તેમાં જે શબ્દનું આલંબન લેવાય છે, તે મંત્રરૂપ છે. તાત્પર્ય કે જપ એક પ્રકારનો ભાવયજ્ઞ છે.

જેમ જપનું માહાત્મ્ય વધતું ચાલ્યું, તેમ શાસ્ત્રકારોએ તેની પ્રતિષ્ઠા વધારવા માંડી. પછી તો એમ પણ કહ્યું કે—

जपयज्ञात् परो यज्ञो, नापरोऽस्तीह किञ्चन ।
तस्माज्जपेन धर्मार्थ-काममोक्षं च साधयेत् ॥

'આ જગતમાં જપયજ્ઞથી કોઈ શ્રેષ્ઠ યજ્ઞ નથી. તેથી મનુષ્યે જપ વડે-જપનો આશ્રય લઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સાધના કરવી.'

જ્યારે જપયજ્ઞથી કોઈ શ્રેષ્ઠ યજ્ઞ નથી, ત્યારે બીજા યજ્ઞનો વિચાર કરવાનો ક્યાં રહ્યો? પછી તો જપનો જ આશ્રય લેવો રહ્યો. જપનો આશ્રય લેવાથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય વર્ગની સારી રીતે

સાધના કરી શકે છે, એ વાત તેમણે પોતાના અનુભવથી પ્રકટ કરી.

અહીં ધર્મથી કર્તવ્યોનું પાલન, અર્થથી આજીવિકાનાં સાધનોની પ્રાપ્તિ, કામથી સગવડવાળું સારું સાંસારિક જીવન અને મોક્ષથી સંસારનાં સર્વ બંધનોમાંથી અત્યંત છૂટકારો સમજવાનો છે.

ધર્મનું ફલ મોક્ષ છે અને અર્થનું ફલ કામ છે, એટલે મનુષ્યે મુખ્ય પ્રયત્ન તો ધર્મ અને અર્થ માટે જ કરવાનો હોય છે. જે ધર્મનિષ્ઠ બને છે, તે આખરે મોક્ષ પામી શકે છે, અને જે અર્થનું સારી રીતે ઉપાર્જન કરી શકે છે, તે સગવડવાળું સારું સાંસારિક જીવન જીવી શકે છે.

અહીં ધર્મને પ્રથમ મૂકવાનું કારણ એ છે કે મનુષ્યે ધર્મને દૃષ્ટિ સમક્ષ રાખીને જ પોતાનો સઘળો જીવન-વ્યવહાર ચલાવવાનો છે. જો ધર્મ બાજુએ રહે અને માત્ર અર્થોત્પાદન એ જ લક્ષ્ય બની જાય તો મનુષ્યની મનુષ્યતા —માનવતા પરવારી જાય છે અને તે લગભગ પશુની કોટિમાં પહોંચી જાય છે.

જપનિષ્ઠ મનુષ્યની દૃષ્ટિ ધર્મ સામે બરાબર રહે છે, તે આજીવિકાનાં સાધનો ન્યાય–નીતિથી મેળવે છે, કામસુખ પણ સદાચાર અને સંયમની ભાવનાપૂર્વક ભોગવે છે અને છેવટે મોક્ષમાર્ગનો ઉમેદવાર બની તેની પ્રાપ્તિ કરે છે.

છેવટે તેમણે એમ પણ કહ્યું કે–

यावन्तः कर्मयज्ञाः स्युः, प्रदिष्टानि तपांसि च ।
सर्वे ते जपयज्ञस्य, कलां नार्हंति षोडशीम् ॥

'શાસ્ત્રોમાં જેટલા કર્મયજ્ઞો તથા તપો દર્શાવેલાં છે, તે સર્વે જપયજ્ઞની સોળમી કલાને પણ યોગ્ય નથી !' તાત્પર્ય કે જપના ફલની આગળ કર્મયજ્ઞો કે તપોનું ફલ કંઇ વિસાતમાં નથી.

આ પરથી આપણે એમ સમજવાનું કે અટપટા ક્રિયાકાંડો કે કઠિન તપોનો આશ્રય લેવા કરતાં જપનો આશ્રય લેવો ઘણો સારો છે.

પરંતુ જપને સહુથી વધારે પ્રતિષ્ઠા તો શ્રીકૃષ્ણે આપી. તેમણે **ભગવદ્ગીતાના** દશમા અધ્યાયમાં કહ્યું કે 'यज्ञानां जपयज्ञोऽस्मि–યજ્ઞોમાં જપયજ્ઞ હું જ છું.' આમાંથી બે વસ્તુઓ ફલિત થઈ : એક તો બધા યજ્ઞોમાં જપયજ્ઞ શ્રેષ્ઠ છે અને બીજી વાત એ કે તેમાં પરમાત્માનું અનુસંધાન છે. પછી જપની પવિત્રતા કે પ્રશસ્તતા વિષે કોઈને શું કહેવાનું રહે ?

[ ૬ ]

## જપની પ્રશંસા

શાસ્ત્રો તથા મહાપુરુષોએ જપની જે પ્રશંસા કરી છે, તે પણ લક્ષ્યમાં લેવા જેવી છે. તેનાથી જપ વિષેનો આદર અને ઉત્સાહ વધવા પામશે. એક વસ્તુનું મહત્ત્વ પૂરેપૂરું સમજાય, એટલે તેને પ્રાપ્ત કરવાની તાલાવેલી વધે છે. પછી શંકારૂપી ડાકણ ડંગોરો લઈને પાછળ પડતી નથી કે માર્ગમાં અવરોધો ઊભા કરતી નથી.

**તંત્રસાર**માં કહ્યું છે કે—

जपेन देवता नित्यं, स्तूयमाना प्रसीदति ।
प्रसन्ना विपुलान् भोगान् दद्यान्मुक्तिं च शाश्वतीम् ॥

'જપ વડે નિત્ય સ્તુતિ કરાયેલા દેવતા પ્રસન્ન થાય છે અને તે પ્રસન્ન થઈને વિપુલ ભોગો તથા શાશ્વતી મુક્તિ આપે છે.' તાત્પર્ય કે મંત્રજપ એ દેવતાની સ્તુતિ છે. તે નિત્ય–નિયમિત કરવાથી દેવતા પ્રસન્ન થાય છે અને સાધકને ભુક્તિની ઇચ્છા હોય તો ભુક્તિ અને મુક્તિની ઇચ્છા હોય તો મુક્તિ આપે છે.'

આ જગતમાં મુક્તિની ઇચ્છાવાળા કેટલા? એમાં યે આજે જ્યારે જડવાદની આંધી જામી છે અને દરેક વસ્તુનું મૂલ્યાંકન વર્તમાન સુખની અપેક્ષાએ થઈ રહ્યું છે, ત્યારે તો મુક્તિની ઇચ્છાવાળા આંગળીના ટેરવે ગણાય, એટલા પણ ભાગ્યે મળવાના. મોટા ભાગના લોકો ભુક્તિની ઇચ્છા-વાળા જ હોય છે અને 'ભોગવ્યું તેટલું આપણું' એમ માની ભોગમાં મસ્ત રહે છે. તેઓ વિપુલ ભોગોની ઇચ્છા રાખે, એ સ્વાભાવિક છે. દેવતાનો નિત્ય–નિયમિત મંત્રજપ તેમની એ ઇચ્છા પૂરી કરે છે.

જે થોડા સમજુ – સંસ્કારી – ધર્મપરાયણ – અધ્યાત્મ-પ્રેમી જનો શાશ્વત મુક્તિની અભિલાષા રાખે છે, તેઓ દેવતાના નિત્ય–નિયમિત જપથી મુક્તિ મેળવી શકે છે.

અહીં પ્રશ્ન થવા સંભવ છે કે 'આ કાલમાં દેવતા પ્રસન્ન થાય છે ખરા? અને પ્રસન્ન થતા હોય તો દર્શન આપે છે ખરા?' તેનો ઉત્તર અમે હકારમાં આપીએ છીએ. શ્રીરામકૃષ્ણ પરમહંસને કાલીમાતાએ પ્રસન્ન થઈને અનેક વાર દર્શન આપ્યાં હતાં. ગુજરાતના સુપ્રસિદ્ધ દેવીભક્ત શ્રી ડાહ્યાભાઈ ધોળશાજીને પણ દેવીનો સાક્ષાત્કાર થયો હતો. અદ્વૈતસિદ્ધિના કર્તા સ્વામી મધુસૂદન સરસ્વતીને શ્રી કૃષ્ણના મંત્રજપથી શ્રીકૃષ્ણના પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. પંચદશીના કર્તા સ્વામી વિદ્યારણ્યને ગાયત્રી મંત્રના જપ દ્વારા ગાયત્રીનાં દર્શન થયાં હતાં. તે રીતે શ્રી વીરવિજયજી નામના જૈન મહાત્માને શ્રી પદ્માવતી દેવીએ પ્રત્યક્ષ થઈને અનેક વાર દર્શન દીધાં હતાં અને તેઓ સંગીતમય પૂજા

ભણાવવાની જે ઢાળો બનાવતા હતા, તેના સુંદર રાગો પણ બતાવ્યાં હતાં. દક્ષિણમાં આજે એવા એક પુરુષ છે કે જેમને દેવતાએ અનેકવાર દર્શન દીધાં છે અને જેઓ તેમના પ્રભાવથી અનેક પ્રકારના રોગો મટાડી શકે છે, એટલે ઉપર્યુક્ત કથનમાં શંકા રાખવા જેવી નથી.

અહીં બીજો પ્રશ્ન એમ થવા સંભવ છે કે 'મંત્રજપથી પ્રસન્ન થયેલા દેવતા વિપુલ ભોગો આપે, એ સમજાય એવું છે, પણ તેઓ મુક્તિ શી રીતે આપે? મુક્તિ તો પોતાના પ્રયત્ન–પુરુષાર્થથી જ મળે છે.' તેનું સમાધાન એ છે કે મંત્રજપથી પ્રસન્ન થયેલા દેવતા મુક્તિ સમીપ આવે એવા સાધન-સંયોગો મેળવી આપે છે અને તેના આધારે જપસાધક મુક્તિ મેળવી શકે છે. આમાં દેવતાનો અનુગ્રહ હોઈ તેમને મુક્તિદાતા સમજવાના છે.

**તંત્રસાર**માં એમ પણ કહ્યું છે કે—

यक्ष–रक्ष–पिशाचाश्च, ग्रहाः सर्वाश्च भीषणाः ।
जपन्तं नोपसर्पन्ति, भयभीताः समन्ततः ॥

'યક્ષો, રાક્ષસો, પિશાચો, દુષ્ટ ગ્રહો તથા ભયંકર સર્પો અત્યંત ભય પામીને મંત્રજપ કરનારની પાસે જતા નથી–જઈ શકતા નથી.'

તાત્પર્ય કે મનુષ્યો આ બધાના ભયોમાંથી રક્ષણ મેળવવા ઇચ્છે છે, તેમને તે મળી રહે છે.



જપનિષ્ઠ જૈનાચાર્ય
પ. પૂ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ
જેમના વચન માત્રથી
ધાર્મિક અને સામાજિક કલ્યાણનાં અનેક
કાર્યો થયાં છે.

ઉચ્ચ કે મંદ જે સ્તવન તેના થકી,
શ્રેષ્ઠ છે જપ અને ધ્યાન મનમાં.

'ઊંચા કે નીચા સ્વરે સ્તવન-સ્તોત્ર બોલીએ તેના કરતાં મનમાં જપ કરવો અને ધ્યાન ધરવું, એ શ્રેષ્ઠ છે.'

શ્રીસ્વામી શિવાનંદ સરસ્વતીએ **જપયોગ**માં કહ્યું છે કે 'જપ વિષયો તરફ જતા વિચારપ્રવાહના બળને અટકાવે છે. તે મનને ઇશ્વર તરફ, શાશ્વતસુખની પ્રાપ્તિ તરફ વાળવા ફરજ પાડે છે. પરિણામે તે ઇશ્વરનું દર્શન કરવામાં મદદ કરે છે. જપ માનસિક પદાર્થને પાશવતામાંથી પવિત્રતામાં, રજસ્ માંથી સત્ત્વમાં ફેરવી નાખે છે. તે મનને શાંત અને મજબૂત કરે છે. તે મનને અંતર્મુખ કરે છે. તે મનની બહાર ફેલાયેલી વૃત્તિઓને અટકાવે છે. તે નિશ્ચય અને તપબળને ઉત્તેજે છે. પરિણામે તે ઇષ્ટદેવ અગર ઈશ્વર-સાક્ષાત્કારના સીધા દર્શન તરફ લઈ જાય છે.'

શ્રી મોટા એક આધ્યાત્મિક પુરુષ તરીકે આજે ગુજરાતમાં વિખ્યાત છે. તેમણે **સર્વોપયોગી જપસાધના** ગ્રંથની પ્રસ્તાવનામાં કહ્યું છે કે 'જપ એક અમોઘ દૈવી શક્તિ છે, એ તો એના પ્રયોગમાં જેમણે ચાહીને ઝંપલાવ્યું છે ને એમાં સર્વ રીતે સર્વ ભાવે સમર્પણ કર્યું છે, એવા પ્રયોગવીરને સમજાયા વિના, અનુભવાયા વિના રહી શકતું નથી.'

જપનું મહત્ત્વ સમજવા માટે આટલી પ્રશંસા પર્યાપ્ત નથી શું ?



જપનિષ્ઠ જૈનાચાર્ય

**પ. પૂ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ**

જેમના વચન માત્રથી
ધાર્મિક અને સામાજિક કલ્યાણનાં અનેક
કાર્યો થયાં છે.

[ ७ ]

## જપની વ્યાપકતા

જપનો ઠીક ઠીક પરિચય અપાઇ ગયો. હવે તેની વ્યાપકતા તરફ નજર નાખીએ, એટલે તેનો વિશેષ પરિચય થશે.

જપ અમુક ધર્મ કે અમુક સંપ્રદાય પૂરતો મર્યાદિત રહ્યો નથી. તે વર્તમાન દુનિયાના દરેક ધર્મ અને સંપ્રદાય સુધી પહોંચ્યો છે. શું હિંદુ, શું મુસલમાન ! શું જૈન, શું બૌદ્ધ ! શું ઇસાઈ, શું શીખ ! તેમજ બીજા પણ કેટલાય ધર્મ અને સંપ્રદાયોમાં જપની ક્રિયા એક યા બીજા પ્રકારે ચાલી રહી છે. શીખ ધર્મે તો પોતાના મૂલ ગ્રંથનું નામ જ જપજી રાખ્યું છે અને એ રીતે જપમાં પોતાની અપાર શ્રદ્ધા વ્યકત કરી છે.

જપે પ્રાદેશિક સીમાઓને જાણી નથી. તે એશિયા, યુરોપ, અમેરિકા, આફ્રિકા તથા ઓસ્ટ્રેલિયા એ પાંચેય ખંડ સુધી પહોંચ્યો છે અને સમય જતાં છઠ્ઠા આર્કિટિક ખંડ

સુધી પહોંચે તો આશ્ચર્ય પામવાનું નથી. જ્યારે ત્યાં માનવીઓની કાયમ વસ્તી થશે, ત્યારે જપ ત્યાં જરૂર પહોંચી જશે.

પર્વતની હારમાળાઓ, નદીઓનાં સંગમસ્થાનો, દરિયાના વિશાલ તટો, તેમ જ જંગલના એકાંત પ્રદેશમાં પણ જપ પહોંચ્યો છે. ત્યાં કોઈને કોઇ જપસાધકનાં દર્શન અવશ્ય થવાનાં !

થોડા જ વખત પહેલાં અમે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું કે કેટલાક વૈજ્ઞાનિકોની એક ટુકડી દક્ષિણ અમેરિકાના એક જંગલી પ્રદેશમાં પ્રવાસ કરી રહી હતી. તેની સાથે ત્યાંના કેટલાક આદિવાસીઓ મજૂર તરીકે જોડાયા હતા અને ભોમિયાનું કામ પણ કરતા હતા.

એક વખત એ ટુકડીએ એક સ્થળે પડાવ નાખ્યા પછી વરસાદ વરસવો શરૂ થયો અને તે એકધારો ચાલુ રહ્યો. બીજા દિવસે આગળ વધવાની યોજના હતી, પણ મેઘરાજા ખમૈયા કરે તો ને ! એ તો અવિરત ધારાએ વરસ્યે જ જતા હતા. આ જોઈને બે આદિવાસી મજૂરોએ વૈજ્ઞાનિક ટુકડીના આગેવાનને કહ્યું : 'સાહેબ ! આ તો જંગલનો વરસાદ છે. વરસવા માંડે તો દિવસો સુધી વરસ્યા જ કરે. પણ તમે કહેતા હો તો તેને બંધ કરી દઈએ.'

પ્રથમ તો વૈજ્ઞાનિક ટુકડીના નાયકને આ શબ્દો સાંભળીને હસવું આવ્યું. શું આવા જોરદાર વરસાદને

બંધ કરી શકાય ખરો ? પણ પછી વિચાર આવ્યો કે ' આ લોકો શું કરે છે ? તે જોવા તો દે. ' અને તેણે કહ્યું : ' જો એમ થતું હોય તો ખુશીથી કરો, કારણ કે આપણે આગળ વધવું છે. '

પેલા બે આદિવાસીઓ પાસેના એક ઝુંપડામાં ગયા, થોડી વારે તેમાંથી ધૂમાડો નીકળ્યો અને ત્યાર પછી અર્ધા કલાકમાં જ વરસાદ વરસવો બંધ થઈ ગયો. વૈજ્ઞાનિકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પેલા બે આદિવાસીઓ પડાવ પર પાછા ફરતાં જ તેમણે પૂછ્યું કે ' તમે ખરેખર શું કર્યું ? તે અમને કહો. '

પેલાઓએ કહ્યું : ' સાહેબ ! અમે એક પક્ષીનાં પીંછા સળગાવી મંત્રજપ કર્યો અને દેવને આ વરસાદ બંધ કરી દેવાની પ્રાર્થના કરી, એટલે દેવે આ વરસાદ બંધ કરી દીધો. જ્યારે જરૂર પડે છે, ત્યારે અમે આ પ્રમાણે કરીએ છીએ. અમને આ મંત્રજપમાં પૂરેપૂરી શ્રદ્ધા છે. '

આ શબ્દો સાંભળતાં જ વૈજ્ઞાનિક ટુકડીના આગેવાને કહ્યું : ' ખરેખર ! આ દુનિયા અનેક રહસ્યોથી ભરેલી છે ! '

અહીં પ્રાસંગિક એટલું જણાવી દઈએ કે આપણે ત્યાં વરસાદ લાવવાના તથા વરસાદ બંધ કરવાના મંત્રો છે અને જાણકારો તેનો સફલ પ્રયોગ કરે છે. કેટલાક મહાત્માઓએ પોતાની વિશિષ્ટ શક્તિથી વરસાદ અને બરફનાં તોફાનો અટકાવ્યાના દાખલાઓ સાહિત્યમાં નોંધાયેલા છે. સ્વામી રામતીર્થ હિમાલયના એક ઊંચા ગિરિપ્રદેશમાં

રહેતા હતા, ત્યારે કેટલાક ભક્તો તેમનાં દર્શન કરવા ગયા. તેઓ કઠિન માર્ગ વટાવીને સ્વામીજીના નિવાસસ્થાન નજીક પહોંચવા આવ્યા, ત્યાં બરફનું તોફાન શરૂ થયું અને હિમશિલાઓ તૂટી પડશે, એમ લાગ્યું. એ વખતે આ ભક્તજનોએ 'બચાવો-બચાવો'ની બૂમ મારી અને તે સ્વામીજીના કાને પડતાં જ તેમણે બુલંદ અવાજે કહ્યું : 'રૂક જાઓ, રૂક જાઓ, રૂક જાઓ.' અને એક પણ હિમશિલા તૂટી નહિ. ભક્તો સહિસલામત સ્વામીજીના સ્થાને પહોંચી ગયા અને તેમનાં દર્શન-સમાગમથી કૃતાર્થ થયા.

અમે તો એક અદના માણસ છીએ અને યથાશક્તિ પૂજાપાઠ તથા મંત્રજપ કરીએ છીએ, છતાં ત્રણ-ચાર વખત વરસાદમાંથી અમારો બચાવ થયો છે. તેનો એક દાખલો અહીં રજૂ કરીશું.

તા. ૧-૭-૭૩ના રોજ અમે મુંબઈના પાટકર હોલમાં 'લલિતકલાસંગમ' નામનો એક સમારોહ યોજ્યો હતો અને તે અંગે સારી એવી તૈયારીઓ કરી હતી. જુલાઈની પહેલી તારીખ એટલે મુંબઈમાં ભારે વરસાદની પૂરી સંભાવના, છતાં અમારા સાધન પર વિશ્વાસ રાખીને અમે આ હિમ્મત કરી હતી. કોઈ મિત્રને વિશ્વાસ ન હતો કે આ કામ રંગેચંગે પાર ઉતરે! પરંતુ અમે જપ તથા પ્રાર્થના પર મુસ્તાક રહીને કામને આગળ ધપાવ્યે જતા હતા.

તા. ૩૦મી જુને વરસાદ શરૂ થયો અને રાત્રિએ

તેનું પ્રમાણ વધ્યું. આ વરસાદ બંધ રહે તેવાં કોઈ ચિહ્નો જણાયાં નહિ. અમે મંત્રજપ વધાર્યો અને પ્રાર્થનામાં પ્રાણ રેડયો. પછી સમયની પ્રતીક્ષા કરવા લાગ્યા. તા. ૧લી જુલાઈના સવારના ૭ વાગતાં વરસાદ તદ્દન બંધ થઈ ગયો અને અમને આશ્વાસન સાંપડયું. સમય થતાં બધા પ્રેક્ષકો હાજર થઈ ગયા અને હોલ ચિકાર ભરાઇ ગયો. એ સમારોહ પૂરો થતાં સુધી વરસાદનું એક પણ ટીપું પડયું નહિ. બધા ઘરે પહોંચ્યા પછી વરસાદની થોડી ફરફર આવી અને તા. ૨જી જુલાઈથી વરસાદની સાત દિવસની હેલી મંડાઇ!

આગળ અમને ત્રણ વાર આવા અનુભવો થયા હતા, એટલે આમાં કંઈ આશ્ચર્ય લાગ્યું નહિ, પણ આ ઘટનાથી બધા મિત્રો આશ્ચર્ય પામ્યા.

જપને લિંગ કે વયની મર્યાદા પણ બાધક બની નથી. સ્ત્રી હોય કે પુરુષ, બાળક હોય કે યુવાન, અથવા સોની સમીપે પહોંચવા આવેલો કોઈ વૃદ્ધજન હોય, ત્યાં સુધી તે વ્યાપી ગયેલો છે.

જો જપમાં કંઈ સત્ત્વ ન હોય, શક્તિ ન હોય, મનુષ્યના જીવન પર પ્રભાવ પાડવાની તાકાત ન હોય, તો એ આટલો વ્યાપક બને ખરો? તેના ઉત્તરની અમે અપેક્ષા રાખતા નથી. પાઠકોએ પોતાના મનમાં તેનો વિચાર કરવાનો છે અને તેની અદ્‌ભુત–અપાર શકિતને અંજલિ આપવાની છે.

[૮]

## જપનો અર્થ

હવે જપનાં અર્થ પર આવીએ. જપ એ મૂળ સંસ્કૃત ભાષાનો શબ્દ છે, પણ ગુજરાતી, હિન્દી, મરાઠી, બંગાળી વગેરે ભાષામાં તેનો તત્સમ તરીકે પ્રયોગ થાય છે.

જપ શબ્દ जप् ધાતુ પરથી બનેલો છે, એટલે જે જપાય તે જપ, અથવા જપવાની જે ક્રિયા તે જપ, એમ સમજવાનું છે.

जप्–જપવું, એટલે ધીમા સાદે બોલવું કે શબ્દનું રટણ કરવું. તેમાં આ બીજો અર્થ વધારે પ્રસિદ્ધ છે. પરંતુ કોઈ પણ શબ્દનું રટણ કરવા માત્રથી એ જપ બનતો નથી. દાખલા તરીકે એક માણસ ઘોડો, ઘોડો, ઘોડો અથવા ટેબલ, ટેબલ, ટેબલ એ રીતે શબ્દનું રટણ કરે તો એ જપની કોટિમાં આવે નહિ. તે જ રીતે એક માણસ પોતાની પ્રિયતમાના નામનું વારંવાર રટણ કરતો હોય, તો એ પણ જપની કોટિમાં આવે નહિ. અહીં વ્યવહાર અથવા રૂઢિ

એવી છે કે જે શબ્દ ઇશ્વર કે ભગવાનના કોઈપણ નામનું સૂચન કરતો હોય, અથવા જે શબ્દ મંત્રપદ તરીકે માન્ય થયેલો હોય, અથવા ગુરુએ શિષ્યને અનુગ્રહબુદ્ધિથી જે શબ્દ કે શબ્દોનું રટણ–ચિન્તન કરવાનું કહ્યું હોય, તેના રટણને જપ સમજવો.

અહીં એટલી સ્પષ્ટતા જરૂરની છે કે ઇશ્વર કે ભગવાનનું કોઇ પણ નામ શાન્તિમંત્રનું કામ કરનારું હોઈ એક પ્રકારનું મંત્રપદ જ ગણાય છે અને ગુરુએ શિષ્યને અનુગ્રહબુદ્ધિથી જે શબ્દ કે શબ્દોનું રટણ–ચિંતન કરવાનું કહ્યું હોય, તે પણ મંત્રનું રૂપ ધારણ કરે છે, તેથી છેવટે તો મંત્રરૂપ શબ્દના રટણને જ જપ સમજવાનો છે.

આપણે દશ માણસોને ભેગા કરીને પૂછીએ કે 'તમે જપ કરશો ?' તો તેઓ તરત પૂછશે કે 'કયા મંત્રનો?' એટલે જપ તો મંત્રપદનો જ થાય, એવો આપણો સંસ્કાર રૂઢ છે અને તેને ખ્યાલમાં રાખીને જ આપણે ચાલવાનું છે.

**અગ્નિપુરાણ**માં જપનો લાક્ષણિક અર્થ આ પ્રમાણે કરવામાં આવ્યો છે :

जकारो जन्मविच्छेदः, पकारो पापनाशकः ।
तस्माज्जप इति प्रोक्तो, जन्मपापविनाशकः ॥

'(જપ શબ્દ બે અક્ષરોનો બનેલો છે : એક **જ** અને બીજો પ, તેમાં) **જ** જન્મનો વિચ્છેદ કરનાર છે અને **પ** પાપનો નાશ કરનાર છે. આ રીતે જન્મ અને પાપનો વિનાશ કરનાર હોવાથી તે જપ કહેવાય છે.'

તાત્પર્ય કે જે ક્રિયાનો આશ્રય લેતાં જન્મ તથા પાપનો નાશ થાય, તેને જપ સમજવો.

જો જપનો અર્થવિસ્તાર કરીએ અને જ્યાં ધ્વનિ કે અવાજની નિયમિત ગતિ (Rhythmic movement) થતી હોય, તેને જપ ગણીએ તો વાયુમંડલમાં એક પ્રકારનો અનાહત નાદ સતત ગુંજે છે, તે પણ જપની કોટિમાં આવે અને સાગર અહોનિશ ગર્જન કરે છે, તે પણ જપની કોટિમાં આવે.

જો જપનો અર્થ માત્ર પુનરાવૃત્તિ કરીએ તો સૂર્ય, ચંદ્ર, ગ્રહ આદિના ઉદય-અસ્ત, ઋતુઓનું નિયમિત આગમન અને વિસર્જન તથા સમુદ્રના ભરતી-ઓટ વગેરેનો પણ જપમાં સમાવેશ થઈ જાય.

જો ભાવના સતત અનુસંધાનને જપ ગણીએ તો એક મનુષ્ય જે ભાવનાનું નિરંતર સેવન કરતો હોય, તે જપની કક્ષામાં જ ગણાય. દાખલા તરીકે એક મનુષ્યને સેવાની લગની લાગી છે અને તે નિરંતર સેવાનું જ રટણ કરી રહ્યો છે, તો તે એક પ્રકારનો જપ કરી રહ્યો છે, એમ કહી શકાય.

આપણા શરીરમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા નિરંતર ચાલી રહી છે. તેમાં શ્વાસ લેતી વખતે સો અને મૂકતી વખતે હં એવો શબ્દ પ્રકટ થાય છે. મનુષ્ય એક રાત્રિ-દિવસમાં ૨૧૬૦૦ વાર શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે, એટલે આ સોઽહં શબ્દ પણ તેટલી જ વાર પ્રકટ થાય છે,

તે પણ એક પ્રકારનો જપ જ છે; પરંતુ તે આપણા ખાસ પ્રયત્ન વિના થાય છે, એટલે અજપાજપ તરીકે ઓળખાય છે.

સામાન્ય રીતે વાતચીત, ભાષણ કે લેખમાં એક શબ્દ કે વાક્યની વારંવાર આવૃત્તિ થતી હોય, તો તેને 'પુનરુક્તિ' નામનો દોષ ગણવામાં આવે છે, પરંતુ જપની બાબતમાં એથી ઉલટું છે. એમાં તો શબ્દનું રટણ–શબ્દની આવૃત્તિ જેટલી વધારે થાય, તેટલું ભૂષણ મનાય છે, કારણ કે તે એની કાર્યસાધકતા વધારે છે.

એક વસ્તુ એક સ્થળે અયોગ્ય ગણાય, તે બીજા સ્થળે યોગ્ય ગણાય છે, એવો આપણો અનુભવ છે, એટલે આમાં કંઇ અનુચિત સમજવાનું નથી.

એક વખત એક રાજસભામાં એક કવિએ કહ્યું :

અતિ ભલો નહિ બોલણો, અતિ ભલી નહિ ચૂપ;
અતિ ભલો નહિ બરસણો, અતિ ભલી નહિ ધૂપ.

તરત જ બીજા કવિએ કહ્યું :

માગણ કો બહુત બોલણો, ચોરન કો ભલી ચૂપ;
માલન કો બહુત બરસણો, ધોબન કો ભલી ધૂપ.

આમાં સભાજનો કોને સાચો કહે? અને કોને ખોટો કહે? તાત્પર્ય કે એક વસ્તુ એક સ્થળે અયોગ્ય ગણાય છે, તે બીજા સ્થળે યોગ્ય ગણાય છે.

ઉપર એમ કહેવાયું છે કે ગુરુએ શિષ્યને અનુગ્રહ–

બુદ્ધિથી જે શબ્દ કે શબ્દોનું રટણ-ચિંતન કરવાનું કહ્યું હોય, તે મંત્રનું રૂપ ધારણ કરે છે, તેનો વિશેષ ખ્યાલ નીચેના દાખલાઓથી આવી શકશે :-

નારદજીએ રત્નાકર નામના પારધિને 'મરા' 'મરા' એવા શબ્દનું રટણ કરવા કહ્યું હતું, તેનો અસ્ખલિત જપ કરતાં 'રામ' 'રામ' એવો ધ્વનિ નીકળ્યો અને તેના જપ-પ્રભાવે તે વાલ્મિકી નામનો મહર્ષિ બની ગયો. આવો જ એક બીજો દાખલો ચિલાતીપુત્ર નામના લૂટારાનો છે.

## ચિલાતીપુત્ર નામના લૂટારાની કથા

જીંદગીભર અનેક જાતનાં પાપો કરનાર ચિલાતીપુત્ર નામના એક લૂટારાએ પોતાના સાથીઓ સાથે એક નગરમાં ધાડ પાડી અને શેઠની એક સ્વરૂપવતી કન્યાને ઉપાડી લીધી કે જેના પર તેને અગાઉ મોહ થયેલો હતો. પછી તે જંગલ ભણી નાસવા લાગ્યો. કન્યાના પિતા અને તેના પાંચ બંધુઓ હાથમાં હથિયારો લઈને તેની પાછળ પડયા અને તેનો જોરદાર પીછો કરવા લાગ્યા.

જ્યારે ચિલાતિપુત્રને એમ લાગ્યું કે આ લોકો મારો પીછો છોડશે નહિ અને હવે આ કન્યાને ઉંચકીને દૂર ભાગવું મુશ્કેલ છે; ત્યારે તેણે તરવારના એક ઝાટકે કન્યાનું માથું ઉડાવી દીધું અને તે હાથમાં પકડી આગળ જવા લાગ્યો. મસ્તક વિનાનું ધડ જોઈને કન્યાના પિતા તથા બંધુઓએ તેના મરવાનો નિશ્ચય કર્યો અને તેઓ કલ્પાંત કરતાં પાછા ફર્યા.

એક હાથમાં લોહીખરડી તરવાર છે, બીજા હાથમાં લોહીનીતરતું મસ્તક છે. તે ભૂખ્યો-તરસ્યો પોતાનો પંથ કાપી રહ્યો છે, ત્યાં એક મુનિને ધ્યાનાવસ્થામાં ઊભેલા જોયા. તેમને જોતાં જ ચિલાતિપુત્રના અંતરમાં ઉર્મિ ઉઠી. તેણે નજીક જઈને કહ્યું: 'હે મુનિ! હું બહુ પાપી છું. મને મારા ઉદ્ધારનો માર્ગ બતાવો.'

મુનિએ આંખો ખોલી તેની સામે જોયું અને તેની બધી સ્થિતિ પલકારામાં પારખી લીધી. તેમણે કહ્યું: 'હે ભદ્ર! તું 'ઉપશમ' 'વિવેક' અને 'સંવર' એ ત્રણ પદોનું ચિંતન કર. તેનાથી તારો ઉદ્ધાર થશે.' બસ, એટલું કહી મુનિ અદૃશ્ય થઇ ગયા.

ચિલાતીપુત્રે શાળામાં પગ મૂકયો ન હતો, કોઈ પુસ્તક-પાનું ઉઘાડયું ન હતું કે કોઈ ગુરુને પગે લાગી કક્કો-બારાખડી પણ શીખ્યો ન હતો. તેણે ચિલાતી નામની દાસીના પેટે જન્મ લીધો હતો અને બાલ્યાવસ્થા મોટે ભાગે રખડપટ્ટીમાં જ પસાર કરી હતી. પછી જુગાર, સુરાપાન, ચોરી વગેરે મહાવ્યસનોમાં પડતા રાજાએ તેને નગરમાંથી હાંકી કાઢયો હતો અને તે એક લૂટારો બન્યો હતો.

મુનિએ કહેલા શબ્દો નિરર્થક ન હોય એમ માનીને તે પેલા ત્રણ શબ્દોનું ચિંતન કરવા લાગ્યો: 'ઉપશમ-વિવેક-સંવર, ઉપશમ-વિવેક-સંવર.' આમાં સ્વાભાવિક રીતે જ શબ્દોનું રટણ થયું. તેના પરિણામે થોડા વખતમાં તેના અંતરમાં એક ઝબકારો થયો. તેના પ્રકાશથી તેને

ઉપશમનો અર્થ એમ સમજાયો કે 'શાંત થવું, ક્રોધ કરવો નહિ.' એટલે તેણે પોતાનો ક્રોધ શાંત કરવા હાથમાં રહેલી તરવાર દૂર ફેંકી દીધી.

શબ્દોનું વિશેષ રટણ થતાં બીજી વાર અંતરમાં ઝણકારો થયો. તેના લીધે તેને વિવેકનો અર્થ એમ સમજાયો કે 'સ્વજન તથા દેહ પર મોહ રાખવો નહિ,' એટલે તેણે પોતાના હાથમાં રહેલું મસ્તક દૂર ફગાવી દીધું, કારણ કે તેના પર તેને એક સ્વજન તરીકેનો મોહ હતો.

હજી શબ્દોનું રટણ ચાલુ જ હતું. તેણે ત્રીજી વાર અંતરમાં પ્રકાશ કર્યો અને તેને સંવરનો અર્થ એમ સમજાયો કે 'મનને કાબૂમાં રાખવું, તેને જ્યાં ત્યાં જવા દેવું નહિ.' અને તે પેલા મુનિની જેમ ધ્યાન ધરીને ઊભો રહ્યો. તેનો ખ્યાલ એવો હતો કે આ મુનિ મનને કાબૂમાં રાખવા માટે જ આ પ્રમાણે ઊભા હતા.

શબ્દના આ રટણનો-જપનો ચમત્કાર જુઓ. તેણે અતિ અલ્પ સમયમાં એક ખૂની લૂટારાને મહાત્મા બનાવી દીધો !

મહાત્મા ચિલાતીપુત્ર ગુરુદત્ત શબ્દનું ચિંતન કરતાં કરતાં ધ્યાનમાં સ્થિર થયા અને હંસ જેમ સરોવરમાં ઝીલે, તેમ તે શુદ્ધ ભાવનામાં ઝીલવા લાગ્યા.

હવે તેમનું શરીર તાજા લોહીથી ખરડાયેલું હતું, તેનો આસ્વાદ લેવા માટે વનકીડીઓનું મોટું જૂથ ત્યાં આવી પહોંચ્યું અને તેમના શરીરે ચટકા ભરવા લાગ્યું,

પરંતુ તેમણે ઉપશમનો અર્થ વિચારી કીડીઓ પર ક્રોધ કર્યો નહિ, વિવેકનો અર્થ વિચારી પોતાના દેહ પર મોહ કર્યો નહિ અને સંવરનો વિચાર કરીને પોતાના મનને કાબૂમાં રાખ્યું, એટલે કે કોઈ જાતનો અરેરાટ કે ઓકારો કર્યો નહિ અને તેનો કંઇ પણ પ્રતિકાર કર્યા વિના ધ્યાનમાં જ મગ્ન રહ્યા.

આ ઉપદ્રવ અઢી દિવસ ચાલ્યો, શરીર ચાળણી જેવું થઇ ગયું અને આખરે મરણ આવી પહોંચ્યું, છતાં એ મહાત્મા ચિલાતીપુત્ર પોતાના ધ્યાનમાંથી ચલિત થયા નહિ. તેમનો દેહ પડયો, પણ તેમણે જીવનની કૃત્યકૃત્યતા સાધી લીધી.[૧]

આધુનિક યુગમાં મહાત્મા નારાયણસ્વામીનો દાખલો આ પ્રકારનો છે. તેમને સંન્યાસ ગ્રહણ કરાવતી વખતે ગુરુએ કહ્યું હતું કે તમારે 'બદરી વિશાલ' એ બે શબ્દોનો નિરંતર જપ કરવો.

મહાત્મા નારાયણ સ્વામી ચાંદોદથી થોડે દૂર હનુમંતના એકાંત મંદિરમાં નર્મદાકિનારે વસીને એ શબ્દોનો જપ કરવા લાગ્યા. તેઓ માત્ર એક કંતાનના કકડાની લંગોટી મારતા અને ખુલ્લા શરીરે ઉત્તર દિશા તરફ મુખ રાખીને રાત્રિ-દિવસ મૌનપૂર્વક એ શબ્દોનો જપ કરતા. તેમનો

---

૧. આ કથા જૈન સાહિત્યમાંથી લેવાયેલી છે. ચિલાતીપુત્રની ગણના પ્રાતઃસ્મરણીય પુરુષોમાં થાય છે.

આહાર અતિ સૂક્ષ્મ હતો અને તેની વ્યવસ્થા ચાંદોદના એક બ્રાહ્મણ ગૃહસ્થ દ્વારા થઈ હતી. માત્ર રાત્રિના સમયે તેઓ એક-બે કલાક આરામ લેતા અને ત્યારે કોઈને વાત કરવી હોય તો તેઓ વાત કરતા. બાર વર્ષ સુધી આ શબ્દોનો જપ કરતાં તેમને બદ્રિનારાયણે સાક્ષાત્ દર્શન દીધાં હતાં અને તેમને ત્રિકાલજ્ઞાન તથા વચનસિદ્ધિ પ્રાપ્ત થયાં હતાં. તેનો એક દાખલો નીચે પ્રમાણે જાણવામાં આવ્યો છે :

ચાંદોદના જે બ્રાહ્મણ ગૃહસ્થ દ્વારા તેમના ભોજનાદિની વ્યવસ્થા થઈ હતી, તેની મોટી પુત્રીનાં લગ્ન થયાં હતાં. તે સાસરે ગઈ હતી, પરંતુ ત્રણ-ચાર વર્ષ થવા છતાં તેને સંતતિની પ્રાપ્તિ થઇ ન હતી. આથી તેના સાસુ-સસરાએ પુત્રવધૂના જન્માક્ષરો નિષ્ણાત જ્યોતિષીઓને બતાવ્યા. એ જ્યોતિષીઓએ કહ્યું : ' આ કન્યાને સંતતિનો યોગ નથી. ' આથી સાસુ-સસરાએ પોતાના પુત્રને બીજી કન્યા પરણાવવાનો વિચાર કર્યો.

આ વાત ચાંદોદનિવાસી બ્રાહ્મણ ગૃહસ્થના જાણવામાં આવી અને તેમના દિલને સખત આઘાત થયો. તે એક વાર રાત્રિના સમયે પોતાના પરિવાર તથા પેલી પુત્રીને સાથે લઈ મહાત્મા નારાયણસ્વામી પાસે આવ્યા. આ વખતે મહાત્માએ મૌન છોડેલું હતું. તેમણે સહુનો સસ્મિતવદને સત્કાર કર્યો. થોડી વાર સંતસમાગમ થયો. પછી આ ગૃહસ્થ ઘરે પાછા ફરવા તૈયાર થયા, ત્યારે પેલા મહાત્માએ

પોતાની ઓરડીમાંથી બે પતાસાંનો પ્રસાદ લાવી પેલી પુત્રીને ખાઈ જવા જણાવ્યું. પેલી પુત્રી શ્રદ્ધાપૂર્વક એ બે પતાસાં ખાઈ ગઈ. સહુ ઘરે પાછા ફર્યા.

થોડા વખત પછી એ પુત્રીને ગર્ભ રહ્યો અને તેને પુત્રની પ્રાપ્તિ થઇ. આથી જ્યોતિષીઓ જૂઠા પડયા અને સાસુ-સસરા સ્તબ્ધ થઇ ગયા. ચાંદોદનિવાસી બ્રાહ્મણ ગૃહસ્થ અને તેમના કુટુંબના આનંદનો પાર રહ્યો નહિ. તે પુત્રીને અનુક્રમે બીજો પુત્ર પણ થયો. આ રીતે મહાત્મા નારાયણસ્વામીએ તેના અંતરની વાત પોતાના જ્ઞાનથી જાણીને જે પ્રસાદ આવ્યો હતો, તે સર્વથા સફલ થયો.

તાત્પર્ય કે ગુરુએ શિષ્યના હિત માટે જે શબ્દોનું રટણ કરવા કહ્યું હોય, તે મંત્રનું રૂપ ધારણ કરે છે અને તેનું રટણ જપની કોટિમાં આવે છે.

[૯]

## જપના પ્રકારો

જપ કરવાની રીત ઉપરથી તેના ત્રણ પ્રકારો માનવામાં આવ્યા છે : (૧) ભાષ્ય, (૨) ઉપાંશુ અને (૩) માનસ.

(૧) સહુ સાંભળી શકે તેવા મોટા અવાજે અર્થાત્ વૈખરી વાણીથી જપ કરવો, તે **ભાષ્ય જપ**. 'यस्तु परैः श्रूयते भाष्यः ।' આ જપને વાચિક જપ પણ કહેવામાં આવે છે.

(૨) બીજાઓ સાંભળી ન શકે તેવો, પણ અંદરથી રટણરૂપ હોય, તે **ઉપાંશુ જપ.** આ જપમાં હોઠ અને જીભ થોડા હાલતા હોય છે. 'उपांशुस्तु परैरश्रूयमाणोऽन्तः जल्परूपः ।'

(૩) જે માત્ર મનોવૃત્તિ વડે જપાય, તે **માનસ જપ**, તેનો અનુભવ પોતાને જ થાય છે. 'तत्र मानसो मनोमात्रवृत्तिनिर्वृत्तः स्वसंवेद्यः।' આ જપને રહસ્યજપ પણ કહેવામાં આવે છે.

આ ત્રણ પ્રકારના જપોમાં પહેલા કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો શ્રેષ્ઠ ગણાય છે. આમ છતાં પ્રારંભના સાધકોએ તો ભાષ્યનો જ આશ્રય લેવાનો હોય છે. વળી જપ કરતાં મન અસ્થિર થવા લાગે ત્યારે ભાષ્ય જપ કરવાથી સ્થિર થવા માંડે છે.

જપનો અભ્યાસ આગળ વધે, ત્યારે જ માનસ જપ સારી રીતે થઈ શકે છે. એટલે આપણા માટે ઉપાંશુ જપની હિમાયત કરવામાં આવી છે. જ્યારે ઉપાંશુ જપ સારી રીતે સિદ્ધ થાય, ત્યારે માનસ જપનો આશ્રય લેવો જોઈએ.

જપના આ ત્રણ પ્રકારો, ઉપરાંત ધ્યાનજપ અને અનન્ય જપ એવા બે પ્રકારો પણ મનાયેલા છે, જે વાસ્તવમાં ધ્યાન અને લય છે.

શ્રી સિંહતિલકસૂરિએ **મંત્રાધિરાજકલ્પ**માં જપના તેર પ્રકારો વર્ણવ્યા છે, તે આ પ્રમાણે :

> रेचक-पूरक-कुम्भा गुणत्रयं स्थिरकृतिस्मृती हक्का ।
> नादो ध्यानं ध्येयैकत्वं तत्त्वं च जपभेदाः ॥

(૧) **રેચક જપ**– શરીરમાં રહેલા વાયુને નસકોરાં વાટે બહાર કાઢવાપૂર્વક જે જપ કરવો, તે રેચકજપ.

(૨) **પૂરક જપ**– વાયુને નસકોરાં વાટે શરીરમાં દાખલ કરવાપૂર્વક જે જપ કરવો, તે પૂરકજપ.

(૩) **કુંભક જપ**–વાયુને શરીરમાં સ્થિર કરવાપૂર્વક જે જપ કરવો, તે કુંભકજપ.

આ રીતે કરાયેલો જપ ષટ્કર્મની સિદ્ધિમાં ઉપયોગી થાય છે.

(૪) **સાત્ત્વિક જપ**- શાંતિકર્મ માટે કરાયેલો જપ, તે સાત્ત્વિક જપ.

(૫) **રાજસિક જપ**- વશીકરણાદિ માટે કરાયેલો જપ, તે રાજસિક જપ.

(૬) **તામસિક જપ**- ઉચ્ચાટન તથા મારણાદિક માટે કરાયેલો જપ, તે તામસિક જપ.

(૭) **સ્થિરકૃતિ જપ**- ગમે તેવાં વિઘ્નો સામે દેખાવા છતાં સ્થિરતાપૂર્વક જે જપ થાય, તે સ્થિરકૃતિજપ.

(૮) **સ્મૃતિ જપ**- દૃષ્ટિને નાકના અગ્રભાગ પર સ્થાપીને મનથી મંત્રનું રટણ કરવામાં આવે, તે સ્મૃતિજપ.

(૯) **હક્કા જપ**- જે મંત્રના અંત્યપદો ક્ષોભકારક હોય, તેનો જપ કરવો તે હક્કાજપ. અથવા જેનો શ્વાસ લેતી અને મૂકતી વખતે હકારનો વિલક્ષણતાપૂર્વક ઉચ્ચાર કર્યા કરવો, તે હક્કાજપ.

(૧૦) **નાદ જપ**- જે જપ કરતી વખતે અંતરમાં ભ્રમરના જેવો ગુંજારવ ઉઠે, તે નાદજપ.

(૧૧) **ધ્યાન જપ**- મંત્રપદોનું વર્ણાદિપૂર્વક ધ્યાન કરવું, તે ધ્યાનજપ.

(૧૨) **ધ્યેયૈક્ય જપ**- ધ્યાતા અને ધ્યેયની એકતા-વાળો જપ, તે ધ્યેયૈક્યજપ.

(૧૩) **તત્ત્વ જપ**– પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોને અનુસરીને જપ કરવો, તે તત્ત્વજપ.

આમાંનો બારમો પ્રકાર અનન્ય જપનો જ પર્યાય-શબ્દ છે.

પ્રાણાયામપૂર્વક જપ કરવો, તેને સગર્ભ જપ કહેવાય છે. તેનું ફલ માનસજપ કરતાં પણ વિશેષ મનાયેલું છે.

વિશિષ્ટ કોટિના જપો ગુરુના માર્ગદર્શનથી જ કરી શકાય છે. 'આવા ગુરુ ક્યાં મળે?' એનો ઉત્તર અમારી પાસે નથી, પણ પ્રયત્ન કરતાં મળી આવે ખરા, એમ અમારું માનવું છે. હજી ભારતવર્ષ મંત્રવિશારદો અને આધ્યાત્મિક પુરુષોથી છેક વંચિત નથી.

[૧૦]

## વાણીનું ચતુર્વિધ સ્વરૂપ

જપનો સંબંધ મુખ્યત્વે શબ્દ સાથે રહ્યો છે. આ શબ્દ વર્ણોનો બને છે અને એ વર્ણો વાણી દ્વારા ઉત્પન્ન થાય છે, એટલે વાણી સંબંધી થોડું જાણી લઈએ.

પ્રથમ બોલવાનો વિચાર આવે છે અને તે ઇચ્છારૂપે પરિણમે છે, ત્યારે મૂલાધારમાં વાયુનું કંપન થાય છે. આ મૂલાધાર નામનું સ્થાન ગુપ્ત દેશના બે આંગળ ઉપર અને લિંગ મૂળથી બે આંગળ નીચે આવેલું છે. અહીં વાણીને ઉત્પન્ન કરનારી શક્તિ રહેલી છે, જે **પરાવાણી** તરીકે ઓળખાય છે. આ વાણીને કોઇ વ્યક્ત સ્વરૂપ હોતું નથી. તે માત્ર શક્તિરૂપે જ ત્યાં હોય છે. જગતની બધી ભાષાઓનો એ મુખ્ય પાયો છે.

શબ્દશક્તિ જ્યારે વાણીનું સ્વરૂપ ધારણ કરવા પ્રયત્નશીલ બને છે અને તે વાયુરૂપે નાભિપ્રદેશમાં આવે છે, ત્યારે **પશ્યંતીનું** રૂપ ધારણ કરે છે. વાણીનો આ બીજો પ્રકાર છે.

તે આગળ વધી જ્યારે હૃદયપ્રદેશ સુધી પહોંચે છે, ત્યારે **મધ્યમા** નામથી ઓળખાય છે. વાણીનો આ ત્રીજો પ્રકાર છે.

અને જ્યારે ત્યાંથી પણ આગળ વધી કંઠપ્રદેશમાં પહોંચે છે, ત્યારે તે **વૈખરી** નામથી ઓળખાય છે. વાણીનો આ ચોથો પ્રકાર છે. આ ચોથા પ્રકારમાં વાણી બરાબર વ્યક્ત થાય છે.

આ ચાર પ્રકારની વાણીમાં પરા અને પશ્યંતીનો અનુભવ યોગસાધનામાં આગળ વધેલાઓને થાય છે અને મધ્યમા તથા વૈખરીનો અનુભવ આપણ બધાને થાય છે.

વૈખરી વાણી દ્વારા જે વર્ણો બહાર પડે છે, તે ૧૬ સ્વર અને ૩૩ કે ૩૪ વ્યંજનોનું સ્વરૂપ ધારણ કરે છે, તે આ પ્રમાણે :

**સોળ સ્વરો :** अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः ।

આ સોળ સ્વરમાં જેનો ઉચ્ચાર ટૂંકો થાય છે, તે હ્રસ્વ કહેવાય છે, અને લાંબો થાય છે, તે દીર્ઘ કહેવાય છે. આ સોળ સ્વરમાં ૫ હ્રસ્વ છે અને ૧૧ દીર્ઘ છે, તે આ પ્રમાણે :

**હ્રસ્વસ્વરો :** अ इ उ ऋ ऌ ।

**દીર્ઘસ્વરો :** आ ई ऊ ॠ ॡ ए ऐ ओ औ अं अः ।

દીર્ઘનો ઉચ્ચાર વધારે દીર્ઘ કરીએ તો એ પ્લુત કહેવાય છે. હ્રસ્વની એક માત્રા, દીર્ઘની બે માત્રા તો પ્લુતની ત્રણ માત્રા ગણાય છે.

**તેત્રીશ વ્યંજનો :** क ख ग घ ङ च छ ज झ ञ ट ठ ड ढ ण त थ द ध न प फ ब भ म य र ल व श ष स ह । આમાં ळ ઉમેરીએ તો વ્યંજનોની સંખ્યા ૩૪ની બને છે.

આ વ્યંજનોના ઉચ્ચારણ અનુસાર સાત વર્ગો પડે છે. જેમ કે–

| | | વર્ણસંખ્યા |
|---|---|---|
| કંઠ્ય અથવા કવર્ગ | क ख ग घ ङ | ૫ |
| તાલવ્ય અથવા ચવર્ગ | च छ ज झ ञ | ૫ |
| મૂર્ધન્ય અથવા ટવર્ગ | ट ठ ड ढ ण | ૫ |
| દંત્ય અથવા તવર્ગ | त थ द ध न | ૫ |
| ઓષ્ઠ્ય અથવા પવર્ગ | प फ ब भ म | ૫ |
| અંતઃસ્થ કે યવર્ગ | य र ल व | ૪ |
| ઉષ્માણી કે શવર્ગ | श ष स ह | ૪ |
| | | ૩૩ |

આમાં સોળ સ્વરનો એક વર્ગ ઉમેરતાં કુલ આઠ વર્ગ થાય છે અને તેનો જપ તથા મંત્ર-યંત્રમાં ઉપયોગ થાય છે.

સોળ સ્વરો અને તેત્રીશ કે ચોત્રીશ વ્યંજનોના સમુદાયને વર્ણમાતૃકા કે વર્ણમાલા કહેવામાં આવે છે. મંત્રવિશારદોનું એમ માનવું છે કે વર્ણમાલાનો આ દરેક અક્ષર મંત્રરૂપ છે, કારણ કે તેનો જપ કરતાં અને ધ્યાન ધરતાં એક વિશિષ્ટ પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય છે. વ્યંજનનું ધ્યાન તેને અં સ્વર લગાડીને કરવામાં આવે છે. એટલે કં ખં ગં એ રીતે તેનું ધ્યાન થાય છે.

શાક્ત સંપ્રદાયમાં તે અંગે એક ગ્રંથ રચાયેલો છે, જેનો અંગ્રેજી અનુવાદ જોન વુડ્રોફે 'A garland of letters' તરીકે કરેલો છે. જૈન ધર્મમાં શ્રી સમંતભદ્રાચાર્યે **મંત્રવ્યાકરણ** નામના ગ્રંથમાં દરેક વર્ણની શક્તિ વર્ણવેલી છે અને તેનું ધ્યાન ધરતાં કેવું સ્વરૂપ પ્રકટ થાય છે, તે પણ જણાવેલું છે. પરંતુ આ ગ્રંથ મુદ્રિત થયેલો નથી. શ્રી ઇન્દ્રનંદિએ **વિદ્યાનુવાદ** નામનો એક મંત્રસંગ્રહ ગ્રંથ તૈયાર કરેલો છે, તેમાં મંત્રવ્યાકરણનો આ ભાગ લેવાયેલો છે અને અમારી માહિતી મુજબ આ વિદ્યાનુવાદ ગ્રંથ હાલ મુદ્રણાલયમાં છે. અમદાવાદની એક પુરાતત્ત્વ સંસ્થા દ્વારા આ મુદ્રણકાર્ય ચાલી રહ્યું છે. અમારા રચેલા **મંત્રવિજ્ઞાન** ગ્રંથના પાંચમા પ્રકરણમાં તેનો સાર અપાયેલો છે.

વર્ણમાંથી શબ્દો બને છે અને તેના આધારે ગદ્ય-પદ્યની રચના થાય છે, જે વિચારો કે ભાવોનું માધ્યમ (Medium) બને છે. આપણે આપણા વિચારો કે ભાવો બીજાને પહોંચાડવા હોય તો પત્ર લખીએ છીએ, જે ગદ્યરૂપ છે. આ સ્થાને જો કાવ્યરચના કરીને મોકલીએ તો તે પદ્યરૂપ લેખાય. શાસ્ત્રો અને ગ્રંથોનું મહત્ત્વ એટલા જ માટે છે કે તેના દ્વારા આપણે તેના રચયિતાના વિચારો અને ભાવો જાણી શકીએ છીએ અને એ રીતે આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરી શકીએ છીએ.

[ ૧૧ ]

## શબ્દની અદ્ભુત શક્તિ

શબ્દ, ધ્વનિ, અવાજ વગેરે એકાર્થી શબ્દો છે. અંગ્રેજીમાં તેને માટે 'સાઉન્ડ' (Sound) શબ્દ વપરાય છે.

શબ્દમાં અદ્ભુત–અપાર શક્તિ રહેલી છે, એ વાત આપણે ત્યાં ઘણા પ્રાચીન કાલથી જાણીતી હતી, તેથી જ '**શબ્દબ્રહ્મ**' જેવો શબ્દ અસ્તિત્વમાં આવેલો છે.

મનુષ્ય બોલવાના કે ગાવાના પ્રયત્નમાંથી શબ્દ ઉત્પન્ન કરે છે, તે થોડીવારમાં હજારો ગાઉ દૂર પહોંચી જાય છે. રેડિયોની સ્વીચ ફેરવીએ કે હજારો માઈલ દૂર ગવાતાં ગીતો સંભળાવા લાગે છે, એ શું બતાવે છે? તેની આ ગતિ ઇથર નામના એક સર્વવ્યાપી અદૃશ્ય પદાર્થ દ્વારા થાય છે.

બે જડ પદાર્થો અથડાય તેમાંથી પણ અમુક પ્રકારનો શબ્દ ઉત્પન્ન થાય છે અને તે પણ થોડીવારમાં ઘણે દૂર ફેલાઈ જાય છે. આપણે જે મેઘગર્જના સાંભળીએ છીએ,

તે વાદળાંઓનાં ઘર્ષણનું પરિણામ છે. એ ઘર્ષણ આકાશમાં ઘણે દૂર થતું હોય છે.

મનુષ્ય જડ સાધનોનો ઉપયોગ કરીને પણ અમુક પ્રકારનો શબ્દ ઉત્પન્ન કરી શકે છે. વિવિધ પ્રકારનાં વાજિંત્રો તે માટે જ યોજાયેલાં છે.

પ્રથમ વાણીરૂપ શબ્દનો વિચાર કરીએ. તેનો પ્રભાવ મનુષ્ય ઉપર ખૂબ પડે છે. જો કોઈને મધુર શબ્દથી બોલાવીએ તો તે પ્રસન્ન થાય છે અને કડવા શબ્દથી બોલાવીએ તો નારાજ થાય છે, તેથી જ એક કવિએ કહ્યું છે કે—

प्रियवाक्यप्रदानेन, सर्वे तुष्यन्ति जन्तवः ।
तस्मात्तदेव कर्तव्यं, वचने किं दरिद्रता ? ॥

'સર્વ પ્રાણીઓ પ્રિય વાણીવ્યવહારથી પ્રસન્ન થાય છે, તેથી તેવો જ વ્યવહાર રાખવો. વચનમાં દરિદ્રતા શા માટે રાખવી ?'

મધુર વાણીથી બોલવું એ મનુષ્યનો સદ્‌ગુણ ગણાય છે. તેથી મનુષ્ય લોકપ્રિયતા પ્રાપ્ત કરે છે અને પોતાનાં કાર્યોમાં સફળતા મેળવે છે. જ્યારે કડવી વાણી એ મનુષ્યનો દુર્ગુણ ગણાય છે, અપલક્ષણ ગણાય છે. તેથી મનુષ્ય અપ્રિય બને છે અને તેનાં ઘણાં કામો બગડી જાય છે. તેને અનુલક્ષીને એક કવિએ કહ્યું છે કે-

वरं मौनेन नीयन्ते, कोकिलैरिव वासराः ।
यावत्सर्वजनानन्द-दायिनी गीः प्रवर्तते ॥

'જ્યાં સુધી પોતાની વાણી સર્વજનોને આનંદ આપે તેવી મધુર થતી નથી, ત્યાં સુધી કોયલ મૌનમાં દિવસો પસાર કરે છે (અને જ્યારે આનંદ આપે તેવી મધુર થાય છે, ત્યારે જ તે ટહૂકવા લાગે છે.) તેવી રીતે મનુષ્ય બીજાને આનંદ ઉપજાવે, એવી વાણી ન બોલી શકે, તો તેણે પોતાના દિવસો મૌનમાં પસાર કરવા સારા.'

અને એક કવિએ એમ પણ કહ્યું છે કે–

स्वजिह्वा नो वशे यस्य, जल्पने भोजने तथा ।
स भवेद् दुःखितो नित्यमात्मनो दुष्टचेष्टितैः ॥

'બોલવામાં તથા ખાવામાં જેની જીભ વશ નથી, તે પોતાના એ દુષ્ટ ચેષ્ટિત વડે નિત્ય દુઃખી થાય છે.'

શક્તિવાળાં દ્રવ્યોનું વિશિષ્ટ સંયોજન થતાં તેમાંથી એક પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે ગંધક, મણસીલ, સુરોખાર વગેરે મેળવવાથી દારૂ ઉત્પન્ન થાય છે અને તે એક ધડાકે મજબૂતમાં મજબૂત દિવાલોના ભૂકા ઉડાવી દે છે. અણુબોંબ, હાઇડ્રોજન બોંબ વગેરે તેનાં પ્રત્યક્ષ પ્રમાણો છે. આ રીતે વર્ણોનું વિશિષ્ટ સંયોજન થતાં એક પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય, તો એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે મંત્રની રચના વર્ણના વિશિષ્ટ સંયોજનથી થાય છે, તેથી જ તેમાં એક પ્રકારની અદ્ભુત શક્તિ ઉત્પન્ન થાય છે.

મદ્રાસના એક તાંત્રિક પંડિતે રં અગ્નિબીજનો જપ

કરીને એક લાકડાના કકડામાં અગ્નિ પ્રકટાવી દીધો હતો અને તે સળગવા લાગ્યું હતું. એ જોયા પછી જ મદ્રાસ હાઈકોર્ટના નિવૃત્ત જજ મી. જુન વુડ્રોફને મંત્રજપમાં શ્રદ્ધા બેઠી હતી અને તેમણે આર્થર એવેલોનના સાંકેતિક નામથી અનેક તાંત્રિક ગ્રંથોનું સંપાદન કર્યું હતું.

પૂનાની રિસર્ચ કોલેજના પ્રીન્સીપાલ શ્રી કરમરકરે રં બીજનું એક હજાર વાર ઉચ્ચારણ કરીને પોતાના શરીરની ગરમી એક ડીગ્રી વધારી દીધી હતી.

બી. એમ. લેસર લેસારિયો નામના એક ઓસ્ટ્રીયન વૈજ્ઞાનિકે શબ્દના જુદા જુદા ઉચ્ચારણો કરીને અમુક પ્રકારના રોગો મટાડયા હતા.

અમે પોતે કેટલાક વર્ષ પહેલાં અમુક સ્વરોનું ઉચ્ચારણ કરતાં આપણા શરીરના કયા ભાગો પર કેવી અસર થાય છે, તે એક ત્યાગી સાધક પાસે નિહાળ્યું હતું.

મિસીસ વોટર્સ હ્યુજીસ નામની એક યુરોપિયન મહિલાએ લોર્ડ લિટનના અભ્યાસગૃહમાં સ્વરને લગતા કેટલાક પ્રયોગો કરી બતાવ્યા હતા. તેમણે ઇઓડોફોન નામના વાજિંત્ર ઉપર કેટલાંક નાનાં બીયાં મૂકયાં હતાં. તે અમુક સ્વર વગાડતાં કૂદવા લાગ્યાં હતાં અને એક ભૌમિતિક આકારમાં ગોઠવાઈ ગયાં હતાં. એક બીજા પ્રસંગે આ બીયાં સર્પના આકારમાં પણ ગોઠવાઈ ગયાં હતાં.

એક વખત મિસીસ હ્યુજીસ અમુક સ્વર વગાડતા

હતા, ત્યારે તેમની સન્મુખ એક પરી આવીને ઊભી રહી હતી. તે પછી તેમણે એ પરીને ફરી શી રીતે બોલાવવી ? તે શોધી કાઢયું હતું. તેઓ અમુક સ્વર વગાડતાં કે તે પરી આવીને ઊભી રહેતી. આ જ રીતે અમુક સ્વર વગાડતાં સુંદર પુષ્પો પણ હાજર થતાં હતાં.

અમે પોતે કેટલાંક વર્ષ પહેલાં બેંગલોર ગયા, ત્યારે એક સ્થળે મંત્રજપથી પુષ્પો પર થતી અસર નિહાળી હતી. મંત્રજપના કારણે એક મોટું ફૂલ ગોળ ગોળ ફરવા લાગ્યું હતું અને છેવટે તે અદૃશ્ય થઈ ગયું હતું. વળી ફૂલોના એક ઢગલામાં એકાએક ચેતન આવ્યું હતું અને બધાં ફૂલો ઉછળવા લાગ્યા હતા. તે જ રીતે અમુક ફૂલોને ટેબલ પરથી સીધા સરકી નીચે ચાલ્યા જતાં પણ જોયાં હતાં. ઉપરાંત મંત્રજપથી એક સોપારીને અમુક માઇલ દૂર મોકલવાનું પણ અનુભવ્યું હતું.

ફ્રાન્સમાં અભ્યાસ કરી રહેલા એક બંગાળી વિદ્યાર્થીએ ભૈરવનું ગીત ગાતાં કૂતરા પર બેઠેલા ભૈરવ ખડા થયા હતા.

શ્રી ભાસ્કરાચાર્ય મકખી કે જે મહાન મંત્રવિશારદ હતા અને જેમણે **લલિતાસહસ્રનામ** પર એક મંત્રમય મનનીય ટીકા લખી છે, તેઓ એક વાર વારાણસી ગયા હતા અને ત્યાં તંત્રવાદ પર શાસ્ત્રાર્થ થયો હતો, ત્યારે તેમને જે દેવીનું સ્વરૂપ પૂછવામાં આવ્યું, તે તેમણે શ્લોકબદ્ધ કહી બતાવ્યું હતું, એટલું જ નહિ પણ પ્રેક્ષકોને પોતાના ખભા તરફ નજર રાખવાનું કહીને તેમને એ એ

સ્વરૂપનાં દર્શન પણ કરાવ્યાં હતાં. આ ઘટના લગભગ ત્રણસો વર્ષ પહેલાંની છે.

હાલમાં પણ કોઈ કોઈ સાધકોમાં આવી શક્તિ નજરે પડે છે. કેટલાંક વર્ષ પહેલાં મુંબઈ નજીક એક સાધુ સફેદ કપડાનો પડદો બાંધીને બેસતા હતા અને પ્રેક્ષકો જે દેવીનું નામ બોલે તેનો જપ કરીને તેનું ચિત્ર એ પડદા પર બતાવતા હતા.

આ પરથી શબ્દમાં કેવી અદ્ભુત—અપાર શક્તિ રહેલી છે, તેનો કિંચિત્ ખ્યાલ આવી શકશે. તેનો ખરો અનુભવ તો મંત્રજપ કરવા માંડીએ ત્યારે જ આવે છે. મંત્રજપથી શરીરમાં અનેરી શક્તિ આવવાનો અનુભવ અમને અનેકવાર થયેલો છે અને તેણે જ અમારી મંત્રવિષયક શ્રદ્ધાને અતિ દૃઢ કરી છે.

[ ૧૨ ]

# મંત્ર એક રહસ્યમય વસ્તુ

જેને જપ કરવો છે, જપમાં આગળ વધવું છે અને જપ દ્વારા અભીષ્ટની સિદ્ધિ કરવી છે, તેમણે મંત્રનો પરિચય કરી લેવો જોઈએ, કારણ કે જપનો આધાર મંત્ર છે. જપનો અર્થ વિચારતાં આપણે જોયું છે કે જે શબ્દ મંત્રરૂપ બનેલો હોય છે, તેનો જ જપ થાય છે, જે તે શબ્દનો જપ થતો નથી.

મંત્રવાદ આપણા દેશમાં ઉદ્ભવ્યો છે અને આપણા દેશમાં ફાલ્યો–ફૂલ્યો છે, તેનાં ડાળી–ડાંખળાં ભલે બીજે ફેલાયાં હોય, પણ મૂળ વસ્તુ આપણે ત્યાં છે. મંત્રનો પ્રભાવ લોકો પર ખૂબ પડેલો છે, તેથી જ તેઓ એની ગણના એક ચમત્કારિક વસ્તુ તરીકે કરે છે.

મંત્રના ચમત્કારો ભૂતકાલમાં અનેક વાર બનેલા છે અને આજે પણ બને છે. કદાચ આજે તેનું પ્રમાણ ઓછું હશે, પણ મંત્રના ચમત્કારો સાવ અસ્ત પામી ગયા નથી.

કેટલાક કહે છે કે ‘ અમે મંત્રના ચમત્કારો વિષે

સાંભળ્યું છે ખરું, પણ હજી સુધી કોઈ ચમત્કાર જોયો નથી, તો એ વાતને શી રીતે સાચી માનવી ?' પરંતુ કોઈ વસ્તુ આપણે ન જોઈ હોય, તેથી એ અસત્ય કે ખોટી છે, એમ કહી શકાતું નથી. લંડન અને ન્યુયોર્ક શહેરની ખ્યાતિ અમે જાણી છે, પણ એ શહેરો અમે જોયાં નથી, તો શું અમે એમ કહી શકીશું ખરા કે આ દુનિયામાં લંડન કે ન્યુયોર્ક જેવાં કોઈ શહેર જ નથી ! ખરી વાત એ છે કે જ્યાં સુધી આપણે ખૂબ ફરીએ નહિ, ખૂબ જોઈએ નહિ અને એ પ્રકારની દૃષ્ટિ રાખીએ નહિ, ત્યાં સુધી આવી વસ્તુઓ આપણા જોવામાં આવતી નથી.

ઘણી વખત તો એવું બને છે કે આપણા પોતાના ગામમાં કે નજીકના પ્રદેશમાં કોઈ મંત્રવાદી હોય તો પણ તેની આપણને ખબર પડતી નથી, કારણ કે આપણી દૃષ્ટિ તે તરફ દોરવાયેલી નથી. વળી મંત્રો અને મંત્રવાદીઓ વિષે આપણા મનમાં જે ખ્યાલો પેદા થયેલા છે, તેથી કોઈ સાચા મંત્રવાદીને પણ આપણે ઠગ, ધૂતારો કે મેલી વિદ્યા-વાળો માની તેનો તિરસ્કાર કરતાં અચકાતા નથી. તમે સર્પનું ઝેર ઉતારનાર, વીંછીનું ઝેર ઉતારનાર કે વળગાડને દૂર કરનાર મંત્રવાદી તો જોયા હશે. શું તેઓ જે કંઈ કરે છે, તે ધત્તીંગ છે ? ચમત્કાર તો એમાં પણ સમાયેલો છે, પણ તેને તમે એ દૃષ્ટિએ કદી નિહાળ્યો નથી.

અમને બાલ્યાવસ્થાથી આજ સુધીમાં મંત્રના અનેક ચમત્કારો જોવા મળ્યા છે, તેથી જ અમે મંત્રમાં શ્રદ્ધાન્વિત થયા છીએ અને તેનો પરિચય કરાવવા તથા તેનું મહત્ત્વ સમજાવવા



જૈનાચાર્ય

શ્રી વિજયધર્મધુરંધરસૂરિજી મહારાજ

જેમણે

અર્હં મંત્રની અનન્ય ઉપાસના કરી

સુંદર સિદ્ધિ પ્રાપ્ત કરી છે.

માટે અમે **મંત્રવિજ્ઞાન, મંત્રચિંતામણિ** તથા **મંત્રદિવાકર** નામના ગ્રંથો રચીને પ્રકટ કરેલા છે.[૧]

આજે ગોપાલસ્વામી હૈયાત નથી, તેમનો દેહ છૂટી ગયો છે, પણ તેમણે પોતાના જીવન દરમિયાન મંત્રની–મંત્રશક્તિની પ્રતિષ્ઠામાં ઘણો વધારો કર્યો હતો. તેઓ મોટા ભાગે હિમાલયમાં રહેતા અને વરસમાં એકાદવાર પંજાબ, દિલ્હી, રાજસ્થાન, ગુજરાત તથા મહારાષ્ટ્રના પ્રદેશમાં આવતા. આ રીતે તેઓ એક વાર દિલ્હી આવ્યા. તેઓ ખુલ્લા શરીરે રહેતા હતા અને કંતાનની લંગોટી વાળતા હતા.

બીરલા હાઉસમાં તેમનો મુકામ થયો. તેમના સત્સંગ માટે કેટલાક શ્રીમંતો તથા લોકસભાના સભ્યોને આમંત્રણ અપાયાં. અગાશીમાં આગંતુકોની ઠઠ જામી. તે વખતે સ્વામીજીએ ગોપાલની એક નાની છબી પાટલા પર પધરાવી, તેની સામે ઈંટ–પત્થરના થોડા ટૂકડા મૂકયા અને તેને એક વસ્ત્રથી ઢાંકી દીધા. થોડી વારે પ્રાર્થના પૂરી થઈ, તેમણે પેલું ઢાંકેલું વસ્ત્ર ઉઠાવી લીધું અને નીચેથી સાકરના

---

૧. આ ગ્રંથો પૈકી મંત્રવિજ્ઞાનની બીજી આવૃત્તિ થયેલી છે અને તે પ્રાપ્ય છે. બીજા બે ગ્રંથો હાલ મળતાં નથી. જૈન ધર્મને અનુલક્ષીને અમે નમસ્કારમંત્રસિદ્ધિ, મહાપ્રાભાવિક ઉવસગ્ગહરં સ્તોત્ર, હ્રીંકારકલ્પતરુ, ભકતામર–રહસ્ય, શ્રીઋષિમંડલ આરાધના તથા શ્રી પાર્શ્વ–પદ્માવતી આરાધના, નામના ગ્રંથો રચેલા છે, તેમાં પણ મંત્રવિષયક ઘણી સામગ્રી આપેલી છે.

ટુકડા નીકળ્યા. તેનો બધાને પ્રસાદ અપાયો. પછી તો આશ્ચર્યનું કહેવું જ શું ?

પરંતુ બુદ્ધિશાળી માણસો એમ સહેલાઈથી માની જાય એવા નહિ. બીજા દિવસે સાંજે પણ તેઓ પ્રાર્થનામાં આવ્યા અને સ્વામીજીએ પોતાના નિત્યક્રમ મુજબ ઈંટ તથા પત્થરના ટૂકડા મૂકયા કે એકે કહ્યું : 'સ્વામીજી ! આજે તો અમે અમારી સાથે સરકારી માર્કાવાળી ઈંટ લેતા આવ્યા છીએ, તેને કૃપા કરીને અહીં મૂકો. આજે તો તેની સાકર ખાવાની ઇચ્છા છે.'

સ્વામીજી સમજી ગયા કે તેમને મારા આ નિત્ય-ક્રમમાં બનતી ઘટના અંગે કંઈક શંકા છે, પણ તેઓ જાદુગરોની જેમ કોઈ હાથચાલાકી કરનારા ન હતા કે લોકોને છેતરવા માટે બીજું પાખંડ કરનારા ન હતા. તેઓ ખરેખર સંત હતા અને મંત્રબળે જ આ ઘટના બનતી હતી. તે ઈંટ ત્યાં મૂકાઈ, ઉપર વસ્ત્ર ઢંકાયું, પ્રાર્થના થઈ અને તેની પૂર્ણાહુતિ બાદ વસ્ત્ર ખોલ્યું તો આખી ઈંટ સાકરની બની ગયેલી હતી. આગંતુકોમાં આશ્ચર્યનું મોજું ફરી વળ્યું. આમ છતાં કેટલાકનું કુતૂહલ ન શમ્યું, એટલે બીજા દિવસે નળમાંથી પાણી ભરેલી ડોલ ત્યાં મૂકવામાં આવી, તેને વસ્ત્ર ઢંકાયું અને પ્રાર્થનાના અંતે તેને ઉપાડી લેતા પેલી ડોલ તાજા દૂધથી ભરેલી જણાઈ.

'આ ઈંદ્રજાલ તો નથી !' એકે સવાલ કર્યો અને તેમાંથી થોડું દૂધ ઘરે લઈ જઈ તેની અજમાયશ કરવાની

ઇચ્છા દેખાડી. સ્વામીજીએ તેમાં સંમતિ આપી. એ દૂધને જમાવવામાં આવ્યું, તો સુંદર દહીં થયું. તેનું મથન કરવામાં આવ્યું તો તેમાંથી ઘણું માખણ નીકળ્યું અને તેને તાવી જોતાં ઘીનો વાડકો ભરાયો. આવું ઘી આ બનાવટના જમાનામાં જોવા પણ ન મળે!

એક રવિવારે સવારે સહુએ એકઠા થઇ, સ્વામીજીને પ્રાર્થના કરી કે આજે તો સૂર્ય ભગવાનની સ્તુતિ કરીને કંઈક ચમત્કાર બતાવો. એ વખતે ત્રાંબાની એક ચમચી હાથમાં મૂકવામાં આવી. સ્વામીજીએ તેને કેળના પત્તાથી વીંટાળી લીધી. પછી સૂર્ય સામે ઊભા રહી સ્તુતિ કરવા લાગ્યા—મંત્રમય જ તો! થોડીવારે સ્તુતિ બંધ થઇ, કેળનું પત્તું કાઢી નાખવામાં આવ્યું, ત્યાં પેલી ચમચી સોનાની જોવામાં આવી. પરીક્ષા કરનારાઓ ત્યાં ઊભા જ હતા. તેમણે પરીક્ષા કરી તો એ સો ટચનું સોનું હતું. એ ચમચી તેમના સ્મરણ માટે ત્યાં રાખી લેવામાં આવી.

છેલ્લા દિવસે સ્વામીજીએ કહ્યું: 'તમે બધા શિક્ષિત છો, ઘણું ભણેલા છો અને વિજ્ઞાનનો અભ્યાસ કરી ચૂકયા છો, તો એટલું જણાવો કે ઈંટની સાકર શી રીતે બની? પાણીનું દૂધ શી રીતે થયું? ત્રાંબું સુવર્ણમાં કેવી રીતે પલટાઈ ગયું? એ તો તમે જાણો છો કે તેના પર કોઈ રાસાયણિક ક્રિયા કરવામાં આવી ન હતી.

પરંતુ તેનો ઉત્તર ન હતો. સ્વામીજીએ કહ્યું: 'બંધુઓ!

મંત્રની શકિતને કોઈ પહોંચી શકે એમ નથી. તમારું સાયન્સ-તમારું વિજ્ઞાન એની આગળ કંઈ નથી.'

આવા તો અનેક ચમત્કારો શ્રીગોપાલ સ્વામીએ બતાવ્યા હતા અને છેવટે ગોપાલની-ઈશ્વરની અનંત શકિતમાં શ્રદ્ધા રાખવાનો ઉપદેશ આપ્યો હતો.

શ્રી મણિબહેન પણ આજે હૈયાત નથી. તેઓ સ્વામી સહજાનંદજીમાં અનન્ય શ્રદ્ધા ધરાવતા હતા અને એ સંપ્રદાયના એક મહાપુરુષ પાસેથી અદ્ભુત મંત્રશક્તિ પ્રાપ્ત કરી શકયા હતા. તેમના પ્રયોગો જોવાનો અવસર અમને મળેલો છે. તેઓ સામાન્ય રીતે ગૃહસ્થોને ઘેર જતા અને તેના એકાદ ઓરડામાં પોતાની બેઠક લેતા. ત્યાં પ્રથમ એક ઊંચા આસન પર સ્વામી સહજાનંદજીની છબી પધરાવતા, પછી બે ત્રણ ભજનો ગાતાં અને ત્યાર બાદ જેમના મસ્તકે હાથ મૂકે તેમને તરત સમાધિ લાગી જતી, એટલે તે ઢળી પડતા. તે પછી લોકો જે વસ્તુ માગે, તે હાથને હવામાં વીંઝીને લાવી દેતા.

અમે તેમના જે પ્રયોગોમાં હાજર હતા, ત્યાં આવું બધું બન્યા પછી એક જણાએ માળા માગી, તે તેમણે હાથ વીંઝી તરત આપી દીધી. પછી ગીતાજીનું પુસ્તક માગવામાં આવ્યું, તે પણ તેમણે હાથ વીંઝીને આપી દીધું. છેવટે નારંગી માગી, તે પણ તેમણે એ જ રીતે હાજર કરી. તે પછી પ્રશ્નોત્તરી થઈ, તેમાં અનેક પ્રશ્નોના ઉત્તરો અપાયા અને તે સાચા હતા.

આજે સચ્ચા સાંઈબાબા આ જ રીતે અનેક વસ્તુઓ આપે છે અને તેમનો ભસ્મચમત્કાર તો ખૂબ જ જાણીતો છે.

તાત્પર્ય કે હજી મંત્રના ચમત્કારો અસ્ત પામ્યા નથી. જો મંત્રની વિધિસર સાધના કરવામાં આવે તો એ આજે પણ ફલદાયી થાય છે.

અહીં એટલું વિચારવું ઘટે કે જ્યારે વેદો, ઉપનિષદો, બ્રાહ્મણગ્રંથો, પુરાણો, અનેકવિધ શાસ્ત્રો, જિનાગમો, બૌદ્ધ પીટકો અને સેંકડો તંત્રગ્રંથો મંત્રની વાત કરી રહ્યા છે, ત્યારે તેમાં તથ્ય જરૂર હશે.

જે મનન કરવા યોગ્ય હોય, તે મંત્ર કહેવાય. શ્રી સાયણાચાર્યે વેદો પર નિરુક્ત કરતાં આ અર્થ કરેલો છે. આ માન્યતા અનુસાર વેદની ઋચાઓ કે વેદનાં સૂત્રો તથા જૈન અને બૌદ્ધ ધર્મનાં કેટલાંક સૂત્રો મંત્રો ગણાયા છે. દાખલા તરીકે—

असदो मा सद् गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय ।

આ વૈદિક સૂક્તો છે, તે પ્રાર્થનામંત્રો તરીકે પ્રસિદ્ધ થયેલા છે.

नमो अरिहंताणं ।
नमो सिद्धाणं ।
नमो आयरियाणं ।

नमो उवज्झायाणं ।
नमो लोए सव्वसाहूणं ॥[1]

આ જૈન સૂત્રો છે, તે નમસ્કારમંત્રની ખ્યાતિ પામ્યાં છે.

बुद्धं सरणं गच्छामि ।
धम्मं सरणं गच्छामि ।
संघं सरणं गच्छामि ॥[2]

આ બૌદ્ધ સૂત્રો છે, તે ત્રિશરણ મંત્ર તરીકે વિખ્યાત થયાં છે.

પરંતુ મંત્રવાદ જોર પર આવ્યો, ત્યારે 'मननात् त्रायते इति मन्त्रः-જેનું મનન કરતા ભયમાંથી રક્ષણ મળે તે મંત્ર' એવી વ્યાખ્યા પ્રચલિત થઈ અને તે વખતે અક્ષરોની વિશિષ્ટ રચનાવાળાં પદો જ મંત્ર ગણાવા લાગ્યાં. જેમકે ૐ, ૐ नमो नारायणाय, ૐ नमः शिवाय, ૐ ह्रीँ अर्हँ नमः, ૐ ह्रीँ नमः વગેરે.

વળી આ વખતે મંત્રની બીજી પણ બે વ્યાખ્યાઓ અસ્તિત્વમાં આવી : (૧) જે ગુપ્તપણે કહેવાય, તે મંત્ર.

---

૧. જૈનોનો એક સંપ્રદાય નીચેનો શ્લોક પણ સાથે જ બોલે છે અને તેને મંત્રરૂપ ગણે છે :

एसो पंच-नमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥

આ સૂત્રોની ભાષા અર્ધમાગધી છે.

૨. આ સૂત્રોની ભાષા પાલી છે, જે પ્રાકૃતનો જ એક પ્રકાર છે.

અને (૨) જે શબ્દરચના દેવાધિષ્ઠિત હોય, તે મંત્ર. ગુરુ તરફથી જે મંત્રદાન થતું, તે ગુપ્તપણે જ થતું. ગુરુ શિષ્યનો જમણો કાન ફૂંકીને કોઈ ન સાંભળે તે રીતે તેને મંત્ર કહેતા.

મંત્રમાં મનનની મુખ્યતા છે. મનનનો એક અર્થ છે શબ્દનું રટણ અને બીજો અર્થ છે અર્થનું ચિંતન. તેમાં શબ્દના રટણને જપ કહેવામાં આવે છે અને અર્થના ચિંતનને અર્થભાવના કહેવામાં આવે છે. મંત્રની સિદ્ધિ માટે જપ અને અર્થભાવના બંને જરૂરી છે. તેથી જ શ્રીપતંજલિ મુનિએ યોગદર્શનમાં કહ્યું છે કે 'तस्य वाचकः प्रणवः । तज्जपस्तदर्थभावनम् ।' તેનો–તે પરમાત્માનો વાચક પ્રણવમંત્ર એટલે ૐકાર છે. તેનો જપ કરવો તથા તેની અર્થભાવના કરવી, કારણ કે તેનાથી ૐકાર મંત્રની સિદ્ધિ થાય છે અને તેના વડે પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકાય છે.

અહીં એ સ્પષ્ટતા પણ કરી દઈએ કે મંત્રનો અર્થ મંત્રદેવતા છે, તેના સ્વરૂપનું ચિંતન કરવું અને છેવટે તેમાં તદાકાર થઈ જવું એ અર્થભાવનાનું રહસ્ય છે. તેનાથી મંત્રચૈતન્ય પ્રકટ થાય છે અને તે મંત્રસિદ્ધિને સમીપ લાવે છે.

આપણે શબ્દના સામાન્ય અને વિશેષ અર્થ કરીએ છીએ અને તેના તાત્પર્ય સુધી પહોંચીએ છીએ, પણ મંત્ર વિશારદોએ તો મંત્રના સાત પ્રકારના અર્થો માન્યા છે: (૧) પ્રકટ અર્થ, (૨) ગુપ્ત અર્થ (૩) ગુપ્તતર અર્થ,

(૪) રહસ્ય અર્થ, (૫) કુલરહસ્ય અર્થ (૬) નિગર્ભરહસ્ય અર્થ અને (૭) પરાપર અર્થ. આમાંનો પ્રકટ અર્થ તો વ્યાકરણ, કોષ વગેરેના આધારે જાણી શકાય, પણ બાકીના અર્થો તો ગુરુ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય, એટલે મંત્રસાધનામાં ગુરુની આવશ્યકતા અનિવાર્ય છે.

કબીરજીએ કહ્યું છે કે—

एक शब्द गुरुदेवका, ताका अनन्त विचार;
थाके मुनिजन पंडिता, वेद न पावे पार.

'ગુરુદેવે કૃપા કરીને શિષ્યને મંત્રરૂપ જે શબ્દ આપ્યો છે, તેનો વિચાર અનન્ત રીતે કરી શકાય છે, કારણ કે તે અત્યંત રહસ્યમય હોય છે. મુનિજનો અને પંડિતો તેનું એ રહસ્ય જાણવા પ્રયત્ન કરે તો થાકી જાય. અરે! વેદ જેવાં શાસ્ત્રો પણ તેનો પાર પામી શકે નહિ.' તાત્પર્ય કે માત્ર શાસ્ત્રના આધારે મંત્રનું રહસ્ય પ્રાપ્ત થતું નથી. એ તો ગુરુ પાસેથી જ પ્રાપ્ત થાય છે. ગુરુને એ રહસ્ય પરંપરાગત પ્રાપ્ત થયેલું હોય છે.

આ પરથી મંત્ર એક રહસ્યમય ચમત્કારિક વસ્તુ છે, તેનો ખ્યાલ આવી ગયો હશે.

[ ૧૩ ]

## કેટલાક બીજાક્ષરો

વૃક્ષમાં ખરું મહત્ત્વ બીજનું છે. જો બીજ ન હોય તો વૃક્ષ ઉગે જ નહિ. તેમ મંત્રમાં ખરું મહત્ત્વ બીજાક્ષરનું છે. બીજરૂપ જે અક્ષર તે બીજાક્ષર. આ બીજાક્ષરમાં વિશિષ્ટ શક્તિ છૂપાયેલી હોય છે, જે મંત્ર સાધનાથી–ખાસ કરીને જપ તથા ધ્યાનથી પ્રકટ થાય છે અને તે જ ખરો ચમત્કાર સર્જે છે.

મંત્રબીજો ઘણાં છે, તેમાંનાં કેટલાંક પ્રસિદ્ધ બીજોનો અહીં પરિચય કરાવીશું.

ૐ

આ બીજ મંત્રશાસ્ત્રનું મુકુટ મણિ છે. એને કોઈ પણ મંત્રની આદિમાં જોડવાથી મંત્રની શક્તિ વધે છે, તેમજ તેને પ્રકટ કરવામાં સહાય મળે છે, તેથી તેને મંત્રસેતુ ગણવામાં આવે છે. આ બીજને ભક્તિબીજ, વિનયબીજ કે તેજોબીજ પણ કહેવામાં આવે છે. તે

પ્રણવ તરીકે પણ ઓળખાય છે. તેનાં અનેક નામો છે.[1] આ બીજાક્ષર अ + उ + म् એ ત્રણ વર્ણોથી બનેલો છે. આ ત્રણ વર્ણના અર્થ જુદી જુદી અનેક રીતે ઘટાવવામાં આવે છે. **માંડૂક્યોપનિષદ્‌**માં अ થી જાગરિત સ્થાનવાળો વૈશ્વાનર, उ થી સ્વપ્નસ્થાનવાળો તૈજસ અને म् થી સુષુપ્તસ્થાનવાળો પ્રાજ્ઞ એટલે આત્મા સૂચવવામાં આવ્યો છે. આનો અર્થ એ છે કે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્ત એ ત્રણેય અવસ્થામાં કાયમ રહેનારો આત્મા તે જ ૐ કાર છે. એક વિદ્વાનના અભિપ્રાય પ્રમાણે अ થી અધ્યાત્મ. उ થી ઉન્નતિ અને म् થી મુક્તિનું સૂચન છે. તાત્પર્ય કે આધ્યાત્મિક ઉન્નતિ વડે મુક્તિની પ્રાપ્તિ કરવી આવો સંદેશ ૐકારમાં છૂપાએલો છે.

જૈન ધર્મ ૐકારની રચના अ + अ + आ + उ + म् એમ પંચ પરમેષ્ઠીના પાંચ આદ્ય અક્ષરોથી થયેલી માને છે. अ + अ = आ. आ + आ = आ. आ + उ = ओ. ओ + म् = ओम्–ૐ. અહીં अ થી અરિહંત, अ થી અશરીરી એટલે સિદ્ધ, आ થી આચાર્ય, उ થી ઉપાધ્યાય અને म्‌થી મુનિ ગ્રહણ કરાય છે.

## ह्रीँ

આને માયાબીજ કે ત્રૈલોક્યબીજ કહેવાય છે. એની તંત્રપ્રણવ તરીકે ખ્યાતિ છે. યોગીઓ જેમ

---

૧ અમે રચેલા **મંત્રચિંતામણિ** ગ્રંથમાં ૐકારનાં ૮૪ જેટલાં નામો અને તેના અર્થ જણાવેલા છે.

ૐકારને મહત્ત્વ આપે છે, તેમ તંત્રકારો-મંત્રવિશારદો આને મહત્ત્વ આપે છે. તેમાં સર્વ દેવતાઓનો વાસ મનાયેલો છે. ભુવનેશ્વરી મહામાયાની ઉપાસનામાં આ બીજની મુખ્યતા છે. તેની રચના ह् + र् + ई + म् એ ચાર વર્ણોથી થયેલી છે. તેમાં ह्-શિવ, र्-સમૃદ્ધિ, ई-વિશ્વમાતા, म्-દુઃખનિવારણનો સંકેત કરે છે, એટલે હે શિવ અને શક્તિ મને સમૃદ્ધિ આપો તથા મારાં દુઃખોનું નિવારણ કરો એવો અર્થ તેમાં રહેલો છે.

જૈન મતમાં ह् થી પાર્શ્વનાથ, र् થી ધરણેન્દ્ર, ई થી પદ્માવતીદેવી અને म् થી દુઃખનિવારણનો સંકેત મનાયેલો છે, એટલે એનો અર્થ શ્રી પાર્શ્વનાથ ભગવાનના સેવક શ્રી ધરણેન્દ્ર તથા સેવિકા શ્રી પદ્માવતી! મારાં દુઃખોનું નિવારણ કરો, એવો થાય છે.[2] જૈનમત હ્રીંકારમાં ૨૪ તીર્થંકરોની સ્થાપના માને છે.[3]

## હ્રौं

આને પ્રસાદબીજ કહેવામાં આવે છે. શ્રીશંકર

---

૨ અમે **મંત્રચિંતામણિ** ગ્રંથના બીજા ખંડના ત્રીજા પ્રકરણમાં હ્રીંકારનો ઘણો અર્થવિસ્તાર કરેલો છે. તેમજ હ્રીં કારનો પરિચય આપવા માટે ૭ પ્રકરણો લખેલાં છે વળી હ્રીં-**કારકલ્પતરુ** નામનો એક ખાસ ગ્રંથ રચી તેમાં હ્રીંકાર વિષે જાણવા જેવી અનેક બાબતો આપેલી છે. ૩ તે માટે અમારો રચેલો '**શ્રી ઋષિમંડલ આરાધના**' નામનો ગ્રંથ જુઓ.

ભગવાનની ઉપાસનામાં આ બીજનો ઉપયોગ થાય છે: ह् + औ + म् આ ત્રણ વર્ણોથી તેની રચના થયેલી છે. ह्–શિવ, औ–સદાશિવ, म्–દુઃખનિવારણ. અર્થાત્ 'હે સદાશિવ ! મારાં સર્વે દુઃખો દૂર કરો.'

क्लीँ

આને કૃષ્ણબીજ, કામબીજ કે અનંગબીજ કહેવામાં આવે છે. એમાં क् + ल् + ई + म् એ ચાર વર્ણો આવેલા છે. તેમાં क्–કૃષ્ણ અથવા કામ, ल्–ઇન્દ્ર, ई–સંતોષ અને म्–દુઃખનિવારણનો સંકેત કરે છે. અર્થાત્ 'હે મન્મથનું મંથન કરનારા શ્રી કૃષ્ણ ! મારાં દુઃખોનું હરણ કરો અને મને સંતોષ આપો.'

क्रीँ

આને કાલીબીજ કે કર્પૂરબીજ કહે છે. એમાં क् + र् + ई + म् એ ચાર વર્ણો છે. તેમાં क् – કાલી, र–બ્રહ્મ, ई – મહામાયા, म् –દુઃખ નિવારણનો સંકેત કરે છે. તેનો અર્થ એ છે કે 'હે શિવયુક્ત જગજ્જનની મહામાયા કાલી માતા ! મારાં દુઃખોનો નાશ કરો.'

श्रीँ

આને લક્ષ્મીબીજ કહેવામાં આવે છે. એમાં श् + र् + ई + म् એ ચાર વર્ણો છે. श् – મહાલક્ષ્મી, र् – ધન-સંપત્તિ, ई – અધિષ્ઠાત્રી, म् – દુઃખ નિવારણ. એટલે તેનો

અર્થ છે: 'ધનસંપત્તિ અને તુષ્ટિ–પુષ્ટિની અધિષ્ઠાત્રી માતા મહાલક્ષ્મી ! મારાં દુઃખોનો નાશ કરો.'

લક્ષ્મીની વૃદ્ધિ અને સ્થિરતા માટે આ બીજવાળા મંત્રની ઉપાસના કરવામાં આવે છે. સૌન્દર્યની વૃદ્ધિ માટે પણ આ બીજની ઉપાસના ઉપયોગી છે.

ऐँ

આને સરસ્વતી બીજ કહે છે. એમાં ऐ + म् એ બેજ વર્ણો છે. ऐ – સરસ્વતી, म् – દુઃખનિવારણ. અર્થાત્ 'હે સરસ્વતી ! મારાં દુઃખનું નિવારણ કરો.'

क्ष्रौँ

આને નૃસિંહ બીજ કહે છે. એમાં क्ष + र् + औ + म् એ ચાર વર્ણો છે. क्ष् – નૃસિંહ, र् – બ્રહ્મ, औ – ઊર્ધ્વદંત. म् – દુઃખનિવારણ. આનો અર્થ છે: 'હે બ્રહ્મસ્વરૂપ ઊર્ધ્વદંત ભગવાન નૃસિંહ! મારાં દુઃખોનું નિવારણ કરો.'

હવે નીચેનાં બીજોનો અર્થ ન કરતાં તેની ઓળખાણ જ આપીશું.

क्रोँ – અંકુશબીજ છે.

अर्हँ – અર્હદ્‌બીજ છે. અરિહંતોની ઉપાસનામાં ઉપયોગી છે.

स्वीँ – ઈન્દુબીજ છે.

क्ष्वीँ – સુધાબીજ છે.

क्ष्मं – પીઠબીજ છે.

ह्सौँ – મહાશક્તિબીજ છે.

हः – સ્તંભનબીજ છે.

જેમાં દેવતાના નામના અક્ષરનો ઉપયોગ થાય છે, તે નીચે મુજબ જાણવા :–

रँ – રામની ઉપાસનાનું બીજ છે.

हँ – હનુમાનની ઉપાસનાનું બીજ છે.

गँ – ગણપતિની ઉપાસનાનું બીજ છે.

दुँ – દુર્ગાની ઉપાસનાનું બીજ છે.

આટલી વસ્તુ ખ્યાલમાં રાખવાથી આગળનું કામ સરલ બનશે.

[૧૪]

# મંત્રના વિવિધ પ્રકારો

મંત્રની યથાર્થ ઓળખાણ કરી લેવા માટે તેના પ્રકારોથી પરિચિત થવાની જરૂર છે. આ પ્રકારો વિષે જુદા જુદા અનેક મતો કે સંપ્રદાયો છે, પણ તેમાંથી સારભૂત પ્રકારોનો અહીં પરિચય કરાવીશું.

સિદ્ધ અને સામાન્ય, એ મંત્રના બે પ્રકારો છે. તેમાં સિદ્ધમંત્રોને વિશિષ્ટ સંસ્કારોની જરૂર નથી, ત્યારે સામાન્યમંત્રોને વિશિષ્ટ સંસ્કારોની જરૂર પડે છે. આ સંસ્કારોના દશ પ્રકાર છે: (૧) જનન, (૨) જીવન, (૩) તાડન, (૪) બોધન, (૫) અભિષેક, (૬) વિમલીકરણ, (૭) આપ્યાયન, (૮) તર્પણ, (૯) દીપન અને (૧૦) ગુપ્ત. તેનો વિશેષ પરિચય **મંત્રવિજ્ઞાન**ના ચૌદમા પ્રકરણમાંથી મળી રહેશે. અહીં તો પાઠકોએ એટલું જાણવાની જરૂર છે કે આ રીતે મંત્રના બે પ્રકારો મનાય છે, તેમાંથી સિદ્ધમંત્ર તરફ દૃષ્ટિ રાખવાની છે, કારણ કે તે શીઘ્ર

ફલદાયી થાય છે. સામાન્યમંત્રને ફલ આપતાં ઘણો વખત લાગે છે.

મંત્રના બે પ્રકારો બીજી રીતે પણ મનાયેલા છે: (૧) બીજમંત્ર અને (૨) નામમંત્ર. જેમાં માત્ર બીજાક્ષરો હોય, તે બીજમંત્ર. જેમકે 'ॐ' 'ॐ ह्रीँ नमः' 'सोऽहं' વગેરે. અને જેમાં મંત્રદેવતાનું નામ ગુંથાએલું હોય તે નામમંત્ર. જેમ કે 'ॐ नमो भगवते वासुदेवाय' 'ॐ पार्श्वनाथाय ह्रीँ' વગેરે. આમાં વાસુદેવ અને પાર્શ્વનાથ મંત્રદેવતાનાં નામો છે.

મંત્રના બે પ્રકારો ત્રીજી રીતે પણ માનવામાં આવ્યા છે: (૧) સૌર અને (૨) સૌમ્ય. તેમાં પુરુષદેવતાના મંત્રોને સૌર અને સ્ત્રી દેવતાના મંત્રોને સૌમ્ય સમજવાના છે.

સાત્ત્વિક, રાજસિક અને તામસિક એ મંત્રના ત્રણ પ્રકારો છે. તેમાં આત્મશુદ્ધિમાં ઉપકારક થાય એવા મંત્રો તે સાત્ત્વિક; યશ, ઐશ્વર્ય તથા ભોગાદિમાં ઉપકારક થાય એવા મંત્રો તે રાજસિક; અને સ્તંભન, ઉચ્ચાટન તથા મારણાદિકમાં ઉપયોગી થાય, તેવા મંત્રો તે તામસિક સમજવાના છે.

અહીં એટલું જણાવી દઈએ કે આપણી દૃષ્ટિ મુખ્યત્વે સાત્ત્વિક મંત્રો તરફ રાખવાની છે અને કારણ પરત્વે રાજસિક મંત્રનું આરાધન કરવાનું છે, પણ તામસિક મંત્રોથી દૂર રહેવાનું છે, કારણ કે આ મંત્રો કોઈને અમુક પ્રકારનું નુકશાન પહોંચાડવાનું હોય, ત્યારે જ આરાધવાના હોય છે.

આપણા ધાર્મિક સિદ્ધાંતો એમ કહે છે કે પોતાના સ્વાર્થની ખાતર બીજા કોઈને નુકશાન પહોંચાડવું નહિ. વળી તામસિક મંત્રોનું આરાધન કરતાં આપણા શરીર અને મન પર તેની ખોટી અસર થાય છે અને કોઈ વાર પ્રાણાંત સંકટ પણ ઊભું થાય છે.

કોઈ વ્યક્તિ પર સ્તંભનપ્રયોગ કરવાથી તેના હાથ-પગ રહી જાય છે કે ડોક મરડાઈ જાય છે. તે ગમે તેવો પ્રયત્ન કરવા છતાં ચાલી શકતો નથી. જ્યારે તેનું વારણ થાય, ત્યારે જ તે મૂળ સ્થિતિમાં પાછો આવે છે. વિચાર કરો કે આમાં સામાને કેટલું કષ્ટ થાય ?

કોઈ વ્યક્તિ પર ઉચ્ચાટનનો પ્રયોગ કરવાથી તેનો માન-મરતબો તૂટી જાય છે, તેનો વ્યાપાર-ધંધો ભાંગી પડે છે અને તેને પોતાનું વતન છોડવાનો પ્રસંગ આવે છે. કોઈ મનુષ્યને આ સ્થિતિ પર મૂકવો, એ કેટલું ખોટું છે ?

કોઈ વ્યક્તિ પર મારણનો પ્રયોગ કરવામાં આવે તો તેનું મૃત્યુ થાય છે. મૃત્યુ કરતાં વધારે દુઃખ બીજું કયું છે ? કોઈનું મરણ નીપજાવવું એ રાજદ્વારી દૃષ્ટિએ પણ મોટો ગુનો ગણાય છે, તો ધાર્મિક અને આધ્યાત્મિક દૃષ્ટિનું તો પૂછવું જ શું ?

તો પછી આ પ્રકારના મંત્રો કેમ અસ્તિત્વમાં આવ્યા ? એ પ્રશ્ન ઉઠવાનો. તેનો ઉત્તર એ છે કે જે લોકો અત્યંત દુષ્ટતાથી વર્તે છે અને કોઈ પણ રીતે પોતાની દુષ્ટતા ન છોડતાં સતી સ્ત્રીઓ, સાધુઓ, તેમજ દીન-હીન-અનાથ

લોકોને સતાવે છે તથા ધર્મ અને દેશને મોટું નુકશાન પહોંચાડે છે, તેમને દંડ દેવા માટે આ પ્રયોગો અસ્તિત્વમાં આવેલા છે. તાત્પર્ય કે તે અમુક સંયોગોમાં અમુક રીતે જ કરવાના છે, એટલે સામાન્ય સાધકોએ તેનાથી દૂર રહેવાનું છે.

બીજમંત્ર, મંત્ર અને માલામંત્ર એ રીતે પણ મંત્રના ત્રણ પ્રકારો માનવામાં આવ્યા છે, તેમાં અક્ષરની ગણના પ્રધાન છે. જેમ કે નવ અક્ષર સુધીના મંત્ર તે બીજમંત્ર, દશથી વીશ સુધીના મંત્ર તે મંત્ર અને તેથી વધારે અક્ષર સંખ્યાવાળા મંત્ર તે માલામંત્ર. પરંતુ અક્ષરોની ગણના કરવામાં કેટલાક સંપ્રદાય ૐકારને અક્ષર ગણે છે, તો કેટલાક સંપ્રદાય ૐકારની ગણના અક્ષરમાં કરતા નથી. દાખલા તરીકે 'ૐ शिवाय नमः ।' એ ષડક્ષરી મંત્ર ગણાય છે, પણ 'ૐ क्लीँ कृष्णाय नमः' એ પંચાક્ષરી મંત્ર ગણાય છે. વળી મંત્રથી માત્ર દશથી વીશ વર્ણના વિશિષ્ટ સંયોજનવાળી જ રચના ગણવાનો પ્રચાર નથી અને માલામંત્રમાં છેવટના અક્ષરોની મર્યાદા નહિ દર્શાવેલી હોવાથી તેમાં આખા ગ્રંથોને પણ માલામંત્ર ગણવા જેવા પ્રસંગો આવે છે. દાખલા તરીકે શ્રીમદ્ ભગવદ્ગીતા ૭૦૦ શ્લોકનો એક તાત્ત્વિક ગ્રંથ છે, તેને પણ માલામંત્ર ગણવામાં આવે છે અને તેના ઋષિ, છંદ વગેરેનું વર્ણન કરવામાં આવે છે. પરંતુ મંત્રશાસ્ત્રનું જે પ્રચલિત ધોરણ છે, તેના આધારે આખા ગ્રંથને મંત્ર કહી શકાય નહિ. મંત્ર તો અમુક પદ કે પદોની સારભૂત રચના હોય છે.

તાત્પર્ય કે મંત્રના આ ત્રણ પ્રકારો વિશેષ મહત્વના નથી. માત્ર પાઠકોની જાણ માટે જ તે અહીં રજૂ કરવામાં આવ્યા છે.

કોઈક ગ્રંથમાં એક અક્ષરના મંત્રને પિંડ, બે અક્ષરના મંત્રને કર્તરી, ત્રણથી નવ અક્ષર સુધીના મંત્રને બીજમંત્ર, દશથી વીશ અક્ષર સુધીના મંત્રને મંત્ર અને તેથી વધારે અક્ષરવાળા મંત્રને માલામંત્ર ગણી તેના પાંચ પ્રકારો પણ માનવામાં આવ્યા છે.

આ યુગના એક ધુરંધર પંડિતે મંત્રના નીચે પ્રમાણે પાંચ પ્રકારો માની તેની મીમાંસા કરી હતી : (૧) નૈગમિક, (૨) આગમિક, (૩) પૌરાણિક, (૪) શાબર અને (૫) પ્રકીર્ણક. નિગમ એટલે વેદ, તેને અનુસરનારા મંત્રો તે નૈગમિક. આગમ એટલે તંત્રશાસ્ત્ર, તેને અનુસરનારા મંત્રો તે આગમિક. પુરાણોને અનુસરનારા મંત્રો તે પૌરાણિક. શબર એટલે ભીલ વગેરે હલકી જાતિ, તેમાં જે મંત્રો પ્રચલિત હોય તે શાબર. (શાબરી) અને આ ચાર પ્રકારમાં ન આવતા હોય તેવા જૈન, બૌદ્ધ, ઇસ્લામ વગેરે મંત્રો તે પ્રકીર્ણક.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે હિંદુ ધર્મમાં આગમથી તંત્રશાસ્ત્ર જ સમજવામાં આવે છે, પણ જૈન ધર્મ જિનભગવંતના મુખમાંથી નીકળેલા અને તેમના પટ્ટશિષ્યો એટલે ગણધરો દ્વારા અક્ષરાંકિત થયેલા ગ્રંથોને આગમ માને છે. પ્રથમ તેની સંખ્યા ૮૪ની ગણાતી, હાલ ૪૫ની ગણાય છે. [૧]

મંત્રના પ્રકારો અંગે આટલો પરિચય પર્યાપ્ત છે.

---

૧ અમુક જૈન સંપ્રદાય આમાંથી ૩૨ આગમોનો જ સ્વીકાર કરે છે.

[૧૫]

## મંત્રસાધનામાં જપનું સ્થાન

સાધના વિના સિદ્ધિ થતી નથી. જેને કોઈ પણ પ્રકારની સિદ્ધિ જોઈતી હોય, તેણે સાધના કરવી જ જોઈએ. જો સાધના વિના સિદ્ધિ થતી હોય તો આ જગતનો કોઈ પણ મનુષ્ય સિદ્ધિ વિનાનો રહે જ નહિ.

મંત્રની સાધના અંગે જુદી જુદી પદ્ધતિઓ વિકાસ પામી છે, પણ તે બધામાં જપ અને ધ્યાનને ખાસ સ્થાન અપાયેલું છે. જો ધ્યાનને જપનો ચોથો પ્રકાર માનીએ તો જપ એ મંત્રસાધનાનો મેરુ છે, એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી.'जपात् सिद्धिर्जपात्सिद्धिर्जपात् सिद्धिर्न संशयः– જપથી સિદ્ધિ થાય છે, જપથી સિદ્ધિ થાય છે, રે ભાઈ! જપથી સિદ્ધિ થાય છે, એમાં કોઈ સંશય રાખશો નહિ.' આવાં વચનો તંત્રકારોએ ઉચ્ચાર્યાં છે, તેનો અર્થ એ જ છે કે મંત્રસાધનામાં બીજી અનેક વસ્તુઓ કરવાની હોય છે, પણ તેમાં જપની મુખ્યતા છે. જો જપ બરાબર થાય,

તો જ સિદ્ધિ સમીપે પહોંચી શકાય. અન્યથા સિદ્ધિ થવી અસંભવિત છે.

યોગવિશારદોએ મંત્રસાધનાને એક પ્રકારનો યોગ જ માનેલો છે અને તેનો ચાર પ્રકારના યોગોમાં સમાવેશ કરેલો છે. હઠયોગ, લયયોગ અને રાજયોગ એ તેના બીજા ત્રણ પ્રકારો છે. આ મંત્રયોગનાં સોળ અંગો નીચે પ્રમાણે મનાયેલાં છે :

भवन्ति मन्त्रयोगस्य, षोडशाङ्गानि निश्चितम् ।
यथा सुधांशोर्जायन्ते, कलाः षोडशशोभना : ॥

भक्तिः शुद्धिश्चासनं च, पञ्चाङ्गस्यापि सेवनम् ।
आचारधारणे दिव्य-देशा सेवनमित्यपि ॥

प्राणक्रिया तथा मुद्रा, तर्पणं हवनं बलिः ।
यागो जपस्तथा ध्यानं, समाधिश्चेति षोडश ॥

જેમ ચંદ્રને સુંદર સોળ કળાઓ હોય છે, તેમ મંત્ર-યોગને (૧) ભક્તિ, (૨) શુદ્ધિ, (૩) આસન (૪) પંચાંગ-સેવન, (૫) આચાર, (૬) ધારણ, (૭) દિવ્યદેશનું સેવન, (૮) પ્રાણક્રિયા, (૯) મુદ્રા, (૧૦) તર્પણ, (૧૧) હવન, (૧૨) બલિ, (૧૩) યાગ, (૧૪) જપ, (૧૫) ધ્યાન અને (૧૬) સમાધિ, એ સોળ અંગો હોય છે.

અહીં જપ, ધ્યાન અને સમાધિનો ઉત્કૃષ્ટ અંગોમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

મંત્રયોગના મુખ્ય આચાર્યો નારદ, પુલસ્ત્ય, ગર્ગ,

વાલ્મીકિ, ભૃગુ, બૃહસ્પતિ વગેરે ગણાય છે. તેમણે જ્યારે જપનો ઉત્કૃષ્ટ અંગ તરીકે સ્વીકાર કર્યો છે, ત્યારે તેનું મહત્ત્વ કેટલું સમજવું ?

મંત્રયોગમાંથી કાલાંતરે મંત્રવિદ્યાનો જન્મ થયો. મંત્રયોગનું મુખ્ય લક્ષ્ય મહાબોધિ સમાધિ હતી. પરમાત્માના ભાવગ્રાહી સ્વરૂપમાં ચિત્તવૃત્તિઓનો સંપૂર્ણ લય થઇ જવો. એ મહાબોધિસમાધિ છે. અન્ય શબ્દોમાં કહીએ તો મંત્રયોગની સાધના પરમાર્થબુદ્ધિથી થતી, જ્યારે મંત્રવિદ્યા— એ પરમાર્થ ઉપરાંત વ્યવહારની સિદ્ધિને પણ પોતાનું લક્ષ્ય બનાવ્યું અને એ રીતે તેનું ક્ષેત્ર વ્યાપક બન્યું.

મંત્રવિદ્યા અંગે અનેક જાતનાં સંશોધનો થયાં, તેના આધારે કેટલીક પદ્ધતિઓ નિર્માણ થઈ અને તેનો આશ્રય લેતાં મંત્રસિદ્ધિ થવા લાગી, એથી મંત્રવિદ્યાનો પ્રભાવ વધ્યો અને છેવટે સમસ્ત જનતા તેનાથી પ્રભાવિત થઇ.

મંત્રવિદ્યાનો વ્યાપક પ્રચાર થતાં તેમાં કેટલાંક દૂષણો પણ આવ્યાં, પરંતુ આવું તો અન્ય બાબતોમાં પણ ક્યાં નથી બનતું ? અયોગ્ય વ્યક્તિઓ જે ક્ષેત્રમાં દાખલ થાય તેને દૂષિત કર્યા વિના રહેતી નથી. આંધળી સ્વાર્થસાધના તેમને અનેક જાતનાં દૂષણોનું સેવન કરવા પ્રેરે છે અને એ રીતે એ ક્ષેત્ર દૂષિત થાય છે.

ભયંકર દુષ્કાળ પડયો હોય, લોકો અન્ન વિના ટળવળતા હોય, પરોપકારી મનુષ્યોએ તેમને રાહત આપવા માટે જુદી જુદી જાતનાં ખાતાં ખોલ્યાં હોય; તેમાં પણ

આવી વ્યક્તિઓ દાખલ થઈ જાય છે અને તેમાંથી પૈસા, અનાજ, કપડાં વગેરે પર હાથ અજમાવે છે, પરંતુ તેથી દુષ્કાલરાહતનું કાર્ય અયોગ્ય ઠરતું નથી. મંત્રવિદ્યા અંગે પણ આપણે એમ જ સમજવાનું છે.

મંત્રવિશારદોએ મંત્રસાધનાને પાંચ ભાગમાં વિભક્ત કરી છે, તે આ પ્રમાણે :

(૧) **અભિગમન**– મંત્રસાધના માટે નક્કી કરેલા સ્થાન પ્રત્યે જવું અને તેની શુદ્ધિ કરવી.

(૨) **ઉપાદાન**– મંત્રસાધના માટે જે જે ઉપકરણો કે સામગ્રી જરૂરી હોય તે એકત્ર કરવી.

(૩) **ઈજ્યા**– મંત્રદેવતાની વિવિધ ઉપચારો વડે પૂજા કરવી.

(૪) **સ્વાધ્યાય**– મંત્રનો વિધિપૂર્વક જપ કરવો.

સ્વાધ્યાયનો એક અર્થ મોક્ષમાર્ગનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોનું અધ્યયન અને બીજો અર્થ જપ થાય છે. **યોગદર્શન**ની ટીકામાં આ પ્રમાણે સ્પષ્ટતા કરવામાં આવી છે.

(૫) **યોગ**–મંત્રદેવતાનું ધ્યાન ધરવું.

અહીં જપ અને ધ્યાન મંત્રસાધનાની છેવટની ભૂમિકાઓ મનાયેલી છે, તે તરફ પાઠકોનું લક્ષ્ય ખેંચીએ છીએ.

મંત્રવિદ્યાના અભિપ્રાય પ્રમાણે મંત્રસાધકે રોજ કર્મ ચતુષ્ટય એટલે ચાર પ્રકારનાં કર્મ કરવાં જોઈએ. તે આ પ્રમાણે—

पूजां ध्यानं, जपं, होमं, तस्मात् कर्मचतुष्टयम् ।
प्रत्यहं साधकं कुर्यात्, स्वयं चेत् सिद्धिमिच्छति ॥

'જો સાધક મંત્રસિદ્ધિને ઇચ્છતો હોય તો તેણે પૂજા, ધ્યાન, જપ અને હોમ. એ ચાર કર્મ પ્રતિદિન પોતે કરવાં જોઈએ.'

અહીં પૂજાથી ઇષ્ટદેવતા–મંત્રદેવતાનું પૂજન અને ધ્યાનથી તેમના સ્વરૂપની વિચારણા અભિપ્રેત છે. ધ્યાન અંગે વિશેષ વિચારણા આગળ આવશે. આ બધી ક્રિયાઓ પોતે કરવાની છે. તો જ તેને સિદ્ધિ સાંપડે છે. તાત્પર્ય કે મંત્રસાધકે રોજ જે ચાર પ્રકારની ક્રિયાઓ કરવાની છે, તેમાં પણ જપનું સ્થાન નિશ્ચિત છે.

આ રીતે મંત્રસાધનામાં જપનું સ્થાન ઉત્કૃષ્ટ અને અનિવાર્ય છે અને તે આપણો જપ તરફનો આદર અનેકગણો વધારી દે છે.

[ ૧૬ ]

# નામજપ કે નામસ્મરણ

ઈશ્વર, પરમાત્મા કે ભગવાનનાં કોઈ પણ નામનું રટણ કરવું, જપ કરવો, તેને નામજપ કે નામસ્મરણ કહેવામાં આવે છે. શાસ્ત્રોમાં તેની ખૂબ પ્રશંસા થયેલી છે અને ભારતના ભિન્ન ભિન્ન ભાગોમાં ભિન્ન ભિન્ન સમયે જે સંતપુરુષો થયા છે, તેમણે આ નામ–જપ કે નામ-સ્મરણ લોકોના જીવનમાં ઉતારવા માટે અનેકવિધ પ્રયાસો કરેલા છે. શ્રી ગૌરાંગ મહાપ્રભુ, મહાત્મા તુલસીદાસ, ભક્ત સુરદાસ, સંત કબીર, મીરાંબાઈ, નરસિંહ મહેતા, સંત તુકારામ, સંત જ્ઞાનદેવ, સંત એકનાથ, સમર્થ સ્વામી રામદાસ વગેરે નામજપ કે નામસ્મરણના મહાન પ્રચારકો હતા. વર્તમાન યુગમાં અનેક સંતો ઉપરાંત મહાત્મા ગાંધીએ પણ રામનામનો ખૂબ પ્રચાર કરેલો છે.

નામજપ કે નામસ્મરણથી કેવા લાભો થાય છે ? તે બાબતમાં સંત કબીરનાં થોડાં વચનો સાંભળી લઈએ.

सुमिरन से सुख होत है, सुमिरन से दुःख जाय;
कहै कबीर सुमिरन किये, साहिब मांही समाय.

'સાહિબ એટલે ભગવાનના નામનું સ્મરણ કરતાં સુખ થાય છે અને ભગવાનના નામનું સ્મરણ કરતાં દુઃખ જાય છે. કબીર કહે છે કે જો ભગવાનના નામનું સ્મરણ કરતાં રહીએ તો એક દિવસ આપણે ભગવાનમાં સમાઈ જઈએ છીએ.'

અહીં પ્રથમ એ વસ્તુ કહેવામાં આવી છે કે નામ-સ્મરણથી સુખ મળે છે. એનો અર્થ એમ સમજવાનો કે જેને તનનું સુખ જોઈતું હોય તેને તનનું સુખ મળે છે, જેને મનનું સુખ જોઈતું હોય તેને મનનું સુખ મળે છે અને જેને ધનનું સુખ જોઈતું હોય તેને ધનનું સુખ મળે છે. તનનું સુખ એટલે નીરોગી શરીર, મનનું સુખ એટલે ચિંતારહિત સ્થિતિ અને ધનનું સુખ એટલે જીવનવ્યવહાર ચલાવવા માટે પૂરતો પૈસો.

સ્ત્રીનું સુખ, પુત્રપરિવારનું સુખ, માનમરતબો એ બધું આની અંતર્ગત સમજી લેવું.

અહીં બીજી વાત એ કહેવામાં આવી છે કે નામ-સ્મરણ કરવાથી દુઃખ દૂર થાય છે. દુઃખો અનેક પ્રકારનાં છે અને તે અનેક રીતે આવે છે. બધું બરાબર ચાલતું હોય અને સ્ત્રી એકાએક મરી જાય કે એકનો એક પુત્ર સંસારમાંથી વિદાય થઈ જાય કે પુત્રીને લગ્ન પછી થોડા

જ વખતે વૈધવ્યની સ્થિતિ પ્રાપ્ત થાય, ત્યારે કેટલું દુઃખ થાય છે? તેજ રીતે ધનનો નાશ થાય, કોઈ પ્રકારનું કલંક શિરે ચોટે કે કોઈ દુશ્મનનો હુમલો થાય, ત્યારે પણ મનુષ્યના દુઃખનો પાર રહેતો નથી. એ જ હાલત રોગ અને વૃદ્ધાવસ્થાના આક્રમણ પ્રસંગે થાય છે. આમ આ સંસારમાં મનુષ્યોને અનેક પ્રકારનાં દુઃખો આવે છે, પરંતુ જે નામસ્મરણ કરતો રહે છે, તેને આ પ્રકારનાં દુઃખો આવતાં નથી, અને કદાચ આવે, તો તે દૂર થઈ જાય છે.

અહીં ત્રીજી વાત એ કહેવામાં આવી છે કે મનુષ્ય નિરંતર નામસ્મરણ કરતો રહે તો એક દિવસ ઇશ્વરમાં સમાઈ જાય છે, એટલે કે તેનો સાક્ષાત્કાર થાય છે, જે એના જીવનની સહુથી મોટી કૃતકૃત્યતા છે.

> सभी रसायन मैं करी, हरिसा और न कोय;
> रति एक घट संचरे, सब तन कंचन होय.

'મેં આ જગતનાં બધાં રસાયણો વાપરી જોયાં, પણ તેમાંનું કોઇ રસાયણ હરિના–ભગવાનના નામસ્મરણ જેવું નથી. એની તો માત્ર એક જ રતિ આપણા પેટમાં જાય તો આખું શરીર કંચનવર્ણું બની જાય છે.' તાત્પર્ય કે તેનું થોડું પણ સેવન થાય તો ઘણો મોટો લાભ થાય છે.

નામજપના એક મહાન પ્રચારક સંતે કહ્યું છે કે:—

> પ્રભુ નામકી ઔષધિ, ખરી ખાંત શું ખાય;
> રોગ–પીડા વ્યાપે નહિ, સબ સંકટ મિટ જાય.

ઘડીભર તો આપણને એમ લાગે છે કે શું આ સાચું હશે? રોગ કે પીડાને મટાડવી હોય તો કોઈ કુશલ વૈદ્ય, હકીમ કે ડોકટરની દવા લેવી જોઇએ, ઇંજેક્શનોનો કોર્સ લેવો જોઇએ, અથવા શસ્ત્રચિકિત્સા આદિનો આશ્રય લેવો જોઇએ. પ્રભુનું નામ રટવાથી એ રોગ શી રીતે મટે? પરંતુ તર્કથી તેનો ઉત્તર સાંપડે એમ નથી. તમે ગમે તેવા તર્કો કરશો તો પણ શંકારૂપી ડાકણ તમારો પીછો પકડશે અને તમને એ બાબતની શ્રદ્ધા થવા દેશે નહિ. એનો ઉપાય એક જ છે, અને તે પ્રયોગ.

આ પ્રયોગ ભૂતકાલમાં ઘણાએ કરી જોયો છે અને તે સફલ નીવડ્યો છે. આજે પણ એ પ્રયોગ સફલ નીવડે છે. જ્યારે ઔષધો કામ આપતાં નથી, દવાઓ નકામી જાય છે, ઈંજેકશનોની કારી ફાવતી નથી, ત્યારે માત્ર ઇશ્વર કે પરમાત્માના નામનું સાચા દિલે સ્મરણ કરવાથી રોગ મટી જાય છે.

## જલોદર મટ્યું

'રીડર્સ ડાયજેસ્ટ' નામના એક બહોળો ફેલાવો પામેલા 'સામયિકમાં' એક વાર મહાન ડીગ્રીધર ડોકટરે એક લેખ લખ્યો હતો અને તેમાં પોતાના અનુભવની ઘટનાનું વર્ણન કર્યું હતું. એક બાઈને જલોદરનો રોગ લાગુ પડ્યો હતો, તે આ ડોકટર પાસે સારવાર લેતી હતી. પણ જલોદરનો રોગ કષ્ટસાધ્ય છે અને જોતજોતામાં અસાધ્ય

બની જાય છે. પેલા ડૉક્ટરે એક વાર તેના પેટમાંથી પાણી કાઢ્યું હતું અને તેને કંઈક આરામ લાગ્યો હતો, પણ પાછું પાણી ભરાઈ ગયું હતું. ત્યાર પછી બીજી વાર પાણી કાઢવાનું પરિણામ પણ આવું જ આવ્યું હતું.

સામાન્ય રીતે ત્રીજી વાર પાણી કાઢ્યા પછી આવા દર્દીઓ જીવતા નથી, છતાં રાહતની ખાતર ત્રીજી વાર પાણી કાઢવાનું નક્કી થયું હતું અને બીજા દિવસે તેનો પ્રયોગ થવાનો હતો. પરંતુ દર્દીને હવે આ સારવારમાં શ્રદ્ધા રહી ન હતી. તેને ખાતરી હતી કે આ પ્રયોગ થયા પછી મારે તરત જ મરવાનું છે, એટલે તેણે અત્યંત શ્રદ્ધાથી લગભગ આખી રાત ઈશ્વરનું નામ સ્મર્યા કર્યું અને તેણે સવારે જોયું તો તેનું પેટ તદ્દન સારું થઈ ગયું હતું.

સમય થયો, એટલે આ ડૉક્ટર તેને ત્યાં ગયા અને શરીર તપાસ્યું તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે લગભગ અવાચક બની ગયા. 'આ શું? ગઈ કાલે તેના પેટમાં લગભગ દશ રતલ પાણી હતું, તે ક્યાં ગયું? અને આ પેટ હતું તેવું શી રીતે થઈ ગયું?'

દર્દી બાઈ ડૉક્ટરની મૂંઝવણ સમજી ગઈ. તેણે કહ્યું: 'ડૉક્ટર! મને આ રોગની સાચી દવા મળી ગઇ છે. તે છે પ્રભુના નામનું સ્મરણ. મેં લગભગ આખી રાત તેનો પ્રયોગ કર્યો હતો, તેનું પરિણામ આવું આવ્યું છે.'

ડૉક્ટર સત્યપ્રિય હતો, એટલે તેણે આ ઘટના

સામયિકમાં પ્રકટ કરી અને છેવટે ઉમેર્યું કે 'આ જગત ઘણું રહસ્યમય છે. આપણે તેનો પાર પામી શકીએ તેમ નથી.'

## લકવો દૂર થયો

અમદાવાદના એક મિત્રની આ હકીકત છે. તેનો ડાબો હાથ નિર્જીવ બનવા લાગ્યો, અર્થાત્ તેને લકવો લાગુ પડયો. તેણે ડોકટરી ઉપચારો શરૂ કર્યા, પરંતુ તેથી ફાયદો થયો નહિ. પછી વૈદ્યોની દવા કરી અને હકીમી નુસ્ખાઓ પણ અજમાવી જોયા. છેવટે લંડન ભણી દૃષ્ટિ દોડાવી ત્યાં પહોંચ્યો, અને ત્યાંના એક નિષ્ણાત ડોકટરની સારવાર લીધી. પણ રોગે કંઈ મચક આપી નહિ. નિરાશ હૈયે તે અમદાવાદ પાછો ફર્યો. ત્યાં કોઈ સંત પુરુષનો સમાગમ થયો, તેમણે નામસ્મરણનો આશ્રય લેવા જણાવ્યું અને પેલો મિત્ર રોજ કલાક-બે કલાક તેમાં ગાળવા લાગ્યો. શરૂઆતમાં તો તેનો કંઈ ફાયદો જણાયો નહિ, પણ ત્રણ મહિના થયા કે તેમાં જીવન આવ્યું અને હાથ જેવો હાથ થઈ ગયો. આથી બધા સગાંસંબંધીઓ અને મિત્રો આશ્ચર્ય પામ્યા અને ભગવાનના નામસ્મરણની પ્રશંસા કરવા લાગ્યા.

## સાપનું ઝેર ઉતર્યું

અહીં તમે મારા અંગત અનુભવની અપેક્ષા રાખતા હો તો તેનો એક દાખલો આપવા તૈયાર છું. ચૌદ-પંદર

વર્ષની ઉંમરે અમારા મૂળ વતન સૌરાષ્ટ્રના દાણાવાડા* ગામમાં અમને જમણા પગે સાપ કરડયો અને પગની પાનીના ઉપરના ભાગમાં છરીથી મોટો કાપ મૂકવામાં આવ્યો. આ કાપ કોઈ ડોક્ટર, વૈદ્ય કે હકીમે નહિ, પણ એક અણઘડ માણસે માત્ર અમારો જાન બચાવવાના ઈરાદાથી મૂકેલો. એટલે તેની વેદના કેવી હોય ? એ કલ્પી શકાય એવું છે. અમારા મુખમાંથી દર્દભરી ચીસો નીકળવા લાગી, પણ તે જ વખતે શ્રદ્ધામૂર્તિ માતાએ આદેશ આપ્યો કે "તારી ચીસો બંધ કર. માત્ર ભગવાન મહાવીરનું નામ જ રટયા કર, તને જરૂર સારૂ થઈ જશે.' અને અમે એ આદેશનો સ્વીકાર કરી 'મહાવીર મહાવીર' નામ રટવા માંડયું. કોઈ વાર વેદના વધારે થતી તો એ નામ મોટેથી બોલાઈ જવાતું, પણ એ વખતે મુખમાં બીજો કોઈ શબ્દ પ્રવેશવા દીધો ન હતો, એ અમને બરાબર યાદ છે. આખરે અમે એ જીવલેણ આફતમાંથી બચ્યા અને અમારા વિદ્યાભ્યાસમાં લાગ્યા, પરંતુ ત્યારથી નામસ્મરણે અમારા હૃદયનો કબજો લઈ લીધો.

---

* સૌરાષ્ટ્રમાં સુરેન્દ્રનગરથી આશરે સાત માઈલ દૂર દાણાવાડા નામનું ગામ છે, ત્યાં તા. ૧૮–૩–૧૯૦૬ના રોજ અમારો જન્મ થયેલો છે. અમારા પૂજ્ય માતુશ્રીનું નામ મણિબહેન. તેઓ તપોમય ધર્મ-પરાયણ જીવન ગાળતા હતા. તેમની સ્મૃતિ બહુ સારી હતી. તેનો કેટલોક વારસો અમને મળેલો છે. પિતાશ્રી તો અમારી આઠ વર્ષની ઉંમરે અવસાન પામેલા, એટલે તેમનું બહુ સુખ જોયું નથી. અમારા જીવન–ઘડતરમાં અમારા માતુશ્રીનો જ મોટો હિસ્સો છે.

## કેન્સર નાબુદ થયું

કેન્સરનો રોગ જાલીમ ગણાય છે. તે એકવાર લાગુ પડયો કે પીછો છોડતો નથી. આખરે તે મનુષ્યનો પ્રાણ અને પૈસો બંને હરી લે છે. પરંતુ તે પણ નામજપ કે નામસ્મરણનો આશ્રય લેવાથી દૂર થાય છે. જામનગરના એક ભાઈને કેન્સરનો રોગ લાગુ પડયો, પણ તે ગભરાયા નહિ. તેમને ભગવાનના નામ પર અનન્ય શ્રદ્ધા હતી. તેનો જપ શરૂ કર્યો. સવાર, બપોર, સાંજ તથા રાત્રિના સમયે પણ તે ભગવાનના નામનો જપ કર્યા જ કરે.

ડોક્ટર તેને અવારનવાર તપાસતા હતા. થોડા દિવસ બાદ તેમને આ દર્દીની સ્થિતિમાં સુધારો જણાયો. તેમણે દર્દીને પૂછ્યું : 'કોઇ નવી દવા શરૂ કરી છે કે શું ?' દર્દીએ કહ્યું : 'ડોક્ટર ! મેં તો બધી દવા છોડી દીધી છે અને હવે ભગવાનના નામનું શરણ લીધું છે. બધો વખત તેનો જપ કર્યા કરું છું.' ડોક્ટર આશ્ચર્ય પામ્યા. તેમણે કહ્યું : 'જો એમ જ હોય તો એ જપ ચાલુ રાખો.'

એ દર્દીએ કેટલાક વખત સુધી એ જપ ચાલુ રાખતાં કેન્સર નાબુદ થયું. ત્યારબાદ તે ઘણું જીવ્યો.

આ રીતે રોગ વાર અનેક દાખલા દઈ શકાય એમ છે, પણ નામજપ કે નામસ્મરણનો પ્રભાવ સમજવા માટે આટલા દાખલા બસ છે.



મા યોગશક્તિ

જેઓ

યોગશક્તિ આશ્રમના સંચાલિકા છે

અને ભારતમાં તથા વિદેશમાં યોગ અને

ધ્યાનનો પ્રચાર કરી રહેલ છે.

હવે સંકટની વાત કરીએ. નામજપ કે નામસ્મરણના પ્રભાવથી તે જરૂર દૂર થાય છે.

જંગલમાં ભૂલા પડયા હોઈએ, માર્ગ સૂઝતો ન હોય અને રખડપટ્ટી ચાલુ હોય, તે વખતે ભગવાનનું નામસ્મરણ કરતાં માર્ગ સૂઝી આવે છે અથવા કોઈ વ્યક્તિ આવીને માર્ગ દેખાડે છે અને આપણું સંકટ ટળી જાય છે.

સિંહ, વાઘ, હાથી, કોઈ જંગલી પ્રાણી કે સર્પ વગેરેનો ભય ઉપસ્થિત થતાં પણ આ નામસ્મરણ અચૂક સહાય કરે છે.

તેજ રીતે અગ્નિ કે જલનો ભય ઉત્પન્ન થતાં, યુદ્ધ કે શત્રુનો ભય ઉપસ્થિત થતાં કે ભૂતાદિનો ભય આવી પડતાં પણ આ નામસ્મરણથી ચમત્કારિક રીતે બચાવ થાય છે.

આવો અનુભવ ઘણા માણસોને ઘણીવાર થયો છે, એટલે આપણે તેમાં શ્રદ્ધાન્વિત થવું જોઈએ.

## પૈસાની અણધારી મદદ

એક વાર વડોદરાના એક મુસ્લીમભાઈ અજમેર–ખ્વાજા શરીફની જિયારત એટલે જાત્રા કરવા ગયા. આ સ્થાન ઘણું પ્રસિદ્ધ છે અને ભારતના અનેક ભાગોમાંથી ફકીર, ઓલિયા તથા મુસ્લીમ ભાઈઓ ત્યાં અવારનવાર જાત્રા કરવા આવે છે. આ ભાઈએ ખૂબ શ્રદ્ધા–ભક્તિથી જાત્રા કરી અને તેમાં તેને ખૂબ આનંદ આવ્યો, પરંતુ પોતાના મુકામ પર આવીને

જોયું તો પોતાની બેગ ગૂમ થયેલી હતી. વાટખર્ચીના બધા પૈસા તેમાં જ હતાં. તેણે નિસાસો નાખીને કહ્યું : 'હે અલ્લાહ! હે પરવરદિગાર! હું અહીં કોઈને ઓળખતો નથી કે તેની પાસેથી પૈસા ઉછીના લઈ શકું. હવે હું ઘરે શી રીતે પહોંચીશ?' પરંતુ એ વખતે તેમને સન્મતિ સૂઝી, એટલે ત્યાં બેસીને અલ્લાહનું નામ જપવા લાગ્યા. આ રીતે એક કલાક જેટલો સમય ત્યાં પસાર કરી બહાર નીકળ્યા અને થોડે દૂર ગયા, ત્યાં એક માણસ સામો મળ્યો. તેને ઓળખી કાઢતાં વાર લાગી નહિ. તે વડોદરામાં એના મહોલ્લામાં જ રહેતો હતો. પેલા માણસે આનું નામ દઈને પૂછ્યું : 'ક્યારે આવ્યા છો? જાત્રા તો સારી રીતે થઈ ને? મારે લાયક કંઈ કામકાજ હોય તો કહેજો.'

આ ભાઈએ કહ્યું : 'થોડા પૈસાની જરૂર છે.' એટલે પેલા ભાઈએ પોતાના ખિસ્સામાંથી રૂપિયા સો-સોની બે નોટો કાઢીને આપી. આ ભાઈએ તેનો આભાર માન્યો અને વડોદરા પહોંચ્યા પછી આ રકમ પરત કરી દેવાનું જણાવ્યું.

આ મુસ્લિમ ભાઈ ઘરે પાછા ફર્યા, સહુને આનંદ થયો. બે-ત્રણ દિવસ બાદ તે રૂપિયા બસો પોતાની પાસે લઈ પેલા ભાઈને આપવા નીકળ્યા. તેના ઘરે પહોંચતાં પેલા ભાઈએ સત્કાર કર્યો. પછી આ ભાઈએ પૂછ્યું કે 'તમે અજમેરથી ક્યારે પાછા ફર્યા?' ત્યારે પેલા ભાઈએ કહ્યું : 'હું અજમેર ગયો જ નથી.' 'તમે મને અજમેરમાં મળ્યા હતાં.' આ ભાઈએ જણાવ્યું. પેલા ભાઈએ કહ્યું : 'પરંતુ હું

અજમેર ગયો જ નથી તો તમને મળું શી રીતે? જો વાત ખોટી લાગતી હોય તો પૂછો તમારી ભાભીને.'

આ ભાઈએ પેલા ભાઈની સ્ત્રીને પૂછ્યું તો તેણે કહ્યું : 'સાચી વાત છે. એ અજમેર ગયા જ નથી.' એમને છેલ્લા અજમેર ગયા, ત્રણ વર્ષ થયા.

ત્યારે જ આ મુસ્લિમ ભાઈને ખ્યાલ આવ્યો કે મેં અલ્લાહનું નામ યાદ કરી તેમને મદદ કરવા અરજ ગુજારી હતી. તેના પરિણામે તેણે આ વ્યક્તિના જેવી જ એક વ્યક્તિને મદદ કરવા મોકલી આપી હતી અને તેણે પોતાને રૂપિયા બસો આપ્યા હતા.

પછી તેણે પેલા ભાઇને અથથી ઈતિ સુધી બધી વાત કહી એટલે તે પણ આશ્ચર્ય પામ્યો અને ઈશ્વર કે અલ્લાહનું નામ સંકટ સમયની સાંકળ છે, તે બાબતમાં તેઓને કશી શંકા રહી નહિ.

ઈશ્વર, પરમાત્મા કે ભગવાનનું નામ લેવાથી સંકટના સમયમાં આપણને સહાય મળે છે, એવો સંસ્કાર આપણા મન પર પડેલો છે, તેથી જ કોઈ આપત્તિ, મુશ્કેલી કે મૂંઝવણના પ્રસંગે આપણે બોલી ઉઠીએ છીએ કે 'હે ભગવાન! તું મને સહાય કર.' પણ પૂર્વે કોઈ વાર ભગવાનને સ્મર્યા નથી, યાદ કર્યા નથી અને જ્યારે કામ પડ્યું, ત્યારે યાદ કર્યા છે, તો ભગવાન એવો નવરો નથી કે આપણને સહાય કરવા દોડી આવે! સંત કબીર કહે છે :

सुखमें सुमिरन ना करे, दुःखमें कर ले याद;
कहे कबीर ता दासकी, कौन सुने फरियाद ?

'જે સુખના સમયમાં ભગવાનનું સ્મરણ કરતા નથી અને દુઃખ આવે ત્યારે યાદ કરે છે, આવા દાસની–મનુષ્યની ફરિયાદ કોણ સાંભળે? તાત્પર્ય કે તેનું કોઈ સાંભળે નહિ, તેને કંઈ મદદ કરે નહિ?

માણસ પાસે બે પૈસાનો જીવ થયો કે તેને કેવો બંગલો લેવો? કેવી મોટર લેવી? ક્યાં ફરવા જવું? ક્યાં પાર્ટીઓ ગોઠવવી? કયો સીનેમા જોવો? કયું નાટક જોવું? આ અને આવી બીજી અનેક વસ્તુઓ યાદ આવે છે અને તેની જ ગડમથલમાં તેનો લગભગ બધો સમય વ્યતીત થઈ જાય છે. વળી સંસ્કારનું બળ ન હોય તો તે આડા માર્ગે પણ ચડી જાય છે અને તેમાં જ આનંદ પામે છે. તે વખતે ભગવાનનું નામ યાદ આવતું નથી. પરંતુ તે જ મનુષ્યનો પૈસો જવા લાગે, પેઢીઓ બંધ પડે, લોકો નફરત કરવા લાગે, મિત્રો સાથ છોડી જાય, ઘરમાં રોજ કંકાસ થવા લાગે અને વિવિધ રોગોનું આક્રમણ શરૂ થઈ જાય, ત્યારે 'હે ભગવાન! મને બચાવ' એવી બૂમો મારે છે. પછી એ શી રીતે સંભળાય?

સંબંધીઓ અને મિત્રો આપત્તિ વખતે કામ લાગે છે, કારણ કે તેમની સાથે સંબંધ બંધાયેલો છે, પણ એ રીતે ભગવાન સાથે સંબંધ બંધાયેલો નથી તેથી આવું પરિણામ આવે છે. એ સંબંધ બાંધવાનું મુખ્ય સાધન નામજપ કે નામસ્મરણ છે.

[૧૭]

## નામ અંગે કેટલીક સ્પષ્ટતા

ઈશ્વર કે ભગવાનના સ્વરૂપ વિષે ઘણી ભાંજગડ છે, છતાં અમે નામજપ કે નામસ્મરણની હિમાયત કરી છે, કારણ કે તેનાથી મનુષ્યને સરવાળે લાભ જ થવાનો છે.

એક દવા ક્યાં બની? કેવી રીતે બની? તેમાં ક્યા દ્રવ્યો વપરાયાં છે? તે બધાંની ભાંજગડ કરવાની દર્દીને જરૂર હોતી નથી. તેણે તો ડોકટર પર શ્રદ્ધા રાખીને તે જે દવા આપે, તે જ વાપરવાની હોય છે અને તેથી લાભ થાય છે. કદાચ ડોકટર એ દવા ક્યાં બની? કેવી રીતે બની? તેમાં ક્યાં ક્યાં દ્રવ્યો વપરાયાં છે, તેનું વર્ણન કરે તો તેથી દર્દીને વિશેષ લાભ શું થવાનો? વળી આપણને જે દ્રવ્યોના ગુણ-ધર્મની ખબર નથી તેના સારા-ખોટાપણા વિષે શો અભિપ્રાય બાંધી શકવાના? તાત્પર્ય કે ડોકટર આગળ એ પ્રકારની ભાંજગડ કરવી નકામી છે. તે જે દવા આપે, તે વિશ્વાસથી વાપરવામાં લાભ છે.

જ્યારે શાસ્ત્રો, સંતો, તેમજ અન્ય મહાપુરુષો એમ કહી રહ્યા છે કે ભગવાનનું નામ મંગલમય છે, કલ્યાણકારી છે, તેનું સ્મરણ કે રટણ કરવાથી અનેક પ્રકારના લાભો થાય છે, ત્યારે તેમનાં વચનોમાં શ્રદ્ધાન્વિત થઈને આપણે નામજપ કે નામસ્મરણનો આરંભ કરી દેવો જોઈએ. જેણે એ પ્રકારે નામજપ કે નામસ્મરણનો આરંભ કર્યો છે અને ક્રમશઃ આગળ વધ્યા છે. તેમને ખરેખર ! ઘણા લાભો થયા છે અને જેઓ ભગવાનની કે તેમના નામની ભાંજગડ કરતાં રહ્યા છે અને જ્યારે ભગવાનના અસ્તિત્વનો કે તેના સ્વરૂપનો પાકો નિર્ણય થાય, ત્યારે જ તેનું નામ સ્મરીશું એવો નિર્ણય કરી બેઠા છે, તે એનો નિર્ણય કર્યા વિના જ આ જગતમાંથી ખાલી હાથે વિદાય થયા છે. શું આપણે આ રીતે ખાલી હાથે વિદાય થવું છે ખરૂં ?

અમે અનુભવથી જોયું છે કે ઘણી વાર ભલા-ભોળા માણસોનો ઉદ્ધાર થઇ જાય છે અને પોતાને શાણા, સમજુ, કે શિક્ષિત સમજતા મનુષ્યોનું કોઈ રીતે ઠેકાણું પડતું નથી. ભલા-ભોળા માણસો મહાપુરુષોના વચન પર શ્રદ્ધા રાખે છે અને કાર્યનો આરંભ કરી દે છે, એટલે તેમને તેનું ફલ મળવા લાગે છે; જ્યારે શાણા, સમજુ કે શિક્ષિત મનુષ્ય ડગલે ને પગલે બુદ્ધિ લડાવતા રહે છે, તર્કો ઉઠાવતા રહે છે અને એ રીતે જે વસ્તુ ખરેખર કરવા જેવી છે, તેમાંથી વંચિત રહી જાય છે. આવાઓની સાન ઠેકાણે લાવવા માટે જ મહાપુરુષોએ એક તર્કવાદીનું દૃષ્ટાંત આપ્યું છે.

## તર્કવાદીનું દૃષ્ટાંત

કોઈ તર્કવાદી એક શહેરની શેરીમાંથી પસાર થતો હતો, ત્યાં એક તોફાને ચડેલો હાથી સામે આવ્યો. તેના પર હજી મહાવત બેઠેલો હતો. તેણે કહ્યું : 'અલ્યા ભાઈ! આ હાથી તોફાને ચડેલો છે અને તે તને મારી નાખશે, માટે તું જલ્દી ભાગી જા.'

પેલા તર્કવાદીએ સામો પ્રશ્ન કર્યો કે 'અરે મહાવત! એ તો તું કહે કે આ હાથી સ્પર્શ કરીને મારશે કે સ્પર્શ કર્યા વિના મારશે? જો તે સ્પર્શ કરીને મારતો હોય તો તેણે તને સ્પર્શ કરેલો છે અને છતાં તું જીવતો છે અને જો તે સ્પર્શ કર્યા વિના જ મારતો હોય તો ગમે તેટલે દૂર ભાગી જવાથી શું! ત્યાં પણ એ મારી શકવાનો છે, માટે તારું કહેવું વૃથા છે.'

મહાવતે ફરી ચેતવ્યો, ત્યારે તેણે બીજો તર્ક કર્યો, પણ ત્યાં પેલો હાથી આવી પહોંચ્યો અને તેને પોતાની સૂંઢથી પકડી લીધો. પછી જમીન સાથે અફાળતાં તે ભૂંડા હાલે મરણ પામ્યો.

તાત્પર્ય કે આપણું જીવન ક્ષણભંગુર છે. ગાંડા હાથી જેવો કાળ ક્યારે આવી પહોંચશે? તે કળાય એવું નથી, એટલે આપણે વ્યર્થ વાદ-વિવાદો છોડીને મહાવત જેવા મહાપુરુષના શબ્દો માન્ય કરવા અને આપણું હિત કે કલ્યાણ સાધી લેવા તત્પર થવું.

અહીં અમારા અનુભવની એક વાત કહીએ. એક સોના-ચાંદીના દલાલને ત્યાં બે ગ્રાહકો આવતા હતા. તેમાં એક સુથાર હતો, તે થોડું ભણેલો હતો. પણ કોન્ટ્રેકના કામમાંથી બે પૈસા કમાયો હતો અને હવે લગભગ નિવૃત્ત જીવન ગાળતો હતો. જ્યારે બીજો ગ્રાહક એક કુશલ વ્યાપારી હતો અને ગણતરીબાજ હતો. હવે આ સુથાર અમુક અમુક સમયે આવીને દલાલને કહી જાય કે આટલું સોનું લેજો કે વેચજો. એ રીતે તેણે દશ-બાર સોદા કર્યા અને તે બધા જ સાચા પડતાં રૂપિયા બેથી અઢી લાખ કમાયો. બીજો ગ્રાહક પણ એ જ રીતે અમુક સમયે આવીને અમુક સોનું લેવા કે વેચવાનું કહી જતો. એ રીતે તેણે પણ દશ-બાર સોદા કર્યા, પરંતુ તેના લગભગ બધા જ સોદા ઉલટા પડયા અને રૂપિયા ત્રણથી ચાર લાખનું નુકશાન થયું.

દલાલ વિચારમાં પડયો કે આ સુથાર તો ભલો માણસ છે. એને સટ્ટાનું કંઈ જ્ઞાન નથી, છતાં તેના કરેલા બધા સોદા સીધા શી રીતે ઉતર્યા? એક દિવસ ચાહ-પાણી પીધા પછી તેણે આ સુથારને પૂછ્યું કે 'તમને કોઈ તરફથી રૂખ મળે છે કે શું?' સુથારે કહ્યું: 'હું કોઈ જ્યોતિષીમાં કે રૂખમાં માનતો નથી. હું રહ્યો અભણ માણસ, એટલે એમાં બહુ સમજું નહિ. હું તો રોજ નાહી-ધોઈને ભગવાનના નામની માળા ફેરવું છું અને જ્યારે મને કંઈ કામ કરવાનો વિચાર આવે, ત્યારે સીધો તમારી પાસે આવું છું.'

દલાલ સમજી ગયો કે આ માણસને જરૂર ભગવાનની સહાય છે, નહિ તો આમ બને નહિ.

હવે થોડા દિવસ બાદ તેણે બીજા ગ્રાહકને પૂછ્યું કે 'તમે આટલા ગણતરીબાજ છો, છતાં આમ કેમ બન્યું?' પેલો શું જવાબ આપે? તે ચૂપ રહ્યો. આથી દલાલે વધારે પૂછ્યું નહિ.

તાત્પર્ય કે માત્ર બુદ્ધિ લડાવવાથી કે તર્કો કરવાથી સફલતા મળતી નથી, તે માટે એક પ્રકારની આધ્યાત્મિક શક્તિની જરૂર છે અને તે ભગવાનના નામજપ કે નામ-સ્મરણમાંથી મળી રહે છે.

કેટલાક મનુષ્યો કહે છે કે 'અમે ભગવાનને માનતા નથી, ભગવાન જેવી કોઈ વસ્તુ આ જગતમાં છે જ ક્યાં? હોય તો અમને દેખાય કેમ નહિ?' આ વચનો અભિમાનનાં પણ છે અને મૂર્ખાઈનાં પણ છે. અભિમાનના એટલાં માટે કે તેમાં 'અમે જાણીએ એટલું જ સાચું' એવો ભાવ રહેલો છે અને મૂર્ખાઈનાં એટલા માટે કે જે વસ્તુ નજરે ન દેખાય, તેનું અસ્તિત્વ જ નથી એવું તેમાં પ્રતિપાદન થાય છે.

પરંતુ આ દુનિયામાં આપણે બહુ થોડું જાણીએ છીએ. ન જાણેલું તો તેનાથી અનેકગણું કે અનંતગણું છે. તો શું એ બધું ખોટું? આપણે ભીંતની પાછળ જોઈ શકતા નથી, તેથી શું એમ કહી શકાશે કે તેની પાછળ કોઈ વસ્તુ જ નથી?

વળી આપણે નજરે ન જોઇ શકીએ એવી ઘણી વસ્તુઓ આ જગતમાં રહેલી છે. વાયુને નજરે જોઇ શકતા નથી, ઇથરને નજરે જોઈ શકતા નથી અને બીજા પણ એવા અનેક સૂક્ષ્મ પદાર્થોને જોઇ શકતા નથી, છતાં તેની ક્રિયા વડે તેનો બોધ થાય છે અને તેનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે.

પરંતુ આવા મનુષ્યોને ય સમય આવ્યે ભગવાનની સત્તાનો સ્વીકાર કરવો પડે છે અને તેમનું સ્મરણ કરવાનો પ્રસંગ આવે છે. જેશલ ભયંકર લૂંટારો હતો. તેણે અનેક પાપો કર્યાં હતાં. ભગવાનને તે માનતો ન હતો. પણ જ્યારે તે નૌકામાં સવાર થઇને સામે પાર પહોંચવાનો પ્રયત્ન કરતો હતો, ત્યારે ભયંકર વાવાઝોડું થયું અને તેની બેડલી એટલે નૌકા ડૂબવાની અણી પર આવી, ત્યારે તેની સાથે તોરલ નામની સતી સ્ત્રી હતી કે જેને તે ઉઠાવી લાવ્યો હતો, તેણે કહ્યું : 'હે જેશલ ! તું તારાં બધાં પાપોને સંભાર અને ભગવાનની ક્ષમા માગ'તો આ તારી નૌકાનો બચાવ થશે, નહિ તો એ હમણાં ડૂબી સમજ. એ વખતે જેશલે પોતાનાં બધાં પાપો સંભારી ભગવાનની માફી માગી અને તેના પ્રત્યે શીર ઝુકાવ્યું. પરિણામે તેની નૌકા તોફાનમાંથી બચી ગઈ. તે પછી તેનું જીવન સુધરી ગયું.

એક ક્રોડપતિની કથા પણ આવી જ છે. તેઓ એમ માનતા કે મારા જેવો બુદ્ધિશાળી અને કુશળ માણસ

કોઈ નથી. હું જે દાવ નાખું તે બધા સીધા પડે છે અને ધારી લક્ષ્મી લઈ આવે છે. તે ભગવાનને માનતો નહિ કે કોઇ દિવસ તેમનું નામ લેતો નહિ. કદાચ કોઈ તેની સામે ભગવાનનું નામ લે તો તરત જ કહેતો કે કેવા 'બુદ્ધુ છો! ભગવાન જેવી કોઈ વસ્તુ છે જ નહિ, પછી તેને યાદ કરવાનું પ્રયોજન શું?' એટલે તેમના સંબંધીઓ કે મિત્રો બને ત્યાં સુધી તેમની સાથેની વાતચીતમાં ભગવાનનું નામ લેતા નહિ. તેમને મનમાં તો ઘણુંયે થતું કે આ ખોટું છે, પણ તેમને કહેવાની કોઈની હિંમત ચાલતી નહિ. વાઘને કોણ કહે કે તારું મોઢું ગંધાતું છે!

હવે એક વખત શેઠ પોતાના મિત્રો સાથે આનંદ કરતાં બેઠા હતા, ત્યાં એક તાર વિદેશથી આવ્યો. શેઠે તે ફોડીને વાંચ્યો તો તેમનો બધો આનંદ ઉડી ગયો અને મોઢું શ્યામ પડી ગયું. મિત્રોએ પૂછ્યું: 'શું છે?' શેઠે કહ્યું: 'એ પૂછવા જેવું નથી.' એટલે મિત્રોએ પૂછવાનું છોડી દીધું. એ તારમાં એવા ખબર આવ્યા હતા કે તમારી ત્રણ સ્ટીમરો દરિયાના ભયંકર વાવાઝોડામાં ડૂબી રહી છે. તેમાંથી કોઈ બચે એમ લાગતું નથી.' એ ત્રણ સ્ટીમરમાં તેમનો લાખો રૂપિયાનો માલ હતો અને તેમાં પોતાના કેટલાક સ્નેહીઓ પણ હતા.

અરધા કલાક પછી બીજો એક તાર અમૃતસરથી આવ્યો કે 'અહીં આપણી પેઢીને ભયંકર આગ લાગતાં

તે તારાજ થઇ ગઇ છે. વિશેષ વિગત પછી મોકલીશું.' શેઠ એ તાર સામે જોઈ જ રહ્યા.

તેને એક કલાક વ્યતીત થયો કે એક ત્રીજો તાર કલકત્તાથી આવ્યો કે 'આજ રોજ અહીં એકાએક હુલ્લડ ફાટી નીકળતાં તમારા પત્ની અને પુત્ર તેમાં સપડાઈ જઈ સખ્ત ઘાયલ થયા છે. તેમને હોસ્પીટલમાં ખસેડ્યા છે, પણ સ્થિતિ ગંભીર છે.'

આ તાર વાંચતાં જ શેઠ બોલી ઉઠ્યા: 'ઓ ભગવાન! આ શું થવા બેઠું છે? મને માફ કર. મેં તારી ખૂબ નિંદા કરી છે. હવે હું કદી પણ તારી નિંદા નહિ કરું, મને બચાવ! મને બચાવ!' અને તે ભગવાનનું નામ રટવા લાગ્યા. બીજા દિવસે તેમને બીજો તાર મળતાં જાણ્યું કે સ્ટીમરોને અણધારી મદદ આવી મળતાં તે બચી જવા પામી હતી, ત્યાર બાદ તેમની અમૃતસરની પેઢીનો પૂરો વીમો મળ્યો અને તેમના પત્ની તથા પુત્ર સાજા થઈને ઘરે આવી ગયાં.

'ભગવાનનું કયું નામ લેવું?' તેનો ઉત્તર એ છે કે 'ભગવાનનાં નામો અનેક છે, તેમાંથી જેની જેનાપર વિશેષ પ્રીતિ હોય, તે નામ તેણે લેવું.'

'ભગવાનનાં નામો અનેક શા માટે?' એનો ઉત્તર એ છે કે 'ભગવાનમાં અનેક ગુણો રહેલા છે, તે સૂચવવા માટે તેનાં અનેક નામો પડેલાં છે.'

'ભગવાનનાં બધાં નામોમાં શું સરખી શક્તિ હોય?'

તેનું સમાધાન એ છે કે 'ભગવાનનાં બધાં નામોમાં સરખી શક્તિ છે. કોઈએ રામ, કોઈએ હરિ, કોઈએ ગોવિંદ, કોઈએ વિઠ્ઠલ, કોઈએ શિવ, કોઈએ અરિહંત, કોઈએ આદિનાથ, કોઈએ અલ્લાહ, કોઈએ અરહેમાન તો કોઈએ ઇશુનો જપ કરી મનનું શાંત્વન તથા સાક્ષાત્કારનો લાભ મેળવેલ છે.

મિત્રો! ખરી વાત તો એ છે કે આપણી સ્થિતિ આ જગતમાં પેલા છ આંધળાઓ જેવી છે, એટલે આપણને આપણી વસ્તુ વધારે સારી લાગે છે અને બીજાની ખોટી લાગે છે.

## છ આંધળાઓનું દ્રષ્ટાંત

એક રાજાનો રસાલો એક ગામથી બીજે ગામ જતો હતો. તેમાં કેટલાક ઘોડા હતા, કેટલાક ઊંટ હતા અને એક સુંદર હાથી પણ હતો. આ રસાલો બપોર ગાળવા ગામડાની એક ધર્મશાળામાં થોભ્યો.

ગામલોકોને ખબર પડી, એટલે તેઓ એ રસાલો જોવાને આવી પહોંચ્યા. તેમાં છ આંધળાઓ પણ સામેલ હતા. આ આંધળાઓએ હાથી વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું, પણ કોઈ વાર તેને 'જોયો' ન હતો. એટલે તેમણે મહાવતને વિનંતિ કરી કે ભલો થઇને અમને હાથીને અડકવા દે, જેથી તેના પર હાથ ફેરવી તેનું નિરીક્ષણ કરી શકીએ.

મહાવત ભલો હતો, એટલે તેણે તેમ કરવાની રજા

આપી અને તે છ આંધળાઓ હાથીને તપાસવા લાગ્યા. એમ કરતાં તે દરેક આંધળાના હાથમાં હાથીનું એકેકું અંગ આવ્યું.

એકના હાથમાં તેનો નિરંતર હાલતો કાન આવ્યો.
બીજાના હાથમાં તેની લાંબી મજાની સૂંઢ આવી.
ત્રીજાના હાથમાં તેના વાંકડિયા દંતૂશળ આવ્યા.
ચોથાના હાથમાં તેનો ભારેખમ પગ આવ્યો.
પાંચમાના હાથમાં તેનું પહોળું પેટ આવ્યું.
છઠ્ઠાના હાથમાં તેની પાતળી પૂંછડી આવી.

હવે તે આંધળાઓ પોતાને પ્રાપ્ત થયેલા એકેક અંગ પર બરાબર હાથ ફેરવીને હાથી વિષેનો પોતાનો અભિપ્રાય પ્રકટ કરવા લાગ્યા :

એકે કહ્યું : 'આ હાથી તો સૂપડા જેવો લાગે છે.'
બીજાએ કહ્યું : 'મને તો એ સાંબેલા જેવો લાગે છે.'
ત્રીજાએ કહ્યું : 'મને એ ભૂંગળ જેવો લાગે છે.'
ચોથાએ કહ્યું : 'મને એ મોટા થાંભલા જેવો લાગે છે.'
પાંચમાએ કહ્યું : 'મને એ પખાલ જેવો જણાય છે.'
છઠ્ઠાએ કહ્યું : 'મને એ સાવરણી જેવો જણાય છે.'
એ દરેક આંધળો એમ સમજતો હતો કે પોતાની

વાત સાચી છે અને બીજાની વાત જૂઠી છે, એટલે તેઓ અંદર અંદર ચર્ચા કરવા લાગ્યા.

પહેલાએ કહ્યું : 'મારા આંગળામાં અદ્ભુત સ્પર્શ-શક્તિ રહેલી છે. તેના વડે હું કોઈપણ વસ્તુ કેવા આકારની છે ? તે બરાબર જાણી શકું છું. તેના આધારે હું જણાવું છું કે આ હાથ સાંબેલા જેવો નથી, ભૂંગળ જેવો નથી, થાંભલા જેવો નથી, પખાલ જેવો નથી અને સાવરણી જેવો પણ નથી, એ તો બરાબર સૂપડા જેવો જ છે.'

બીજાએ કહ્યું : 'માણસ માત્ર ભૂલને પાત્ર છે. આ જગતમાં ભાગ્યેજ એવો મનુષ્ય હશે કે જે ભૂલ ન કરે. એટલે સંભવિત છે કે તમારું માનવું ભૂલભરેલું હોય. હું પોતે દરેક વસ્તુનો વિચાર શાંતચિત્તે કરું છું, એટલે તેનું સાચું સ્વરૂપ સમજી શકું છું. એ આધારે હું કહું છું કે આ હાથી કોઈ પણ રીતે સૂપડા જેવો જણાતો નથી. વળી તે ભૂંગળ જેવો, થાંભલા જેવો, પખાલ જેવો કે સાવરણી જેવો પણ જણાતો નથી. એ તો નિશ્ચયપૂર્વક સાંબેલા જેવો જ જણાય છે. માટે બીજાઓએ પોતાના ભૂલભરેલા ખ્યાલમાં સુધારો કરવો.'

ત્રીજાએ કહ્યું : 'આ રીતે વાત કરવી, એ એક પ્રકારની ચાલાકી જ છે. જો તમે શાંતચિત્તે વિચાર કરો, તો બીજા કંઈ ભાંગ પીઈને વાત કરતા નથી. પરંતુ આ કામમાં ખરી જરૂર અનુભવની છે અને અનુભવમાં હું

બધા કરતાં ચડિયાતો છું. તેથી હું જણાવું છું કે આ હાથી સૂપડા જેવો કે સાંબેલા જેવો તો નથી જ! વળી તે બીજાઓ જણાવે છે તેમ થાંભલા જેવો, પખાલ જેવો કે સાવરણી જેવો પણ નથી. એ તો સ્પષ્ટ રીતે ભૂંગળ જેવો જ છે. માટે બીજાઓએ પોતાની મિથ્યા માન્યતા છોડી દેવી.'

ચોથાએ કહ્યું : 'તમે બધાએ શું ધાર્યું છે? એક પોતાની સ્પર્શશક્તિના વખાણ કરે છે, બીજો પોતાના શાંત મગજના ગુણ ગાય છે અને ત્રીજો વળી અનુભવની આરતી ઉતારે છે! પણ એમ કરીને છેવટે તો પોતાનો કક્કો જ ખરો કરવાને મથે છે! પણ અક્કલ કંઈ અંધારે વહેંચાયેલી નથી: દરેક માણસમાં તે ઓછીવત્તી હોય છે જ. અને આ વાત એવી નથી કે જે સામાન્ય અક્કલથી સમજાય નહિ. એટલે હું તો સીધી ને સાદી વાત કહું છું કે આ હાથી સૂપડા, સાંબેલા, ભૂંગળ, પખાલ કે સાવરણી જેવો નથી, પણ એક મોટા થાંભલા જેવો છે. હવે તમારે જેમ માનવું હોય તેમ માનો.'

પાંચમાએ કહ્યું : 'ઝાઝી વાતનાં ગાડાં ભરાય. એક નાની શી બાબતમાં આટલી બધી ભાંજગડ શી? એ તો સહુ કોઈ જાણે છે કે હાથી એક મોટું પ્રાણી છે, એટલે તે સૂપડા જેવું, સાંબેલા જેવું, ભૂંગળ જેવું, થાંભલા જેવું કે સાવરણી જેવું હોઈ શકે નહિ. એનો આકાર તો લાંબો પહોળો જ હોઈ શકે અને તેથી જ હું કહું

છું કે આ હાથી એક મોટી પખાલ જેવો છે. જો તમારા મનમાં દુરાગ્રહ ન વસ્યો હોય તો મારી વાત માની લ્યો.'

છઠ્ઠાએ કહ્યું : 'આ તો ચોખ્ખી બનાવટની જ વાત છે. આ ભાઈસાહેબ બીજાને દુરાગ્રહી કહે છે, તો તે પોતે દુરાગ્રહને ક્યાં વરેલા નથી? જે વસ્તુ સ્પષ્ટ રીતે સાવરણી જેવી છે, તેને પખાલ જેવી પુરવાર કરવાને તૈયાર થવું, તે દુરાગ્રહ કે કદાગ્રહ જ છે. માટે ઓ મહેરબાનો! ખાલી ભેજાનું દહીં કરો મા! મારા જેવા ગરીબની વાત માની લ્યો કે આ હાથી સૂપડા, સાંબેલા, ભૂંગળ, થાંભલા કે પખાલ જેવો નથી, પણ માત્ર સાવરણી જેવો જ છે!'

આંધળાઓની આ ચર્ચા જોત જોતામાં વધી પડી અને તેણે એક ઉગ્ર તકરારનું રૂપ ધારણ કર્યું. તે વખતે હાથીનો મહાવત કે જે આ બધી ચર્ચા ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો, તે આગળ આવ્યો અને કહેવા લાગ્યો કે 'ઓ ભલા માણસો! તમે આ શોર શેનો મચાવ્યો છે? તમારામાંના કોઈએ પણ આ હાથીનું પૂરેપૂરું નિરીક્ષણ કરેલું નથી. તમે જે કંઈ જોયું છે, તે તો હાથીનું એકેકું અંગ માત્ર છે અને તે પરથી આખા હાથીનો અભિપ્રાય આપવા મંડી પડયા છો. આ હાથી મારો રોજનો જોયેલો છે, તેથી હું કહું છું કે 'આ હાથી સૂપડા જેવો પણ છે, સાંબેલા જેવો પણ છે, ભૂંગળ જેવો પણ છે, થાંભલા જેવો પણ છે, પખાલ જેવો પણ છે અને સાવરણી જેવો પણ છે, માટે તમે તમારી

દૃષ્ટિએ સાચા હોવા છતાં એકંદર ખોટા છો અને ખાલી માથું પકવી રહ્યા છો, માટે મહેરબાની કરી તમારા રસ્તે સીધાવો.'

આંધળાઓ તો મહાવતની આ વાત સાંભળીને ચૂપ જ થઇ ગયા અને બોલ્યા ચાલ્યા વિના પોતાના રસ્તે પડયા.

આ પરથી એમ સમજવાનું છે કે ભગવાનનું સ્વરૂપ જેને જે રીતે સમજાયું, તેણે તે રીતે વર્ણવ્યું છે અને તેનું નામકરણ એ પ્રમાણે કર્યું છે. તેમાં આ વધારે સારું કે આ ખરાબ એવું કહી શકાય એમ નથી.

[ ૧૯ ]

## શ્રદ્ધાનું આલંબન

જપસાધના માટે કેટલીક પૂર્વ તૈયારી કરવી પડે છે, તેમાં શ્રદ્ધાને અગ્રસ્થાન આપવું પડે છે.

અનુભવી પુરુષો કહે છે કે જેને સુખ-શાંતિની ઈચ્છા હોય, આધ્યાત્મિક ઉન્નતિની અભિલાષા હોય કે પરમપદ પામવાની આકાંક્ષા હોય, તેણે સહુથી પહેલાં શ્રદ્ધાવાન બનવું જોઈએ. **ભગવદ્‌ગીતા**માં કહ્યું છે કે–

श्रद्धावाँल्लभते ज्ञानं, तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

'શ્રદ્ધાવાન્, તત્પર (પ્રયત્નશીલ) અને જિતેન્દ્રિય પુરુષ જ્ઞાન મેળવે છે. જ્ઞાન મેળવીને તે તરત શાંતિ પામે છે.'

સાચા જ્ઞાનથી શાંતિ મળે છે, પણ આવું જ્ઞાન ક્યારે મળે ? તેના ઉત્તરમાં જણાવ્યું છે કે જે શ્રદ્ધાવાન્ છે, પ્રયત્નશીલ છે અને જેણે પોતાની ઇન્દ્રિયો પર કાબૂ મેળવેલો છે, તે સાચું જ્ઞાન મેળવી શકે છે. અહીં પ્રથમ

શ્રદ્ધાવાન્‌નો ઉલ્લેખ છે, તે આપણે ધ્યાનમાં રાખવાનો છે. આનો અર્થ એમ સમજવાનો કે જે શ્રદ્ધાવાન્ નથી, તેને સાચું જ્ઞાન મળતું નથી, પછી તેનામાં બીજા ગુણો ભલે હોય.

ત્યાં જ આગળ કહેવાયું છે કે–

अज्ञश्चाश्रद्दधानश्च, संशयात्मा विनश्यति ।
नाऽयं लोकोऽस्ति न परो, न सुखं संशयात्मनः ॥

'અજ્ઞાની અને શ્રદ્ધા વિનાનો સંશયમય રહી નાશ પામે છે. સંશયમય રહેલાને આ લોક નથી, પરલોક નથી અને સુખ પણ નથી.' તાત્પર્ય કે શ્રદ્ધાનો ગુણ કેળવાયો ન હોય, તો દરેક બાબતમાં સંશય રહે છે, એટલે કોઈ પણ ક્રિયા–પછી તે ગમે તેવી સારી હોય તો પણ તેમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી અને જ્યાં ક્રિયાશીલતા ન હોય, ત્યાં ઉન્નતિ કે વિકાસ સાધી શકાય શી રીતે? પરિણામે જીવન નિરર્થક બને છે. શ્રદ્ધાહીનને આ લોકનું કે પરલોકનું કોઈ સુખ મળતું નથી.

અન્યત્ર ગણિતના ઉદાહરણ દ્વારા આ વસ્તુ સ્પષ્ટ કરવામાં આવી છે. ત્યાં એમ કહેવાયું છે કે શ્રદ્ધા એ એકડો છે અને જ્ઞાન તથા ચારિત્ર વગેરે મીંડાં છે. જો પ્રારંભમાં એકડો હોય તો ત્યાર પછીનાં મીંડાઓનું ઘણું મૂલ્ય છે, પણ પ્રારંભમાં એકડો જ ન હોય, તો ગમે તેટલાં મીંડાં માંડો, પણ તેનું કંઈ મૂલ્ય નથી. ૧૦, ૧૦૦, ૧૦૦૦, ૧૦૦૦૦, ૧૦૦૦૦૦, ૧૦૦૦૦૦૦, ૧૦૦૦૦૦૦૦, આ

બધી સંખ્યાઓમાં પહેલો એકડો છે, તેથી ત્યાર પછીનાં મીંડાંઓની કિંમત દશ-દશ ગણી વધતી જાય છે, પરંતુ તે જ સંખ્યાઓ એકડા વિનાની હોય તો ? ૦, ૦૦, ૦૦૦, ૦૦૦૦, ૦૦૦૦૦, ૦૦૦૦૦૦, ૦૦૦૦૦૦૦ આ બધાંની કંઈ કિંમત ખરી ?

શ્રદ્ધા આપણને આગળ વધવાનું, મુશ્કેલીઓ ઓળંગી જવાનું તથા કાર્યસિદ્ધિ થતાં સુધી ઝઝુમી લેવાનું બળ પૂરું પાડે છે. આ જગતમાં જેણે મહાન કાર્યો કર્યાં છે, તે બધાએ શ્રદ્ધાનો ગુણ સારી રીતે કેળવ્યો હતો, તેઓ શ્રદ્ધાવાન્ બન્યા હતા.

કોઈએ વિશ્વના મહાન વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈનને પૂછ્યું : 'આપે ઘણાં વૈજ્ઞાનિક સમીકરણો શોધ્યાં છે, તો અમને એક એવું સમીકરણ આપો કે જે હંમેશને માટે અને હરેકને માટે સફલતા અપાવનારું હોય.' ઉત્તરમાં આઈન્સ્ટાઈને એક કાગળ પર નીચે મુજબ સમીકરણ લખી આપ્યું :

શ્રદ્ધા + આયોજન + શ્રમ + શ્રમ + શ્રમ = સફલતા.

તાત્પર્ય કે પ્રથમ શ્રદ્ધા કેળવો, પછી યોજના ઘડો અને પછી તેની પાછળ પૂરતો શ્રમ કરો તો તમને સફલતા અવશ્ય મળશે.

શ્રદ્ધાની શક્તિનો પરિચય વ્યાવહારિક ક્ષેત્રમાં ડગલે અને પગલે થાય છે. 'હું જરૂર ભણી શકીશ' એવી

શ્રદ્ધાવાળો ભણવા માંડે છે અને વિદ્વાવાન્ થાય છે. 'હું જરૂર ધન કમાઈ શકીશ' એવી શ્રદ્ધાવાળો વ્યાપારધંધો કરવા માંડે છે અને ધનવાન્ થાય છે. 'આ કામ હું જરૂર પાર પાડી શકીશ' એવી શ્રદ્ધાવાળો એ કામ હાથ ધરે છે અને તેને પાર પાડે છે. 'મારો આ રોગ જરૂર મટી જશે' એવી શ્રદ્ધાવાળો રોગથી રહિત બનીને સુંદર આરોગ્યની પ્રાપ્તિ કરી શકે છે. એથી વિરુદ્ધ 'મારા નશીબમાં વિદ્યા નથી' એવું માનનારો વિદ્યાભ્યાસ અર્ધેથી છોડી દે છે અને યશ તથા લાભ બંનેથી વંચિત રહે છે. 'લાખ મળવાના નથી અને લખેસરી થવાના નથી.' એવી માન્યતાવાળાનો પ્રયત્ન જ એવો લૂલો હોય છે કે તેને લાખ મળતા નથી અને તે લખેસરી થતો નથી. 'આ મારું કામ નહિ, એ મને આવડે નહિ, એ મારાથી કેમ થશે?' એવા મુફલીસ વિચાર ધરાવનારો કોઈ પણ મહત્ત્વનું કાર્ય હાથ ધરી શકતો નથી અને કદાચ ધરે તો તેને પાર પાડી શકતો નથી. 'રોતો જાય, તે મૂઆના સમાચાર લાવે' એ કહેવતનું વાસ્તવિક રહસ્ય આ જ છે.

અનંત અપાર ઉદધિને ઘૂઘવતો દેખીને બુદ્ધિ વિહ્વલ બની જાય છે. આવો વિશાળ સાગર કેમ પાર થઈ શકે? એમાં અનેક પ્રકારનાં જોખમો સમાયેલાં છે. એમાં આ જોખમ છે, તે જોખમ છે; અહીં જોખમ છે, તહીં જોખમ છે; વગેરે. પરંતુ શ્રદ્ધા તે સ્થળે પણ સ્થિર જ રહે છે. તે કહે છે કે 'મહાસાગર અપાર છે, તો મારું બળ પણ

અપાર છે. હું આ ઘૂઘવતા મહાસાગરને જરૂર ઓળંગી જઈશ.' અને તે પ્રયત્નની પ્રેરણા કરે છે, જેના લીધે મછવાઓ તૈયાર થાય છે, હોડીઓ બનવા લાગે છે, નૌકાઓનું નિર્માણ થાય છે, મોટાં મોટાં વહાણો સફર કરવા લાગે છે અને છેવટે આગબોટો ઉત્પન્ન કરી મહાસાગર ઓળંગવામાં આવે છે.

અનેક અશક્ય જણાતી બાબતો શ્રદ્ધા અને તેમાંથી ઉદ્ભવતા પ્રયત્નને પરિણામે સિદ્ધ થઈ છે. જ્યાં હાથી, ઘોડા, ઊંટ, ગાડાં અને સિગરામનો વ્યવહાર મુખ્ય હતો, ત્યાં આગગાડીઓ, મોટર અને વિમાનો દોડવા લાગ્યાં છે. જ્યાં કોડિયાં, ફાનસ અને દીવીઓનો વ્યવહાર મુખ્ય હતો, ત્યાં વીજળીની રોશની પ્રકટ થઈ છે અને બટન દબાવતાં જ હજારો–લાખો દીવા એક સામટા પ્રકટી નીકળે છે. તે જ રીતે ખેપિયા, કાસદ અને દૂતો વડે સંદેશા પહોંચાડવામાં આવતા, ત્યાં તાર, ટેલીફોન અને રેડિયો જેવાં સાધનો અસ્તિત્વમાં આવ્યાં છે. આ રીતે બીજાં પણ અનેક યંત્રો શોધાયાં છે, તે શ્રદ્ધા અને પ્રયત્નનું જ પરિણામ છે.

તો પછી નામજપ કે નામસ્મરણમાં આગળ વધવા માટે શ્રદ્ધા કેળવવી જોઈએ કે નહિ ? હાથમાં માળા લીધી હોય અને ભગવાનનું નામસ્મરણ કરવા માંડ્યું હોય, પણ એ નામસ્મરણની ફલદાયકતા અંગે દિલમાં શ્રદ્ધા ન હોય

તો 'આ નામસ્મરણથી મને કંઈ ફળ મળશે કે કેમ? મારે આ નામસ્મરણ શા માટે કરવું? શાસ્ત્રો અને સંતો ગપ તો નહિ મારતા હોય?' આવા આવા વિચારો આવી મન ડહોળાઈ જવાનું અને આખરે નામસ્મરણ છૂટી જવાનું, માટે શ્રદ્ધા કેળવવાની જરૂર છે. 'જ્યારે જગતના દરેક ધર્મોએ નામસ્મરણનો સ્વીકાર કર્યો છે, વળી અધ્યાત્મ-વાદીઓ, યોગસાધકો, મંત્રવિશારદો, ભક્તજનો તથા સાધુસંતોએ તેને અપનાવેલ છે, ત્યારે તે એક મહાન્ કે મહત્ત્વપૂર્ણ વસ્તુ હોવી જ જોઈએ. હું તેને બરાબર અનુસરીશ અને મારા અભીષ્ટની સિદ્ધિ કરીશ.' આવો વિચાર કરીને મનને સંશયરહિત બનાવવું જોઈએ અને નામજપ કે નામસ્મરણમાં લાગી જવું જોઈએ.

જે મનુષ્યો દરેક બાબતમાં શંકા કરે છે અને કુતર્કો કરી સત્સાધનોથી દૂર રહે છે, તેની હાલત આખરે અત્યંત બૂરી થાય છે. તે અંગે એક દૃષ્ટાંત યાદ આવે છે:

### જેના મડદાનું શિયાળે પણ ભક્ષણ ન કર્યું.

નદીકિનારે એક મડદું પડ્યું હતું. એક શિયાળ તેને ખાવાની તૈયારી કરી રહ્યું હતું. ત્યાં એક કવિ આવ્યો. તેણે કહ્યું : 'અરે શિયાળ! તું શું કરે છે?' શિયાળે કહ્યું : 'મને ઘણી ભૂખ લાગી છે, અને આ મારું ભક્ષ્ય છે, તેથી તેના વડે ઉદરપૂર્તિ કરવા ઇચ્છું છું.' કવિએ કહ્યું: 'તારી વાત ઠીક છે, પણ આ મનુષ્યનાં દરેક અંગ

અપવિત્ર છે. તેનું ભક્ષણ કરવું યોગ્ય નથી.' શિયાળે પૂછ્યું: 'એ કેવી રીતે?' કવિ કહે: 'સાંભળ—

આ મનુષ્યે મોઢેથી કોઈ દિવસ ભગવાનનું નામ લીધું ન હતું, એટલે તેનું મોઢું અપવિત્ર છે. તેણે કાન વડે કોઈ દિવસ હરિકથા કે સાધુસંતોની વાણી સાંભળી ન હતી, એટલે કાન પણ અપવિત્ર છે. તેણે મસ્તક વડે કોઈ દિવસ સારા વિચારો કર્યા ન હતા, એટલે મસ્તક પણ અપવિત્ર છે અને કોઈ પણ માણસનાં વખાણ સાંભળતાં જ તે નાકનું ટીચકું ચડાવતો હતો, એટલે તેનું નાક પણ અપવિત્ર છે. વળી હાથ વડે કોઈ દિવસ કોઈને દાન દીધું નથી, એટલે હાથ અપવિત્ર છે અને પગ વડે ચાલીને તે કદી મંદિરે ગયો નથી, સાધુસંત પાસે ગયો નથી કે કોઈ તીર્થમાં જઈને તેની યાત્રા કરી આવ્યો નથી, એટલે પગ પણ અપવિત્ર છે. છેલ્લું રહ્યું તેનું પેટ, તે તો હરામની રોટી ખાઈ ખાઈને તદ્દન અપવિત્ર બનેલું છે. માટે તું બીજું કોઈ ભક્ષ્ય શોધી કાઢ, પણ આ મહા અપવિત્ર અંગવાળા મડદાંને ભલું થઈને સ્પર્શ કરીશ નહિ.'

શિયાળને આ શબ્દોની અસર થઈ, એટલે તેણે એ મડદાનું ભક્ષણ કરવાનો વિચાર માંડી વાળ્યો અને તે અન્યત્ર ચાલ્યું ગયું.

મિત્રો! મર્યા પછી જેનું મડદું એક શિકારી પશુ પણ ખાવાને ન ઇચ્છે, તેની અપવિત્રતા કેટલી સમજવી? શ્રદ્ધાહીન કુતર્કમય જીવન જીવવાનું છેવટનું પરિણામ આવું

આવે છે. માટે જ શ્રદ્ધાસંપન્ન બનવાનો અને કુતર્કો તથા મિથ્યા કલ્પનાઓ છોડી અનુભવી પુરુષોનાં વચનોને અનુસરવાનો અનુરોધ છે.

કેટલાક કહે છે કે 'અમારામાં અક્કલ છે તેથી અમે અંધશ્રદ્ધા ધરાવતા નથી.' પણ જે વસ્તુને હિતકર—ઉત્તમ—શ્રેષ્ઠ જાણીને તેમાં શ્રદ્ધાન્વિત થઈએ, તેમાં અંધશ્રદ્ધા શાની? વગર વિચાર્યે ગમે તે વસ્તુ કે વ્યક્તિ પર શ્રદ્ધા કરીએ તેને અંધશ્રદ્ધા કહેવાય. આવી અંધશ્રદ્ધાની અમે હિમાયત કરતા નથી, પરંતુ જે વસ્તુ શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિ એ ત્રણેય કસોટીમાંથી પસાર થઈ છે, તેમાં શ્રદ્ધા રાખવાની હિમાયત જરૂર કરીએ છીએ, કારણ કે તેથી જપસાધનાને બળ મળવાનું છે અને પરિણામે લાભ થવાનો છે.

**નારદપુરાણ**ના બીજા અધ્યાયમાં કહ્યું છે કે—

अश्रद्धयापि यन्नाम्नि कीर्तितेऽथ स्मृतेऽपि वा ।
विमुक्तः पातकैर्मर्त्योः लभते पदमव्ययम् ॥
संसारघोरकान्तारदावाग्निमधुसूदनः ।
स्मरतां सर्वपापानि नाशयत्याशु सत्तमः ॥

'આ ઘોર ભયાનક સંસારરૂપી વનને બાળી નાખનાર અગ્નિરૂપ જે મધુસૂદન છે, તેનું નામ શ્રદ્ધા ન હોય છતાં વાચાથી બોલવામાં આવે યા યાદ કરવામાં આવે તો બધાં પાપથી માણસ મુક્ત થાય છે અને એવો માણસ સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે.'

આનો અર્થ એમ સમજવાનો છે કે ભગવાનનું નામ અત્યંત મંગલમય છે, તે અજાણ્યે કે અશ્રદ્ધાથી બોલાયું હોય તો પણ ઘણું ફળ આપે છે. અહીં ત્રિરાશિ એવી માંડવાની છે કે જો અશ્રદ્ધાથી બોલાયેલું કે યાદ કરાયેલું નામ આટલું ફળ આપે છે, તો જાણીને શ્રદ્ધાપૂર્વક એ નામને યાદ કરીએ તો કેટલું ફળ મળે? તેના બદલે જો એવો તર્ક કર્યો કે શ્રદ્ધા વિના નામ બોલવાથી ફળ મળે છે, તો શ્રદ્ધા રાખવાની જરૂર શી? તો એ કુતર્કના પરિણામે નામજપ કે નામસ્મરણની ગાડી આગળ ચાલવાની જ નહિ, કારણ કે શ્રદ્ધામાંથી ઇચ્છા અને ઇચ્છામાંથી પ્રયત્ન થાય છે. જેના વિષે આપણી શ્રદ્ધા નથી, તેના વિષે પ્રયત્ન—પ્રયાસ—પુરુષાર્થ થતો નથી.

**ભગવદ્ગીતા**ના સત્તરમા અધ્યાયમાં સ્પષ્ટ કહેવાયું છે કે—

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ ! न च तत्प्रेत्य नो इह ॥

'હોમ, દાન, તપ આદિ જે કર્મ અશ્રદ્ધાથી કરવામાં આવે છે, તેને અસત્ કહેવાય છે. હે અર્જુન ! આવાં અસત્ કર્મો નથી તો પરલોકમાં ફલ આપી શકતાં કે આ લોકમાં.' આથી શ્રદ્ધા વિના થયેલા નામજપ કે નામસ્મરણની ગણના અસત્ કર્મમાં થાય છે અને તેનું ફલ કંઇ જ નથી.

મંત્રયોગનાં સોળ અંગોમાં ભક્તિને પહેલી મૂકી છે,

તેનો અર્થ શ્રદ્ધા છે. તાત્પર્ય કે શ્રદ્ધા એ સાધનાનો પાયો છે. જ્યાં શ્રદ્ધા નથી ત્યાં સાધના થતી નથી.

તંત્રકારોએ પણ તારસ્વરે જણાવી દીધું છે કે જેને મંત્ર, મંત્રદેવતા અને ગુરુ પર પૂરેપૂરી શ્રદ્ધા નથી, તેને કોટિ કલ્પે પણ સિદ્ધિ થતી નથી.

તાત્પર્ય કે જપસાધના નામજપ કે નામસ્મરણ નિમિત્તે થતી હોય, મંત્રજપ નિમિત્તે થતી હોય કે ગુરુએ રટણ-ચિંતન કરવા આપેલા શબ્દોના જપ નિમિત્તે થતી હોય, તેમાં સહુથી પહેલાં શ્રદ્ધા જોઈએ. તેથી જ શ્રદ્ધાનું આલંબન લેવાનો આગ્રહભર્યો અનુરોધ છે.

'**શ્રદ્ધા નહિ તો સિદ્ધિ નહિ,**' એ વાત બરાબર યાદ રાખવી ઘટે છે.

[૧૯]

## શુદ્ધિની આવશ્યકતા

શ્રદ્ધા સાથે શુદ્ધિની પણ જરૂર છે. શ્રદ્ધા એ જપ-સાધનારૂપી ગાડીનો એક પાટો છે, શુદ્ધિ એ જપસાધનારૂપી ગાડીનો બીજો પાટો છે. આ બંને પાટા બરાબર હોય તો જ જપસાધનારૂપી ગાડી બરાબર ચાલી શકે. શુદ્ધિના વિચારમાં શરીરશુદ્ધિનું સ્થાન પ્રથમ છે. જો શરીર અશુદ્ધ હોય, અપવિત્ર હોય તો તેનાથી જપસાધના બરાબર થઈ શકતી નથી. જો કે નામજપમાં આ વસ્તુનો આગ્રહ રાખવામાં આવ્યો નથી, છતાં શુદ્ધિપૂર્વક નામજપ થાય તો તે વધારે ફલદાયી બને છે, એ હકીકત છે.

શરીરને શુદ્ધ કરવાનું મુખ્ય સાધન સ્નાન છે. યોગસંહિતામાં તેના સાત પ્રકારો મનાયેલા છે, તે જાણવા અહીં રસપ્રદ થઈ પડશે. મંત્ર ભણી જળને શરીર પર છાંટવું, તે માત્ર સ્નાન છે. ભીના વસ્ત્રથી શરીરને સારી રીતે લૂછી નાખવું તે ભૌમસ્નાન છે. શરીરે

ભસ્મ ચોળવી, તે આગ્નેય સ્નાન છે. ગાયના પગની રજને શરીરે ચોળવી, તે વાયવ્ય સ્નાન છે. તડકો હોય અને વરસાદનાં છાંટા પડી શરીર ધોવાય, એ દિવ્યસ્નાન છે. પાણીમાં ડૂબકી મારીને સ્નાન કરવું, એ વારુણસ્નાન છે અને ભગવાનનું ચિંતન કરવું, એ માનસસ્નાન છે.

આજે શહેરો અને મોટા ગામોમાં નળવાટે પાણી આવે છે અને તેને ડોલ કે હાંડામાં ભરી તેના વડે સ્નાન કરવામાં આવે છે. આગળ સ્નાન કરતી વખતે ઉવટણ-ઉદ્વર્તનનો પ્રયોગ થતો, તેથી શરીરપરનો મેલ નીકળી જતો અને શરીર સુગંધી બનતું. ઉવટણમાં કોઈ પદાર્થ અપવિત્ર ન હતો. તેમાં વપરાતી બધી જ વસ્તુઓ વનસ્પતિજન્ય હતી, પરંતુ આજે સાબુનો વ્યાપક પ્રચાર છે અને તેના વડે જ શરીરશુદ્ધિ કરવામાં આવે છે. તેમાં અન્ય પદાર્થો ઉપરાંત ચરબીનો પણ ઉપયોગ હોય છે, એટલે જપસાધનામાં પ્રવેશ કરનારે ચરબી વિનાનો સાબુ વાપરવો. આવો સાબુ બજારમાં મળી શકે છે અને ન મળે તો ઘરે પણ બનાવી શકાય છે. જો એ શક્ય ન હોય તો સ્નાન કરતી વખતે ઉવટણનો અથવા આંબળાના ચૂર્ણનો અથવા માત્ર કાળી માટીનો ઉપયોગ કરવો.

જપસાધકે સ્નાન કરતી વખતે કોઇને કોઈ વસ્ત્ર ધારણ કરેલું હોવું જોઇએ. તદ્દન નગ્ન થઈને ન્હાવાનો નિષેધ છે. વળી એ વખતે મુખ પૂર્વ ભણી અથવા ઉત્તર ભણી રાખવું જોઈએ.

શરીરશુદ્ધિ પછી મનઃશુદ્ધિનો વિચાર આવે છે. મનઃશુદ્ધિ એટલે મનમાંથી પાપી વિચારોને દૂર કરવા. આનો અર્થ એ છે કે જપસાધના માટે તૈયાર થઈએ ત્યારે સંસારવ્યવહારની કોઈ વાત વિચારવી નહિ, એટલું જ નહિ પણ આપણા આપ્તજનોને કહી રાખવું કે જ્યાં સુધી હું જપ કરતો હોઉં ત્યાં સુધી તમારે મારી આગળ આવવું નહિ અને સંસારવ્યવહારની વાત કરવી નહિ. આમાં કેટલીક વાર કસોટી થાય છે, પણ આખરે તેનું પરિણામ સારું આવે છે.

એક શેઠ રોજ નાહી-ધોઈને માળા ગણતા હતા, પણ મન ઠેકાણે રહેતું ન હતું. એક વખત તેઓ આ રીતે માળા ગણતા હતા, ત્યાં કોઈએ બારણું ખખડાવ્યું અને અંદર દાખલ થઈને પૂછ્યું કે 'શેઠ ઘરમાં છે?' એ વખતે શેઠના નાના છોકરાની વહુ જે ઘણી ચતુર હતી, તેણે જવાબ આપ્યો કે 'ના, એ તો ઉઘરાણી કરવા મોચીવાડે ગયા છે.' આ સાંભળી પેલો માણસ ચાલ્યો ગયો.

હવે શેઠે આ સવાલ-જવાબ સાંભળ્યા કે મનમાં ખળભળાટ મચ્યો : 'છોકરાની વહુએ આવો જવાબ કેમ આપ્યો? આ માણસનું તો મારે ખાસ કામ હતું. હવે શું?' વગેરે. તેમણે માળા જેમતેમ પૂરી કરી અને બહાર આવીને છોકરાની વહુને કહ્યું કે 'તમે જાણો છો કે હું ઓરડામાં બેસી માળા ગણી રહ્યો છું, છતાં તમે પેલા માણસને એમ કેમ કહ્યું

કે, એ ઘરમાં નથી, એ તો મોચીવાડે ગયા છે!' છોકરાની વહુએ ઠાવકાઈથી જવાબ આપ્યો કે 'સસરાજી! તમારું શરીર ઘરમાં હતું, પણ તમારું મન મોચીવાડે પહોંચી ગયું હતું અને ઉઘરાણીના વિચારો કરતું હતું, એટલે મેં એમ કહ્યું કે તેઓ મોચીવાડે ઉઘરાણી કરવા ગયા છે.'

આથી શેઠ સમજી ગયા કે આ તો મને બોધ આપવા વહુએ આ પ્રકારનો જવાબ આપ્યો હતો, એટલે વિશેષ કંઈ બોલ્યા નહિ અને બીજા દિવસથી માળા સારી રીતે ગણવા લાગ્યા.

પાપી વિચારો અનેક પ્રકારના હોય છે, પણ તેમાં ત્રણ પ્રકારના વિચારો તો જપસાધકે કરવા જ નહિ. એક તો કૂડકપટના, બીજા ચોરીના, ત્રીજા પરસ્ત્રીના. આ ત્રણ પાપો ઘણાં મોટાં ગણાય છે, તેનાથી અવશ્ય બચવું જોઈએ. જે કૂડકપટના વિચારો કરે છે, તે કૂડકપટ કરી બીજાને છેતરે છે. જે ચોરીના વિચારો કરે છે, તે એક યા બીજા પ્રકારની ચોરી અવશ્ય કરે છે. અને જે પરસ્ત્રીના વિચારો કરે છે, તે આખરે પરસ્ત્રીને મેળવવાના પ્રયત્નો કરે છે અને કોઈ પણ ઉપાયે તેને મેળવીને પોતાની પાશવીવૃત્તિ સંતોષે છે. જેને જપસાધના કરી ઉન્નતિ સાધવી છે, તેને માટે આ જાતના વિચારો કે આ જાતનું વર્તન હલાહલ ઝેર સમાન છે.



પ. પૂ. મુનિશ્રી યશોવિજયજી મહારાજ
જેમણે
જપ અને ધ્યાનના બળે
સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં અપૂર્વ સફલતા
પ્રાપ્ત કરી છે.

એક બાજુ ભગવાનના નામનો કે અન્ય મંત્રનો જપ કરતા હોઇએ અને બીજી બાજુ કૂડકપટ કરી લોકોને છેતરતા હોઈએ, તો આપણી સાધના તૂટે છે, એટલું જ નહિ પણ લોકોનો વિશ્વાસ ગુમાવીએ છીએ અને આપણી નાલેશી થાય છે. 'મુખમેં રામ બગલમેં છૂરી' 'બાવો બેઠો જપે અને જે આવે તે ખપે' વગેરે ઉક્તિઓ આ શુદ્ધિનો સિદ્ધાંત નહિ પાળવાથી જ અસ્તિત્વમાં આવી છે.

શરીરશુદ્ધિ અને મનઃશુદ્ધિ પછી સ્થાનશુદ્ધિનો વિચાર આવે છે. જે સ્થાનમાં જપસાધના કરવી હોય તે સ્થાનની શુદ્ધિ કરવી જોઈએ. જો અશુદ્ધ સ્થાનમાં આસન જમાવીએ તો જપસાધના બરાબર થાય નહિ, ત્યાંનું મલિન વાતાવરણ આપણા મન ઉપર પણ અસર કરે અને ખરાબ વિચારો આવવા લાગે. આ વસ્તુની વિશેષ વિચારણા 'જપ ક્યાં કરવો?' એ નામના પ્રકરણમાં કરવામાં આવી છે.

નામજપમાં અમુક સ્થાનનો આગ્રહ રાખવામાં આવ્યો નથી, એટલે કે તે ગમે ત્યાં બેસીને થઈ શકે છે, પણ એ સ્થાન શુદ્ધ તો હોવું જ જોઈએ. પાસે મલમૂત્ર પડયાં હોય, સડેલી વસ્તુઓ પડી હોય કે બીજો ગંદવાડ પડયો હોય, તો એ સ્થાને જપ ન કરતાં બીજું સારું સ્થાન શોધી કાઢવું જોઈએ.

ત્યાર પછી દિક્શુદ્ધિ એટલે દિશાની શુદ્ધિનો વિચાર આવે છે. તે સંબંધી અનુભવીઓનું કહેવું એવું છે કે જપ-

સાધના પૂર્વ તરફ અથવા ઉત્તર તરફ મુખ રાખીને કરવી અને રાત્રે તો માત્ર ઉત્તરદિશા તરફ જ મુખ રાખવું.

અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે જ્યારે સૌભાગ્ય માટે જપ ચાલતો હોય, ત્યારે પૂર્વ તરફ મુખ રાખવું જોઈએ, કારણ કે તે ઉદયની દિશા છે અને જ્યારે ઉપદ્રવ નિવારણ અર્થે અથવા મનઃશુદ્ધિ માટે જપ ચાલતો હોય, ત્યારે ઉત્તરદિશા તરફ મુખ રાખવું જોઈએ, કારણ કે એ શાંતિની દિશા છે.

તંત્રશાસ્ત્રોમાં શુદ્ધિના પાંચ પ્રકારો પણ માનવામાં આવ્યા છે, તે આ પ્રમાણે : (૧) આત્મશુદ્ધિ, (૨) સ્થાનશુદ્ધિ, (૩) મંત્રશુદ્ધિ, (૪) દ્રવ્યશુદ્ધિ અને (૫) દેવશુદ્ધિ. તેમાં આત્મશુદ્ધિથી પોતાના શરીર અને મનની શુદ્ધિ સૂચવેલી છે કે જેનું વિવેચન ઉપર થઈ ગયું છે. સ્થાનશુદ્ધિની વાત પણ ઉપર આવી ગઈ છે. મંત્રશુદ્ધિ એટલે જે મંત્ર જપવાનો હોય, તે બરાબર યાદ કરી લેવો. તેમાં કોઈ અક્ષર કે કાના-માત્રા આદિની ભૂલ રહેવી ન જોઈએ. જો કોઈ અક્ષર આઘો-પાછો થાય તો અર્થનો અનર્થ થાય છે અને તેનું પરિણામ વિપરીત આવે છે.

એક જપસાધક રોજ સવારે ગંગાનદીમાં ઊભો રહીને ભૈરવનો જપ કરતો હતો. જપસંખ્યા પૂરી થતાં ભૈરવ પ્રકટ થયો, પણ એ વખતે ધ્યાન ન રહેવાથી પેલો સાધક રક્ષ રક્ષ ને બદલે ભક્ષ ભક્ષ બોલતો હતો, એટલે ભૈરવે તેનું ભક્ષણ કર્યું.

નામજપના પ્રચારકો કહે છે કે ભગવાનનું નામ ઉલટું બોલાય તો પણ વાંધો નહિ. રત્નાકર નામના પારધિએ 'મરા' 'મરા' એ રીતે ઉલટા નામનો જપ કર્યો હતો, છતાં તેનો ઉદ્ધાર થયો. તે આગળ જતાં વાલ્મીકિ નામનો મહર્ષિ બન્યો. પરંતુ 'મરા' 'મરા' બોલતાં રામ નામનો ધ્વનિ થયો અને તેનું જ ખરું મહત્ત્વ હતું, એ વાત લક્ષ્ય બહાર રાખવાની નથી. વળી આ બધા આપવાદિક દાખલાઓ છે અને તે નામજપ કે નામસ્મરણનું માહાત્મ્ય વધારવા માટે દેવાયેલા છે, પણ વિધિની બાબતમાં તો રાજમાર્ગને જ અનુસરવાનું છે, અન્યથા સિદ્ધિ થવાનો સંભવ નથી. વળી મંત્રના અક્ષરો જે રીતે વ્યવસ્થિત થયેલા હોય, તે જ પ્રમાણે ઉચ્ચારની શુદ્ધિપૂર્વક બોલવા જોઈએ. મંત્રના અક્ષરો બરાબર બોલીએ પણ તેમાં ઉચ્ચારનું ઠેકાણું ન હોય, તો એમાંથી ધ્વનિ ઉઠતો નથી અને તેના દ્વારા જે અસર થવા ધારી હોય, તે થતી નથી; એટલે મંત્રશુદ્ધિમાં વર્ણવ્યવસ્થા અને ઉચ્ચારશુદ્ધિ એ બંને અપેક્ષિત છે.

દ્રવ્યશુદ્ધિ એટલે મંત્રજપ દરમિયાન જે જે દ્રવ્યો કે વસ્તુ વાપરવાની હોય, તે બધી શુદ્ધિવાળી હોવી જોઇએ, શુદ્ધ હોવી જોઈએ. મંત્રજપ શરૂ કરતાં પહેલાં મંત્ર-દેવતાની પૂજા કરવાની હોય છે, તેમાં જે જલ, દૂધ, દહીં, ઘી, સુગંધી પદાર્થો, પુષ્પ, નૈવેદ્ય વગેરે વાપરીએ તે શુદ્ધ હોવાં જોઇએ અને જપ કરતી વખતે જે આસન, માળા

વગેરેનો ઉપયોગ કરીએ, તે પણ શુદ્ધ હોવાં જોઇએ. આ રીતે બધાં દ્રવ્યો શુદ્ધ હોય તો મંત્રદેવતા જલ્દી પ્રસન્ન થાય છે અને આપણું ધાર્યું કામ પાર પડે છે.

જે દેવતાનું મંત્રસાધન કરવાનું હોય, તેમને પધરાવવા માટે ખાસ પીઠ એટલે એક પ્રકારનું આસન જોઈએ. (સિંહાસન ન હોય તો લાકડાનો બાજોઠ કે પાટલો પણ ચાલી શકે.) તેના પર અમુક મંત્ર બોલીને દેવતાની સ્થાપના કરવી અને દીપ, ધૂપ પ્રકટાવીને જપ વડે ત્રણ વાર પ્રોક્ષણ કરવું, તે દેવશુદ્ધિ કહેવાય છે.

છેવટે શુદ્ધિ અંગે કબીરજીની એક સાખી સાંભળી લઇએ.

शुद्धि विन सुमिरन नहि, भक्ति विन भजन न होय;
पारस विच परदा रहा, लोहा क्युं कंचन होय ?

'અંતરની શુદ્ધિ વિના નામસ્મરણ થતું નથી. ભક્તિ વિના ભજન થતું નથી. જો પારસમણિનો લોઢાને સ્પર્શ થાય તો એ કંચન–સુવર્ણ બની જાય છે, પણ વચ્ચે પડદો હોય, તો શું થાય? તાત્પર્ય કે અશુદ્ધિ રૂપી પડદો આવી જાય તો નામસ્મરણ કે ભક્તિનું વાસ્તવિક ફલ મળે નહિ.'

શુદ્ધિના અધિકારે આ બધી વસ્તુઓ ધ્યાનમાં રાખવાની છે અને તે માટે બનતો પ્રયાસ કરવાનો છે.

[ ૨૦ ]

# શરીરની અભ્યંતર શુદ્ધિ

શરીરની સ્નાન વડે જે શુદ્ધિ થાય છે, તે બાહ્ય શુદ્ધિ છે. તે જપસાધનામાં ઉપકારક બને છે, પણ તેના કરતાં યે શરીરની અભ્યંતર શુદ્ધિ વિશેષ ઉપકારક બને છે. અભ્યંતર શુદ્ધિ એટલે અંદરની શુદ્ધિ. શરીર બહારથી શુદ્ધ હોય, પણ અંદરથી શુદ્ધ ન હોય, તેમાં અનેક પ્રકારનો મલ ભરેલો હોય, તો જપસાધનામાં ચિત્ત જોઈએ તેવું ચોટતું નથી, તેમાં વિક્ષેપ થયા કરે છે અને આખરે તે છોડી દેવાનું મન થાય છે.

શરીરની અંદર વિવિધ પ્રકારના રોગો હોય, તે પણ એક પ્રકારની અશુદ્ધિ જ છે અને તે પણ જપસાધનામાં અંતરાયરૂપ છે. માથું દુઃખતું હોય, પેટમાં ગરબડ હોય, શરીર માંદતું ન હોય કે કોઈ ભાગમાં દર્દ થયા કરતું હોય તો જપસાધનામાં બેસવાનું દિલ જ થતું નથી, પછી જપસાધના થાય શી રીતે ? આપણા પ્રાચીન પુરુષોએ કહ્યું

છે કે ' शरीरमाद्यं खलु धर्मसाधनम् ' આપણું શરીર ધર્મ કરવાનું પ્રથમ સાધન છે. જો તે બરાબર હોય તો ધર્મની સાધના-આરાધના થઈ શકે છે. અન્યથા ધર્મની સાધના-આરાધના થઈ શકતી નથી. જપસાધનાને આપણે એક પ્રકારની ધર્મસાધના કે ધર્મારાધના જ સમજવાની છે.

તાત્પર્ય કે જેને જપસાધના કરવી છે, તેણે પોતાના શરીરસ્વાસ્થ્ય પર પૂરતું ધ્યાન આપવું જોઈએ અને જે આહાર કે વિહારના પરિણામે તંદુરસ્તી બગડવા સંભવ હોય, તેનાથી દૂર રહેવું જોઈએ.

હઠયોગમાં શરીરની અભ્યંતર શુદ્ધિ માટે નેતિ, ધોતી અને બસ્તી જેવી ક્રિયાઓ કરવામાં આવે છે. નેતિ એટલે નાક વડે પાણી પીવાની ક્રિયા. તેનાથી નાકની અંદરનો ભાગ તથા તેનો માર્ગ શુદ્ધ રહે છે, તેમાં જે મલસંચય થયો હોય, તે દૂર થઈ જાય છે. ધોતી એટલે મલમલની દોઢ આંગળ જેટલી પહોળી અને દોઢ ફુટ જેટલી લાંબી પટી ધીમે ધીમે ગળીને ગળાની નીચે ઉતારવી અને પછી તેને બહાર કાઢવી. આથી કંઠનળીમાં તથા તેના નીચેના ભાગમાં જે કફ એકઠો થયો હોય, તે દૂર થઈ જાય છે. બસ્તી એટલે ગુદા વાટે પાણી ચડાવી તેને બહાર કાઢવાની ક્રિયા. તેનાથી આંતરડાની નીચેના ભાગમાં જે મલસંચય થયો હોય, તે દૂર થઈ જાય છે. આજે એનીમા આપવાની જે પ્રથા છે, તે બસ્તીનું જ એક સ્વરૂપ છે. આ

ત્રણ ક્રિયા વડે શરીર અંદરથી શુદ્ધ થતાં સ્વસ્થ બને છે અને યોગસાધનામાં ઉપકારક નીવડે છે.

જપસાધનામાં શરીરની અભ્યંતર શુદ્ધિ માટે ભૂતશુદ્ધિની ક્રિયા યોજાયેલી છે. ભૂતશુદ્ધિ એટલે ભૂતોની શુદ્ધિ અને વધારે સ્પષ્ટ કહીએ તો પાંચ પ્રકારના ભૂતોની શુદ્ધિ. પાંચ ભૂતો તે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ. આપણા શરીરની રચના આ પાંચ ભૂતોથી થયેલી છે. આપણા શરીરમાં હાડ, માંસ વગેરે જે કઠિન પદાર્થો છે, તે પૃથ્વીભૂતને આભારી છે. આપણા શરીરમાં લોહી, પેશાબ, પરસેવો, થૂંક વગેરે જે પ્રવાહી પદાર્થો છે, તે જલભૂતને આભારી છે. આપણા શરીરમાં જે ઉષ્ણતા–ગરમી વ્યાપી રહેલી છે તથા અન્નપાચનની ક્રિયા થાય છે, તે અગ્નિભૂતને આભારી છે. આપણા શરીરમાં વાયુનું નિર્ગમન તથા તે દ્વારા થતી રક્તશુદ્ધિ× વગેરે વાયુભૂતને આભારી છે. અને આપણા શરીરમાં જે પોલાણ છે, તે આકાશભૂતને આભારી છે. આ ભૂતોમાં વિકૃતિ–વિકાર થવાથી શરીરની સ્થિતિ બગડે છે, તેથી તેની શુદ્ધિ કરવી આવશ્યક છે. જો ભૂતશુદ્ધિની ક્રિયા નિયમિત કરવામાં આવે તો શરીર રોગરહિત રહે

---

× આપણા શરીરમાં રહેલા વાયુના પાંચ પ્રકારો મનાયેલા છે: (૧) પ્રાણ, (૨) અપાન, (૩) સમાન, (૪) ઉદાન અને (૫) વ્યાન. આ દરેકનાં જુદાં જુદાં કાર્યો છે. તે પ્રાણધારણમાં અતિ ઉપયોગી છે.

છે અને તે જપસાધનામાં ઉપકારક બને છે. આ વસ્તુનો અમે પૂરો અનુભવ લીધેલો છે.

ભૂતશુદ્ધિની ક્રિયા અનેક પ્રકારે થાય છે, તેમાં કેટલીક લાંબી અને અટપટી છે, તો કેટલીક ટૂંકી અને સરલ છે. આમાંની કેટલીક ક્રિયાઓનું વર્ણન અમે **મંત્રદિવાકરના** સાતમા પ્રકરણમાં કરેલું છે. અહીં તો તેમાંની એક જ ક્રિયાનું વર્ણન કરવું છે કે જે પ્રમાણમાં ઘણી સરલ છે અને જેમાં ત્રણ, ચાર કે પાંચ મીનીટથી વધારે સમય જાય તેમ નથી.

તે માટે પ્રથમ 'क्षि प ॐ स्वा हा' આ પંચાક્ષરી મંત્ર યાદ કરી લેવો. આ પંચાક્ષરી મંત્ર પાંચભૂતોનાં બીજથી બનેલો છે, તે આ પ્રમાણે :

क्षि– પૃથ્વીબીજ, प– જલબીજ, ॐ– અગ્નિબીજ, स्वा– વાયુબીજ અને हा– આકાશબીજ.

આ બીજોના વર્ણ એટલે રંગ પણ યાદ રાખવા જોઈએ, કારણ કે તેનું ધ્યાન રંગપૂર્વક જ થાય છે.

क्षि– પીળો રંગ

प– શ્વેત રંગ

ॐ– લાલ રંગ

स्वा– લીલો રંગ

हा– વાદળી રંગ

હવે પગના અંગૂઠાથી જાંઘ સુધી પૃથ્વીભૂતની મુખ્યતા છે, જાંઘથી નાભિ સુધી જલભૂતની મુખ્યતા છે, નાભિથી

હૃદય સુધી અગ્નિભૂતની મુખ્યતા છે, હૃદયથી ભ્રૂમધ્ય (બે આંખની વચ્ચેનો ભાગ) સુધી વાયુભૂતની મુખ્યતા છે અને તેની ઉપરના ભાગમાં આકાશભૂતની મુખ્યતા છે. આ વસ્તુનો ખ્યાલ રાખીને ભૂતશુદ્ધિની ક્રિયા નીચે મુજબ કરવાની હોય છે :

જપસાધનામાં પ્રવેશ કરવાની બધી તૈયારીઓ કર્યા પછી જપસાધના માટે નિયત કરેલા આસન પર આવવું અને ત્યાં સુખાસન કે પદ્માસને બેસવું. તે પછી બંને સાથળ પર ક્ષિ અક્ષરની મોટી આકૃતિ પીળા રંગની ચિંતવવી અને તેના વડે મારા પૃથ્વીભૂતની શુદ્ધિ થઈ રહી છે, એવી ભાવના કરવી. તે પછી નાભિ પર પ અક્ષરની મોટી આકૃતિ શ્વેત રંગની ચિંતવવી અને તેનાથી મારા જલભૂતની શુદ્ધિ થઈ રહી છે, એવી ભાવના કરવી. તે પછી હૃદય પર ૐ અક્ષરની મોટી આકૃતિ લાલ રંગની ચિંતવવી અને તેના વડે મારા અગ્નિભૂતની શુદ્ધિ થઈ રહી છે, એવી ભાવના કરવી. તે પછી હોઠ પર સ્વાઃ અક્ષરની મોટી આકૃતિ લીલા રંગની ચિંતવવી અને તેના વડે મારા વાયુ-ભૂતની શુદ્ધિ થઈ રહી છે એવી ભાવના કરવી. છેવટે બ્રહ્મરંધ્ર પર હા અક્ષરની મોટી આકૃતિ વાદળી રંગની ચિંતવવી અને તેના વડે મારા આકાશભૂતની શુદ્ધિ થઈ રહી છે, એવી ભાવના કરવી.

આ ક્રમ આરોહ એટલે ઉપર ચડવાનો થયો. ત્યાર પછી અવરોહના ક્રમે એ પાંચે ય બીજનું તે તે વર્ણમાં

ધ્યાન કરવું અને ઉપર મુજબ જ ભાવના કરવી. તેમાં હ્રા સ્વા ૐ પ ક્ષિ એવો ક્રમ થશે.

આ રીતે આરોહ અને અવરોહની ક્રિયા પૂરી થાય. તેને એક આવૃત્તિ ગણવી. આવી આવૃત્તિ ઓછામાં ઓછી ત્રણ વાર અને શકય હોય તો પાંચ કે સાત વાર કરવી. તેનાથી અભ્યંતર શુદ્ધિનો અનુભવ થોડા દિવસોમાં જ થશે.

દરેક બીજનો રંગ ચમકદાર હીરા જેવો ચિંતવવો. ક્ષિ નો રંગ પુષ્પરાજ જેવો પીળો, પ નો રંગ હીરા જેવો શ્વેત, ૐ નો રંગ માણેક જેવો લાલ, સ્વા નો રંગ પાનાં જેવો લીલો અને હ્રા નો રંગ શનિ જેવો વાદળી.

રંગ જેટલો ચમકદાર ચિંતવાશે તેટલા તેના સ્પંદનો (Vibrations) વધારે જોરદાર થશે અને તે વધારે અસરકારક નીવડશે. આજે રંગચિકિત્સા અમલમાં આવી છે અને તે આ વસ્તુની પુષ્ટિ કરે છે.

આ ક્રિયા સરલતાથી આવડી જાય એવી છે. અમે આરાધના–શિક્ષણસત્ર[1] દરમિયાન થોડા જ વખતમાં સર્વે વિદ્યાર્થીઓને તે શીખવી દીધી હતી.

---

૧. આ સત્રની યોજના અમે સં. ૨૦૨૮ના આસો સુદિ ૧ થી ૧૦ સુધી નેમાણીની વાડી–ઠાકુરદ્વાર મુંબઈમાં કરી હતી. તેમાં બધાં મળીને ૬૦ જેટલાં શિક્ષિત પુરુષો અને સ્ત્રીઓએ ભાગ લીધો હતો.

કોઈ દેવીના જપ કે અનુષ્ઠાન વખતે નીચેનો મંત્ર ૨૭ વાર બોલવાથી પણ અભ્યંતર શુદ્ધિનો લાભ મળે છે:
'ॐ अरजे विरजे अशुद्ध विशोधिनि! मां शोधय शोधय स्वाहा ॥'

ભૂતશુદ્ધિ પછી પ્રાણાયામની ક્રિયા કરવામાં આવે છે, તે મનને સ્થિર કરવામાં ઉપકારક નીવડે છે.

[ ૨૧ ]

# મનની સ્થિરતા

મનની શુદ્ધિ સાથે મનની સ્થિરતા પણ જોઈએ. આપણા યોગવિશારદોએ મનના બે દોષો માનેલા છે : એક મલ અને બીજો વિક્ષેપ. તેમાં મલનો અર્થ છે મલિન વૃત્તિઓની ઉત્પત્તિ. કામ, ક્રોધ, અભિમાન, કપટ, લોભ વગેરેની ગણના મલિન વૃત્તિઓમાં થાય છે અને તેથી જ તેના ત્યાગનો ઉપદેશ છે. વિક્ષેપ એટલે ચંચલતા. ક્ષણમાં એક વિચાર, પછી બીજો વિચાર, પછી ત્રીજો વિચાર, એમ વિચારોની પરંપરા ચાલ્યા જ કરવી તે ચંચલતા ગણાય છે. આ દોષને લીધે મન સ્થિર રહેતું નથી.

જો વિચારો ધારાબદ્ધ હોય તો તેમાંથી કંઈ તત્ત્વ નીકળે, પરંતુ આપણે શેખચલ્લીની જેમ જે તે વિચારો કરવા ટેવાયેલા છીએ, એટલે તેનું પરિણામ કંઈ આવતું નથી. વધારે સ્પષ્ટ કહીએ તો આપણે મન વડે અનેક પ્રકારના કિલ્લાઓ બાંધીએ છીએ, પણ જ્યારે વાસ્તવિકતા

સામે આવે છે અને એ કિલ્લાઓ કડકભૂસ તૂટી પડે છે, ત્યારે આપણી નિરાશાનો તેમજ શોક-સંતાપનો પાર રહેતો નથી.

કબીરજીએ તે અંગે ઠીક જ કહ્યું છે કે–

मना मनोरथ छांडिये, तेरा किया न होय;
पानीसे घीव नीकसै, रूखा खाय न कोय.

'હે મન! તું મિથ્યા મનોરથો છોડી દે, કારણ કે તારું ચિંતવેલું કંઈ થતું નથી. જો પાણી વલોવવાથી ઘી નીકળતું હોય તો આ જગતમાં કોઈ લૂખું ખાય નહિ.'

વિશેષમાં કબીરજી કહે છે:

मन ही को परबोधिये, मन ही को उपदेश;
जो यह मन वस आवइ, शिष्य होय सब देश.

'બીજાને જાગૃત કરવા કરતાં તમારા મનને જ જાગૃત કરો અને બીજાને ઉપદેશ આપવા કરતાં તમારા મનને જ ઉપદેશ આપો. જો તમારું મન તમારા કાબૂમાં આવશે, તો આખો દેશ તમારો શિષ્ય થશે.'

આ વચનો ઘણાં માર્મિક છે, તેથી વારંવાર વિચારવા જેવાં છે. આપણે બીજાને કહીએ કે 'જાગો, ઉઠો અને કામે લાગો' પણ આપણે પોતે જાગીએ નહિ, ઉઠીએ નહિ કે કામે લાગીએ નહિ, તો તેનું પરિણામ શું? આપણે પ્રમાદમાં પોઢયા છીએ, તેમાંથી જાગવાની વાત છે. આપણે એદી-આળસુની જેમ સુસ્ત પડયા છીએ-ખાસ કરીને આત્મહિતની બાબતમાં, એટલે ઉઠવાની-ઊભા

થવાની વાત છે. કામે લાગવું એટલે ધ્યેય અનુસાર પ્રવૃત્તિ કરવી. શું તે આપણે કરીએ છીએ ખરા?

ખરી વાત એ છે કે આપણું જીવન બહિર્મુખ છે, એટલે સુખની શોધમાં બહાર ભટકીએ છીએ અને તે માટે ન કરવાનાં કામો કરીએ છીએ. જો આપણું જીવન અંતર્મુખ થાય તો સુખની શોધ અંતરમાં જ કરીએ અને તે માટે સહુથી પ્રથમ આપણા મનને જ્યાં ત્યાં ભટકતું અટકાવીએ. જો મન શાંત થાય-સ્થિર થાય તો આપણને જોઈતું બધું મળી જાય; કારણ કે એ અંતરમાંથી જ મળવાનું છે. પછી કોઈ વસ્તુની તૃષ્ણા રહે નહિ. 'આખો દેશ શિષ્ય થાય' એમ કહેવાનો અર્થ એ છે કે આ સંયોગોમાં આપણે બાદશાહના બાદશાહ બની જઈએ અને સહુ આપણને નમતા આવે.

અકબર બાદશાહ ભારે રસાલા સાથે કાશ્મીર જઈ રહ્યો હતો. તે બનિહાલ પાસ આગળ પહોંચ્યો ત્યાં બરફનું ભારે તોફાન શરૂ થયું. આ વખતે એક અનુભવી માણસે કહ્યું કે નજીકમાં એક ઓલિયા પુરુષ રહે છે, તેને વિનંતિ કરીએ તો આ આફતમાંથી બચી શકાશે. એટલે અકબર બાદશાહ તે પુરુષ સાથે નજીકમાં રહેલા ઓલિયા પુરુષ પાસે ગયો અને આફતમાંથી બચાવવાની વિનંતિ કરી. તે ઓલિયા પુરુષે કહ્યું : 'આ તોફાન હમણાં શમી જશે. તમે આગળ જઈ શકશો.' અને તે ઓલિયા પુરુષે હાથથી ઈશારો કરતાં એ તોફાન શમી ગયું.

અકબર બાદશાહના આનંદનો પાર રહ્યો નહિ. તેણે એ ઓલિયા પુરુષને કહ્યું : 'આપ કોઈ વાર દિલ્હી પધારો તો જરૂર મને મળશો.' પેલા ઓલિયા પુરુષે કહ્યું : "હું જ્યાં ત્યાં જતો નથી. અહીં જ મજા છે.'

અકબર બાદશાહે કહ્યું : 'આપે મને ઓળખ્યો નહિ. હું દિલ્લીનો બાદશાહ છું અને આપને જોઈતું સર્વ કંઈ આપી શકું તેમ છું.'

આ શબ્દો સાંભળી ઓલિયા પુરુષ હસી પડયા. પછી તેમણે ઠાવકાઈથી કહ્યું : 'અરે અકબર! ખરેખર! તો તું ભીખારી છે, કારણ કે અનેક વસ્તુની તૃષ્ણામાં અહીં-તહીં ફરે છે. તું ભીખારી મને શું આપી શકવાનો હતો ? હું બાદશાહનો બાદશાહ છું. મારે કોઈ વસ્તુનો ખપ નથી. મને મારી મોજ અહીં જ માણવા દે અને તું તારા રસ્તે સીધાવ.'

આ શબ્દો સાંભળતાં અકબર બાદશાહના કાન ખુલ્લી ગયા અને ઓલિયા પુરુષો હૃદયથી કેવા મહાન હોય છે, તેનો ખ્યાલ આવ્યો. તાત્પર્ય કે જેણે પોતાના મનને જિત્યું છે, તે બધી લાલસાઓથી પર થાય છે અને આત્મા-પરમાત્માનો સ્વાભાવિક આનંદ માણી શકે છે.

હજી કબીરજીની એક સાખી સાંભળી લો :

भूप दुःखी अवधुत दुःखी, दुःखी रंक विपरीत;
कहे कबीर ये सब दुःखी, सुखी संत मनजीत.

'કબીર પોતાના અનુભવથી કહે છે કે આ જગતમાં

રાજા-મહારાજાઓ દુઃખી છે અને મોટા મહંતો તથા અવધૂતો પણ દુઃખી છે. વળી રંકો પણ દુઃખી છે અને શ્રીમંતો પણ દુઃખી છે. આ રીતે તૃષ્ણાના તારમાં લપેટાયેલા સહુ કોઈ દુઃખી છે. આ જગતમાં માત્ર એક જ સુખી છે અને તે પોતાનું મન જિતનારા સંત.'

તાત્પર્ય કે જેઓ પોતાના મનને જિતે છે, તે જ સાચા અર્થમાં સુખી છે, બાકીના બધા દુઃખી છે.

અહીં અમને એક જૈન મહર્ષિનાં નિમ્ન વચનો યાદ આવે છે:

सत्यं वच्मि हितं वच्मि, सारं वच्मि पुनः पुनः ।
असारे खलु संसारे, सारमात्मवशं मनः ॥

'હે મહાનુભાવો! મને જે સત્ય સમજાયું તે તમને કહું છું. મને જે હિતકર લાગ્યું, તે તમને જણાવું છું. અને મને જે સર્વ શાસ્ત્રોના સારરૂપ લાગ્યું, તે તમારી આગળ રજૂ કરું છું. 'આ અસાર સંસારમાં મનને પોતાના કાબૂમાં રાખવું, એ જ એક સાર છે.'

મનને સ્થિર કરવાના મુખ્ય ઉપાયો બે છે: એક શાસ્ત્રસ્વાધ્યાય અને બીજો સત્સંગ. 'શાસ્ત્રો અનેક છે, અનેક જાતનાં છે. તેમાંથી કોનો સ્વાધ્યાય કરવો?' એ પ્રશ્ન થવાનો સંભવ છે. તેનો ઉત્તર એ છે કે 'જપસાધનામાં આગળ વધવા ઇચ્છનારે મુખ્યત્વે અધ્યાત્મ, યોગ અને જપ સંબંધી લખાયેલા શાસ્ત્રોનો-ગ્રંથોનો સ્વાધ્યાય કરવો.'

સત્સંગનો મહિમા જાણીતો છે. આમ છતાં તેનો વિશેષ ખ્યાલ આવે, તે માટે અહીં એક કથા રજૂ કરીશું.

## સત્સંગના ફલ અંગે એક રમુજી કથા

એક વાર નારદજીએ શ્રી કૃષ્ણને પ્રશ્ન કર્યો કે ' મહારાજ ! સત્સંગનું ફલ શું ? ' શ્રીકૃષ્ણે કહ્યું : 'મુનિરાજ ! આ પ્રશ્નનો જવાબ પેલો નરકમાં પડેલો જે સૌથી મોટો કીડો છે, તે તમને આપશે, માટે તેને પૂછો.' આ ઉત્તરને શિરોધાર્ય કરી નારદજી પેલા નરકના કીડા પાસે ગયા અને તેના સામું જોઈ પ્રશ્ન કર્યો કે ' સત્સંગનું ફળ શું ?' એટલે તે કીડો તરત મરણ પામ્યો.

જવાબ તો બાજુએ રહ્યો, પણ તેના પ્રાણ છૂટી ગયા, એટલે નારદજી વિચારમાં પડ્યા. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું : ' મહારાજ ! તમે પણ ઠીક છો. તમે એવું બતાવ્યું કે પૂછતાં જ પેલાના પ્રાણ ગયા. માટે મારી મજાક કરવાનું છોડી દઈ, જે સાચી વાત હોય તે કહો. ' શ્રીકૃષ્ણે ઠાવકા મોઢે કહ્યું : ' ઠીક છે. પેલા માળામાં હમણાં જ એક પોપટનું બચ્ચું જન્મ્યું છે, તેને જઇને પૂછો. એ તમને બરાબર જવાબ આપશે.'

નારદજી તેમની પાસે ગયા. પેલું બચ્ચું આંખ ઉઘાડી તેમની સામે જોઈ રહ્યું. પછી નારદજીએ જેવો પ્રશ્ન કર્યો કે તેના પ્રાણ પણ છૂટી ગયા. આથી નારદજી ભારે વિમાસણમાં પડ્યા. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું : ' મહારાજ ! આ શો ગજબ છે ? જેને પ્રશ્ન પૂછીએ તેના પ્રાણ છૂટી જાય છે. પેલા નરકના કીડાને પ્રશ્ન કર્યો તો તેના પ્રાણ

છૂટી ગયા અને પેલાં પોપટનાં બચ્ચાંને પ્રશ્ન કર્યો તો તેના પ્રાણ છૂટી ગયા. તમે સાચું કહેતા નથી, એટલે મારે હવે પૂછવું નથી. પૂછવામાં તો ઉલટી હત્યા ગળે વળગે છે.' શ્રીકૃષ્ણે કહ્યું : 'નારદજી! ગભરાઓ મા. પેલું ગાયનું વાછરડું હમણાં જ જન્મેલું છે. તે તમારા પ્રશ્નનો ઉત્તર આપશે.'

નારદજી બીતાં બીતાં પેલા વાછરડા પાસે ગયા. બે વાર કડવો અનુભવ થઈ ચૂકયો હતો અને ત્રીજી વાર પણ આવું પરિણામ તો નહિ આવે? એવી એમના મનમાં દહેશત હતી. છતાં તેમણે વાછરડાં સામે જોઈ પ્રશ્ન કર્યો : 'સત્સંગનું ફળ શું?' એટલે પેલું વાછરડું મરણ પામ્યું અને તેનો દેહ જમીન પર ઢળી પડયો.

'અરરર! આતો ગોહત્યા થઈ. હવે શું થશે?' આપણા દેશમાં બ્રહ્મહત્યા, ગોહત્યા, સ્ત્રીહત્યા અને બાળ-હત્યા, એ ચાર હત્યાઓનું પાપ બહુ મોટું મનાયેલું છે. તેમાં યે સંત પુરુષના હાથે આવું કામ થાય, તો તેની આંતરડી કકળ્યા વિના રહે નહિ. તે ખૂબ કચવાતા મને શ્રીકૃષ્ણ પાસે આવ્યા અને લડવા મંડી પડયા. શ્રીકૃષ્ણે તેમને ઠંડા પાડીને કહ્યું : 'નારદજી! હવે હું તમને સાચું કહું છું. તમારા પ્રશ્નનો જવાબ અવશ્ય મળશે. જુઓ આ નગરીના રાજાને ત્યાં પુત્રનો જન્મ થયેલો છે. તેને પ્રશ્ન પૂછો.'

નારદજીએ કહ્યું : ' વાહ મહારાજ ! તમે પણ ઠીક બતાવ્યું. હું પુત્રને પ્રશ્ન પૂછું અને તેને કંઈક થાય તો મારું આવી જ બને ! પેલા તો કીડા, પંખી અને પશુ હતા, એટલે કોઈ પૂછે એમ ન હતું, પરંતુ આમાં તો મારો ઘાટ ઘડાઈ જાય અને હું જીવતો પાછો જ ન ફરું. તમે ટાઢા પાણીએ ખસ કાઢવા ઈચ્છો છો કે શું ? માટે મારે ત્યાં પ્રશ્ન પૂછવા જવું નથી. હું ત્રણ વાર છેતરાયો અને ચોથી વાર નહિ છેતરાઉં એની કોઈ ખાતરી નથી.'

શ્રીકૃષ્ણે કહ્યું : ' નારદજી ! આમ નિરાશ ન થાઓ. હું સત્ય કહું છું કે એ રાજપુત્ર તમારા પ્રશ્નનો જવાબ અવશ્ય આપશે.'

નારદજીએ કહ્યું : ' કંઈ નવાજુની થઈ તો ?

શ્રીકૃષ્ણે કહ્યું : ' તો હું બેઠો છું.'

નારદજી બીતાં બીતાં પણ ઉપરથી રૂઆબ રાખી રાજાને ત્યાં ગયા. રાજા અને સભાજનોએ તેમને માન આપ્યું. તેમની પૂજા-અર્ચા કરી અને આગમનનું કારણ પૂછ્યું.

નારદજીએ કહ્યું : ' મારે તમારા પુત્ર સાથે વાત કરવી છે. માટે તેને અહીં બોલાવો.'

રાજાએ કહ્યું : ' મહારાજ ! એ પુત્ર તો હમણાં જન્મેલો છે, એટલે અહીં આવી શકે એમ નથી અને તમારી સાથે વાતચીત કરી શકે એમ પણ નથી.'

નારદજીએ કહ્યું : ' એ ગમે તે હોય, હું તેને મળવા માગું છું. માટે તે પ્રકારની ગોઠવણ કરો.'

નારદજીના આગ્રહ તથા ક્રોધની બીકે રાજા તેમને પોતાના અંતઃપુરમાં લઈ ગયો અને પુત્રને બહાર મંગાવી તેમની સામે મૂક્યો. નારદજીએ તેના સામે જોઇ પ્રશ્ન કર્યો : ' હે ભાઈ ! સત્સંગનું ફળ શું ? ' આ વાક્ય સાંભળતાં જ પેલો પુત્ર હસ્યો અને બોલી ઉઠયો : ' મહારાજ ! તમને હજી સત્સંગનું ફળ નથી સમજાયું ? શું તમે મારી પરીક્ષા કરો છો ? ખેર ! જ્યારે તમે પ્રશ્ન જ કર્યો છે, ત્યારે હું તેનો ઉત્તર આપું છું, તે તમે બરાબર સાંભળો.'

પુત્રને આ પ્રમાણે બોલતો જોઈ રાજા, રાણી તથા તેનો પરિવાર આશ્ચર્ય પામ્યો અને આગળ શું બને છે, તેની પ્રતીક્ષા કરવા લાગ્યો.

પુત્રે કહ્યું : ' મહારાજ ' હું પ્રથમ નરકમાં પડેલો મોટો કીડો હતો. તે વખતે આપ મને પૂછવા આવ્યા, પરંતુ આપનાં દર્શન થતાં જ મારો નરકવાસ છૂટી ગયો અને હું શુકયોનિને પ્રાપ્ત થયો. ત્યાં પણ આપે દર્શન દેવા કૃપા કરી, એટલે એ શુકયોનિથી મુક્ત થયો અને ગૌયોનિને પ્રાપ્ત થયો. આપની અપૂર્વ કૃપા હોવાથી ત્યાં પણ આપે દર્શન દીધાં, એટલે ગૌયોનિમાંથી મુક્ત થઈ રાજાના ઘરે પુત્ર તરીકે જન્મ લીધો. અહીં પણ આપનાં દર્શન થયાં છે, એટલે હું દીર્ઘાયુષી થઈશ અને સમ્રાટ્‌ની

પદવી પામીશ. હવે આપ એક વેળા ફરી દર્શન દેવાની કૃપા કરજો, જેથી હું સંસારનાં બંધનમાંથી છૂટી અજરામર અવસ્થાને પ્રાપ્ત કરું.'

આટલું કહી પુત્ર ચૂપ થઇ ગયો, પણ નારદજીને તેમના પ્રશ્નનો સચોટ જવાબ મળી ગયો હતો, એટલે તેઓ ઘણા રાજી થયા અને પોતાના સ્થાને પાછા ફર્યા.

સાધુપુરુષોનો સંગ જેમ સત્સંગ કહેવાય છે, તેમ ધર્મપરાયણ, સદાચારી અથવા જ્ઞાનપ્રિય જિજ્ઞાસુજનોનો સંગ પણ સત્સંગ કહેવાય છે અને તેનું પરિણામ જરૂર સુંદર આવે છે.

જો જપ કરતાં વિચારો આવવા માંડે તો તેથી ગભરાઓ નહિ. તમારો જપ ચાલુ જ રાખો. આ રીતે જપનો અભ્યાસ ચાલુ રહેશે તો મન ધીમે ધીમે સ્થિર-શાંત થઈ જશે. યોગવિશારદ મહાપુરુષોએ કહ્યું છે કે—

अभ्यासेन स्थिरं चित्तमभ्यासेनानिलच्युतिः ।
अभ्यासेन परानन्दो, ह्यभ्यासेनात्मदर्शनम् ॥

'મન અત્યંત અસ્થિર છે, છતાં અભ્યાસ વડે તેને સ્થિર કરી શકાય છે. પાંચ પ્રકારના વાયુઓને કાબૂમાં લાવવાનું કામ ઘણું કઠિન છે, છતાં તે પણ અભ્યાસ વડે કાબૂમાં આવે છે. પરમાનંદની પ્રાપ્તિ સહેલી નથી, છતાં તે પણ અભ્યાસ વડે થઈ શકે છે અને આત્મદર્શન કે

આત્મસાક્ષાત્કારનું કાર્ય તો ઘણું જ અઘરું છે, છતાં તે પણ અભ્યાસ વડે સિદ્ધ થઈ શકે છે.'

ક્રોધનો ત્યાગ, અભિમાનનો ત્યાગ, અતિ લોભનો ત્યાગ તથા વાદવિવાદ કે ઝઘડાથી દૂર રહેવાની વૃત્તિ પણ મનને સ્થિર કરવામાં મદદ કરે છે અને આહાર-વિહાર પરનો કાબૂ પણ મનને સ્થિર કરવામાં સહાય કરે છે, તેથી તેના પર લક્ષ્ય રાખવું.

જેનું મન જરા પણ સ્થિર નથી, એટલે કે અહીં-તહીં ભમ્યા જ કરે છે, તે મંત્રજપ કરવાને યોગ્ય નથી. તે અંગે શાસ્ત્રોમાં ગોમતી ડોશીનું દૃષ્ટાંત દેવાયેલું છે.

## ગોમતી ડોશીનું દૃષ્ટાંત

શ્રીપુર નગરમાં વસુ નામે એક શેઠ હતો. તેને ગોમતી નામે સ્ત્રી હતી અને ધનપાલ નામે પુત્ર હતો. હવે વખત જતાં વસુ શેઠ મરણ પામ્યો અને વહીલ તરીકેનો સર્વ ભાર ગોમતી ડોશી પર આવ્યો. એ વખતે તેણે ધીરજ અને સ્નેહથી કામ લેવાને બદલે ખૂબ જ કડવી વાણીનો ઉપયોગ કરવા માંડ્યો, તેથી ઘરમાં રોજ કંકાસ થવા લાગ્યો. આથી ધનપાલે કહ્યું કે 'માજી! હવે તમારે ધર્મ કરવાના દિવસો છે, માટે બધી ફીકર-ચિંતા છોડીને ધર્મ-કથા શ્રવણ કરો. આવતી કાલથી આપણે ત્યાં એક વિદ્વાન શાસ્ત્રી દ્વારા ધર્મકથા વંચાય તેવો હું પ્રબંધ કરીશ.' અને ધનપાલે તે પ્રમાણે પ્રબંધ કર્યો.

બીજા દિવસે શાસ્ત્રીજી એક પોથી લઈને તેમના ઘરે આવ્યા અને એક ઊંચા આસન પર બેઠક જમાવીને કથા વાંચવાની શરૂઆત કરી. તેમાં તેમણે પહેલું વાક્ય વાંચ્યું : 'ભીષ્મ ઉવાચ–ભીષ્મ બોલ્યા.' તે વખતે કથા સાંભળવા બેઠેલી ડોશીનું ધ્યાન ખડકીમાં ઊભેલા કૂતરા તરફ ગયું, એટલે 'હડહડ' કરતાં ઊભા થયા અને તેને લાકડી વડે ફટકાર્યો. પછી લાકડી ઠેકાણે મૂકીને કથા સાંભળવા બેઠા.

શાસ્ત્રીજીએ ફરી વાંચ્યું 'ભીષ્મ ઉવાચ' પરંતુ તેમનું આ વાક્ય પૂરું થયું ત્યાં ડોશીની નજર રસોડા તરફ પડી. ત્યાં એક બિલાડી ધીમા પગલે દૂધની તપેલી તરફ જઈ રહી હતી, એટલે ડોશી 'છી–છી' કરતા ઊભા થયા અને રસોડામાં બધું આઘુંપાછું કરીને કથા સાંભળવા બેઠા.

હવે શાસ્ત્રીજીએ ફરીને શરૂઆત કરી : 'ભીષ્મ ઉવાચ' એટલામાં ડોશીનું ધ્યાન પાસેની ગમાણ પર પડ્યું. ત્યાં વાછડો છૂટી ગયો હતો, એટલે 'છુ–છુ' કરતા ઊભા થયા અને વાછડાને ઠેકાણે બાંધ્યો. ત્યાંથી આવીને ફરી કથા સાંભળવા બેઠા, એટલે શાસ્ત્રીજીએ કહ્યું : 'ભીષ્મ ઉવાચ' પણ ડોશીને કંઇ ચેન ન હતું. તેનું મન અહીં–તહીં ભમ્યા જ કરતું હતું. આ વખતે તેની નજર છાપરા ભણી ગઈ. ત્યાં એક કાગડો 'કા–કા' કરી રહ્યો હતો, એટલે ડોશી ઊભા થયા અને હાથમાં લાકડી લઈને તેને ઉડાડ્યો.

પાછા ડોશી પોતાના ઠેકાણે આવીને કથા સાંભળવા બેઠા અને શાસ્ત્રીજીએ ' भीष्म उवाच ' એ વાક્યથી શરૂઆત કરી, પરંતુ તે જ વખતે કોઇ ભીખારી ત્યાં ચડી આવતાં ડોશીનું ધ્યાન તે તરફ ગયું અને તેને તગડી મૂકવાને ઉઠ્યા.

આ રીતે લગભગ એક પ્રહર વ્યતીત થઈ ગયો, પણ શાસ્ત્રીજી ' भीष्म उवाच 'થી આગળ વધી શક્યા નહિ, એટલે કંટાળીને બીજા દિવસે આવ્યા જ નહિ. તાત્પર્ય કે જેનું ચિત્ત જરાયે સ્થિર નથી, તે મંત્રજપ કરવાને યોગ્ય નથી.

[૨૨]

# નિયમબદ્ધતા

મનને સ્થિરતા કરવામાં, મનને કાબૂમાં રાખવામાં નિયમબદ્ધતા ઉપકારી નીવડે છે, તેથી પ્રસ્તુત પ્રકરણમાં તે અંગે કેટલુંક વિવેચન કરીશું.

નિયમબદ્ધતા એટલે નિયમથી બદ્ધ થવાની સ્થિતિ. નિયમથી બદ્ધ થવું એટલે નિયમથી બંધાવું. જેમ દોરડા કે સાંકળથી બંધાયેલો મનુષ્ય જ્યાં-ત્યાં ફરી શકતો નથી, તેમ નિયમથી બંધાયેલો મનુષ્ય જે તે કામો કરી શકતો નથી. તે નિયમ અનુસાર જ કામ કરે છે, એટલે તેના મન અને શરીર પર એક જાતનું નિયંત્રણ આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો તેથી એક પ્રકારનો સંયમ કેળવાય છે અને તે ચારિત્રનું નિર્માણ કરવામાં એટલે કે જીવનનું સુંદર-સરસ-પ્રશસ્ત ઘડતર કરવામાં ઉપયોગી નીવડે છે.

નિયમ નાનો હોય કે મોટો હોય, તેની અસર મનુષ્યના જીવન પર અવશ્ય પડે છે, તેથી નિયમોનું

મહત્ત્વ સ્વીકારાયું છે. હું કોઈની હિંસા કરીશ નહિ, એવો નિયમ લેનારો મનુષ્ય અહિંસક બને છે અને તેથી અભયનો અધિકારી થાય છે. હું અસત્ય બોલીશ નહિ, એવો નિયમ લેનારો મનુષ્ય સત્યવાદી બને છે અને તેથી તેનું વચન આદરણીય થાય છે. હું ચોરી કરીશ નહિ એવો નિયમ લેનારો મનુષ્ય પ્રામાણિક બને છે અને તેથી સર્વનો વિશ્વાસપાત્ર થાય છે. આ રીતે જે જે વસ્તુ હેય છે–ત્યજવા યોગ્ય છે, તેનો ત્યાગ કરવાથી તેમજ જે જે વસ્તુઓ ઉપાદેય છે–આદરવા યોગ્ય છે, તેમાં પ્રવૃત્તિ કરવાથી મનુષ્યમાં ગુણની વૃદ્ધિ થાય છે અને તે ગુણવાન્–ચારિત્રશીલ બને છે. આ રીતે નિયમબદ્ધતા મનુષ્યની ઉન્નતિમાં અગત્યનો ભાગ ભજવે છે.

કેટલાક મનુષ્યો નિયમની મહત્તા સમજી તેનો સ્વીકાર કરે છે, પરંતુ થોડી અડચણ કે મુશ્કેલીઓ આવતાં તેને છોડી દે છે. આ રીતે નિયમ લઈને તોડવો એ એક પ્રકારની કાયરતા ગણાય છે. અધ્યાત્મશાસ્ત્રો તો સ્પષ્ટ વાણીમાં વદે છે કે નિયમ લઈને તોડવો એ મોટું પાપ છે, તેથી નિયમનું પ્રાણાંતે પણ પાલન કરવું જોઈએ. 'અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે, ભલે કાયાના કટકા થાય' વગેરે પંક્તિઓ ભારતમાં સ્વાતંત્ર્ય–સંગ્રામ વખતે પ્રચલિત થઈ હતી, તે એટલા જ માટે કે લોકો લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરે અને એ રીતે સ્વાતંત્ર્ય–સંગ્રામ જિતી શકાય. જીવનરૂપી સંગ્રામ જિતવા માટે આપણે પણ આ જાતનો

આગ્રહ રાખીએ, તો જ આપણે એક પછી એક જીવનની ઉચ્ચતર ભૂમિકા સર કરી અભ્યુદયના ઉચ્ચ શિખર પર આરોહણ કરી શકીએ.

જેઓ પ્રારંભમાં નાનો સરખો નિયમ લઈને તેનું યથાર્થ પાલન કરે છે, તે આગળ જતાં મોટા નિયમો ગ્રહણ કરી તેનું પાલન કરી શકે છે. તે અંગે એક દૃષ્ટાંત અહીં રજૂ કરીશું.

## કુંભારની ટાલ જોવાનો નિયમ

એક શેઠનો છોકરો બહુ સ્વચ્છંદી અને ઉદ્ધત હતો. તે માતા–પિતાનું કહ્યું માનતો નહિ કે વડીલોના વચનને આદર આપતો નહિ. તેને સુધારવા માટે માતાપિતાએ ઘણા પ્રયત્નો કર્યા, પણ તેમાં સફલ થયા નહિ. એમ કરતાં તે યુવાન થયો, એટલે માતાપિતાએ તેને ટોકવાનું છોડી દીધું, પણ કોઈ સાધુ–સંત ગામમાં આવે તો તેની પાસે લઈ જઈ તેને ઉપદેશ અપાવતા.

આવા જ એક પ્રસંગે તેના પિતા તેને એક મહાત્મા પાસે લઈ ગયા અને તેને હિતશિક્ષા આપવા વિનંતિ કરી. મહાત્માઓ ગરજુ હોય છે અને કોઈનું ભલું થતું હોય તો ગમે તેટલું કષ્ટ ઉઠાવવા તૈયાર રહે છે. તેમણે આ છોકરાને જુદી જુદી રીતે ધર્મનું સ્વરૂપ સમજાવ્યું અને કંઈક પણ નિયમ લેવા અનુરોધ કર્યો.

છોકરાએ કહ્યું કે ' એ મારાથી બની શકે એમ નથી.'

મહાત્માએ કહ્યું કે 'મારું વચન ખાલી જાય નહિ, માટે તને ઠીક લાગે એવો એક નિયમ લે.'

એટલે છોકરાએ વિચાર કરીને કહ્યું: 'મારા ઘર પાસે એક કુંભાર રહે છે, તેનું માથું ટાલિયું છે. એ ટાલ જોઈને રોજ ભોજન કરીશ. આવો નિયમ લઉં તો ચાલશે ને?'

મહાત્માએ કહ્યું: 'એ તો ઘણું સારું, પણ એ નિયમ બરાબર પાળવો. કોઈ દિવસ તોડવો નહિ.'

છોકરાએ કહ્યું: 'ભલે.' અને તેણે એ મહાત્મા પાસે એ પ્રકારનો નિયમ લીધો.

તમને બધાને હસવું આવતું હશે કે લઈલઈને આવો નિયમ શું લીધો? અને છોકરાએ પણ ખરેખર તો મજાકમાં જ એવો નિયમ લીધો હતો. પણ આગળ જતાં શું બન્યું, એ સાંભળો.

છોકરો યુવાન થાય, મોટો થાય એટલે ધંધો-ધાપો સંભાળે અને પિતાની જવાબદારી ઓછી કરે, પણ આની વાત જુદી હતી. તે રખડુ મિત્રોની સોબતમાં અહીં-તહીં રખડતો અને જ્યારે ભોજનની વેળા થાય, ત્યારે ઘરે આવતો. એ વખતે ઓશરીમાં ઊભો રહી જરા ઊંચો થતો કે પાડોશમાં રહેલા કુંભારના માથાની ટાલ દેખાઈ જતી, એટલે તેને નિયમનું પાલન સમજી પછી ભોજન લેતો. હવે એક વખત એ રીતે ભોજનવેળાએ તે પોતાના ઘરે

જમવા આવ્યો અને ઓશરીમાં ઊભા રહીને જોયું તો કુંભાર દેખાયો નહિ. તેના મનને એમ કે તે આમતેમ ગયો હશે. એટલે થોડી રાહ જોઈને ફરી વાર કુંભારની ટાલ જોવા પ્રયત્ન કર્યો, પણ કુંભાર ત્યાં હોય તો ટાલ દેખાય ને?

તે છોકરો કુંભારના ઘરે ગયો અને તેની સ્ત્રીને પૂછવા લાગ્યો કે 'આજે ઓઝા કાકા કેમ દેખાતા નથી?' સ્ત્રીએ જવાબ આપ્યો કે 'એ કામે ગયા છે.' છોકરાએ ફરી પૂછ્યું: 'એ ક્યારે આવશે?' સ્ત્રીએ કહ્યું: 'કંઈ કહેવાય નહિ. માટીખાણે ગયા છે, તેથી મોડું પણ થાય.'

આથી તે છોકરો માટીખાણ ભણી ચાલ્યો. માટીખાણ ગામથી થોડે દૂર હતી. અહીં બન્યું હતું એવું કે કુંભારે માટીખાણ ખોદવા માંડી કે તેમાંથી કેટલીક સોનામહોરો નીકળી હતી અને હજી વધારે સોનામહોરો નીકળવાની આશાએ તે માટીખાણને ઝડપથી ખોદી રહ્યો હતો. એમ કરતાં તે પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો, એટલે પાઘડી માથેથી ઉતારીને ખાણ બહાર મૂકી હતી.

હવે પેલા છોકરાએ માટીખાણથી થોડે દૂર ઊભા ઊભા જ તેની ટાલ જોઈ લીધી અને પોતાનો નિયમ સચવાયો, એટલે આનંદમાં આવી બોલી ઉઠ્યો કે 'મેં જોઈ લીધી, જોઈ લીધી.' આ શબ્દો સાંભળતાં જ કુંભાર ચમક્યો અને બહાર જોવા લાગ્યો. ત્યાં શેઠના છોકરાને દીઠો અને તેના પેટમાં ફાળ પડી. નક્કી આ છોકરાએ

સોનામહોરો જોઈ લીધી, તેથી જ તે કહે છે કે 'મેં જોઈ લીધી, જોઈ લીધી.' હવે શું કરવું? જો તે ગામમાં જઈને રાજા કે તેના અધિકારીઓને વાત કરી દેશે તો મારી બધી મહેનત ફોગટ જશે. એટલે તેણે બૂમ મારીને કહ્યું: 'શેઠ! જોઈ લીધી તો ભલે જોઈ લીધી, પણ મારી નજીક આવો. આમાં મારો અને તમારો અર્ધો ભાગ છે.'

શેઠનો છોકરો આ શબ્દો સાંભળતાં જ સમજી ગયો કે નક્કી ઓઝા કાકાને માયા હાથ લાગી છે અને હું તેની ગુપ્ત વાત કોઈને કહી ન દઉં તે માટે મને તેમાંથી અર્ધો ભાગ આપવાનું કહે છે.' એટલે તે નજીક ગયો અને કહેવા લાગ્યો કે 'ઓઝા કાકા ગભરાશો નહિ. આપણે તો એકબીજાના પાડોશી છીએ અને સુખ–દુઃખમાં ભાગ લેનારા છીએ, પરંતુ હું કહું તેમ કરો. તમને જે માયા હાથ લાગી છે, તેના ત્રણ સરખા ભાગ કરો. તેમાંનો એક ભાગ તમે રાખો, બીજો ભાગ મને આપો અને ત્રીજો ભાગ રાજાને આપીએ, જેથી તેના તરફથી કોઈ હરકત થાય નહિ.'

કુંભારે તેમ કર્યું અને એ રીતે શેઠના છોકરાને ઘણી સોનામહોરો મળી. આથી તે વિચાર કરવા લાગ્યો કે મેં તો માત્ર મજાકમાં સાધુ–મહાત્માનું વચન રાખવા ખાતર હસવા જેવો નિયમ લીધો હતો, છતાં તેનું ફલ આવું સુંદર મળ્યું, તો સમજણપૂર્વક યોગ્ય નિયમો લેવાથી કેવું ફલ મળે? કહેવાની જરૂર નથી કે ત્યાર પછી

શેઠનો એ છોકરો સુધરી ગયો અને અનેક નિયમ ગ્રહણ કરી એક સદાચારી ગૃહસ્થની કોટિમાં વિરાજ્યો. તાત્પર્ય કે ગ્રહણ કરેલા નિયમનું બરાબર પાલન કરવાથી અવશ્ય લાભ થાય છે.

કેટલાકને એમ લાગતું હશે કે 'નાના નાના નિયમો ગ્રહણ કરવાથી આપણું શું કલ્યાણ થાય?' પણ અનેક નાની વસ્તુઓ ભેગી થઈને જ એક મોટી વસ્તુ બને છે, તે આપણે ભૂલવાનું નથી. જે લોકો આજે કોટ્યાધિપતિની કોટિમાં વિરાજે છે, તેમની પાસે એ ધન એકત્ર શી રીતે થયું? શું તેમને એક ક્રોડ રૂપિયા સામટા જ મળી ગયા? ક્રોડ રૂપિયા સો લાખથી બને છે, લાખ રૂપિયા સો હજારથી બને છે, હજાર રૂપિયા સો દશથી બને છે અને દશ રૂપિયા એક એક કરતાં એકઠા થાય છે, એટલે મોટી વસ્તુ નાનીમાંથી જ બને છે, એ નિશ્ચિત છે.

જેણે બેંકની મુલાકાત લીધી હશે, તે જાણતા જ હશે કે ત્યાં સેવિંગ ખાતું ચાલે છે. આ ખાતામાં મોટી રકમો ભરાતી નથી. રૂપિયો, બે રૂપિયા, પાંચ રૂપિયા એમ નાની રકમો ભરાય છે, પણ એથી બેન્કને લાખો રૂપિયા મળી જાય છે અને ખાતું ચલાવનાર પાસે થોડાં વર્ષોમાં બે–પાંચ હજારની મૂડી થઈ જાય છે. જો એ માણસોએ, રૂપિયામાં શું? 'બે રૂપિયામાં શું?' 'પાંચ રૂપિયામાં શું?' એવો વિચાર કરી તેને ખર્ચી નાખ્યા હોત તો આજે તેમની પાસે કંઈ મૂડી ન હોત અને કોઈ માંદગીનો પ્રસંગ

આવ્યો હોત કે વિવાહવાજનનું ટાણું આવ્યું હોત તો તેઓ મદદ માટે જ્યાં-ત્યાં ફાંફા મારતા હોત. એટલે નાનામાંથી મોટું થાય છે, એ વાત ભૂલવાની નથી.

ચાર નાના વિચિત્ર નિયમોથી એક ચોરનું જીવન કેવી રીતે સુધરી ગયું ? તે જાણવા જેવું છે, એટલે તે અહીં રજૂ કરીશું.

## ચાર વિચિત્ર નિયમો લેનાર ચોરની કથા

કોઈ મહાત્માએ એક ચોરને ચાર નિયમો આપ્યા : (૧) અજાણ્યું ફલ ખાવું નહિ. (૨) સાત ડગલાં પાછા હઠીને પછી જ શસ્ત્રનો ઘા કરવો. (૩) રાજરાણી સાથે ભોગ ભોગવવો નહિ. અને (૪) કાગડાનું માંસ વાપરવું નહિ. ચોર સમજ્યો કે આમાં મારે કરવા જેવું શું છે ? આ નિયમો તો જરૂર પાળી શકીશ, એટલે તેણે એ નિયમોનો સ્વીકાર કર્યો. મહાત્માએ કહ્યું : 'હે ભદ્ર ! તારે આ નિયમો બરાબર પાળવા. કોઈ પણ સંયોગોમાં તેને તોડવા નહિ.' ચોરે આ વાત કબૂલ રાખી.

હવે એક વાર એ ચોર કોઈ ગામમાં મોટી ચોરી કરીને પોતાના સાથીઓ સાથે પાછો ફરતાં એક જંગલમાં અટવાઈ ગયો. ભૂખ કકડીને લાગી. બધા સાથીઓ ખોરાકની શોધમાં પડયા અને આખરે સુંદર જણાતાં કેટલાંક ફલો લઈ આવ્યાં. ચોરે તેમને પૂછ્યું : 'આ ફલોનું નામ શું ?'

સાથીઓએ કહ્યું : 'તેની અમને ખબર નથી.' એટલે



શ્રીમાન્ દીપચંદ એસ. ગાર્ડી
બાર–એટ–લૉ.

જેમણે આ ગ્રંથના પ્રકાશનને ખાસ
ઉત્તેજન આપ્યું છે.
હાલ તેઓ જૈન શ્વેતામ્બર કોન્ફરન્સનું
પ્રમુખપદ શોભાવે છે.

પેલા ચોરે તેને અજાણ્યાં ફલ જાણી ખાધાં નહિ. હવે તેના બધા સાથીઓએ ઉદરતૃપ્તિ નિમિત્તે એ ફલો ખાધાં અને તેઓ થોડા જ વખતમાં મરણ પામ્યા, કારણ કે એ ફલો કિંપાક નામના એક ઝેરી વૃક્ષનાં હતાં. તે દેખાવમાં સુંદર અને સુગંધીવાળા હોય છે, પણ જે ખાય તેનો તત્કાલ પ્રાણ જાય છે.

સામાન્ય દેખાતા નિયમનું આવું સુંદર ફળ મળ્યું, એટલે ચોરને નિયમ પર શ્રદ્ધા બેઠી.

એક વાર તે ચોરી કરવા બહાર ગયો હતો, ત્યાં તેની પલ્લીમાં કેટલાક ભવઈયાઓ રમવા આવ્યા અને પોતાના ખેલો જોવા માટે તેને આમંત્રણ આપવા તેના ઘરે આવ્યા. હવે આ ભવઈયાઓ શત્રુપક્ષના ગામમાંથી આવ્યા હતા અને તેની ગેરહાજરી જાણી જાય તો અનર્થ થવા સંભવ હતો, એટલે તેની સ્ત્રી અને બહેને પરસ્પર વાત કરીને જણાવ્યું કે તમે રમવા માંડો, એ હમણાં જોવા આવશે. એમ કહી બહેને ચોરનો વેશ પહેર્યો અને તેની સ્ત્રીસાથે ભવઈયા જોવા લાગી. એમ કરતાં મોડી રાતે ખેલ પૂરો થયો, એટલે નણંદ–ભોજાઈ એમને એમ સૂઈ ગયા.

હવે મોડી રાતે પેલો ચોર ઘરમાં આવ્યો અને પોતાની સ્ત્રીને એક પુરુષ સાથે સૂતેલી જોતાં જ ક્રોધથી ધમધમી ઉઠ્યો. તેણે મ્યાનમાંથી તરવાર ખેંચી, પણ એ

જ વખતે તેને યાદ આવ્યું કે 'સાત ડગલાં પાછા હઠીને શસ્ત્રનો ઘા કરવો.' એટલે તે પાછાં પગલાં ભરવા લાગ્યો. એમ કરતાં તેની તરવાર ભીંત સાથે અફળાઈ અને તે ખણખણ અવાજ કરતી ભોંય પર પડી. એ અવાજ થતાં જ નણંદ-ભોજાઈ જાગી ગયા અને 'ખમ્મા મારા વીરને' એમ બોલી બહેન બાજુએ ઊભી રહી. આ જોઈ ચોરના આશ્ચર્યનું પાર રહ્યું નહિ, પરંતુ બહેને બનેલી બધી હકીકત કહી સંભળાવી અને તેનાથી તેના મનનું સમાધાન થયું.

બીજો નિયમ પણ આ પ્રમાણે ઉપકારી થયો, એટલે તેની નિયમ પરની શ્રદ્ધામાં વધારો થયો.

ત્યાર પછી એક વાર કોઈ રાજમહેલમાં ચોરી કરવા દાખલ થયો, ત્યારે ત્યાં રાજરાણી જાગી ગઈ. તે ત્યાં એકલી જ સૂતી હતી. તેનો સ્વામી કોઈપણ કારણસર બાજુના ખંડમાં સૂતો હતો. રાત્રિનો સમય, પૂરી એકાંત અને એક યુવાન પુરુષનું આગમન, એટલે રાણીની વૃત્તિમાં ફેરફાર થયો. તેણે આ ચોરને પોતાની સાથે ભોગ ભોગવવા વિનંતિ કરી, આગ્રહ કર્યો, પણ એ ચોરે પોતાના નિયમને યાદ કરી તેનો સાફ ઈનકાર કર્યો. હવે બાજુના ખંડમાં સૂતેલો રાજા આ વખતે જાગી ગયો હતો અને બાજુના ખંડમાં શું બની રહ્યું છે? તે ચૂપચૂપ નિહાળી રહ્યો હતો.

જ્યારે રાણીની બધી સમજાવટ નિષ્ફળ ગઈ, ત્યારે તેણે બૂમ મારી કે 'દોડો! દોડો! મારા ખંડમાં કોઈ ચોર ઘુસ્યો છે અને તે મને સતાવી રહ્યો છે.' એટલે નોકર-ચાકર તથા સિપાઈઓ દોડતા આવ્યા અને તેમણે આ ચોરને પકડી લીધો. સવારે તેને રાજા સમક્ષ રજૂ કરવામાં આવ્યો, પરંતુ રાજા તો બધી હકીકત જાણતો જ હતો, એટલે તેને છોડી મૂકયો અને તેણે જે ઉમદા વર્તન બતાવ્યું, તેની કદર કરી તેને પોતાના સાંમતની પદવી આપી.

લીધેલા નિયમોનું પાલન કરવાથી ઉત્તરોત્તર ઉન્નતિ થાય છે, એ વસ્તુની ચોરને પૂરેપૂરી પ્રતીતિ થઈ અને કોઈ પણ સંયોગોમાં લીધેલો નિયમ તોડવો નહિ, એ બાબતમાં તે કૃતનિશ્ચયી બન્યો.

તેણે હવે સારી સોબત કરી, સારા મિત્રો બનાવ્યા. તેમની સાથે વાર્તા-વિનોદ કરતાં, તેમ જ વિવિધ પ્રકારનો આમોદ-પ્રમોદ કરતાં તેનો સમય સુખમાં વ્યતીત થવા લાગ્યો. એવામાં એકાએક માંદગી આવી અને વૈદ્યોના ઉપચાર શરૂ થયા, પણ તેમાં સફલતા મળી નહિ. માંદગી વધતી ચાલી અને તેણે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. તે વખતે એક વૃદ્ધ વૈદ્યે કહ્યું: 'કાગડાનું માંસ વાપરવાથી આ બિમારી મટશે.'

ચોરે કહ્યું: 'અન્ય કોઈ ઉપાય હોય તો કહો. કાગડાનું માંસ મારે વાપરવું નથી. મેં એનો ત્યાગ કરેલો છે.'

વૃદ્ધ વૈદ્યે કહ્યું: 'આ તો જીવન-મરણનો સવાલ છે.

જો મારા કહ્યા પ્રમાણે કાગડાનું માંસ વાપરશો તો બચી જશો, અન્યથા મરણ સામે ઊભેલું જ છે.'

ચોરે કહ્યું : 'નિયમ તોડીને જીવવું એના કરતાં મરવું બહેતર છે. હવે મને જીવનનો કોઈ મોહ રહ્યો નથી, માટે મને કાગડાનું માંસ ખાવાનો આગ્રહ કરશો નહિ.' અને તેણે કાગડાનું માંસ ન જ વાપર્યું.

આજે તો મૃત્યુની છાયા પડી કે 'ગમે તે કરો પણ મારો જીવ બચાવો !' એવા શબ્દો સર્વત્ર સંભળાય છે. અને છેલ્લી ઘડી સુધી ઈંજેકશનો તથા અભક્ષ્ય દવાઓનો મારો ચાલુ રાખવામાં આવે છે! જાણે કે એ ઈંજેકશનો અને દવાઓ જ નવું જીવન આપવાના ન હોય ! અહીં એવો વિચાર થતો નથી કે જો ઈંજેકશનો અને દવાઓમાં નવું જીવન આપવાની તાકાત હોય તો ખુદ ડોકટરોના માતા-પિતા કે પત્ની-પુત્રો શા માટે મરણ પામે? અને તેઓ પોતે પણ મૃત્યુને આધીન શા માટે થાય ? પણ જીવવાના વ્યામોહમાં આ વસ્તુ સમજાતી નથી. ડાહ્યામાં ડાહ્યા ગણાતા માણસો પણ આ પ્રકારની ભૂલો કરે છે અને પોતાનો અંતસમય બગાડી નાખે છે.

સામંત અવસ્થાને પામેલા તથા સન્મિત્રોથી ઘેરાયેલા આ ચોરે જીવનનો મોહ છોડી દીધો, ભગવાનનું નામ-સ્મરણ કરવા માંડ્યું અને તેના શરણમાં કાયાનું સમર્પણ કરી દીધું. ખરેખર ! આ ધન્ય મૃત્યુ હતું, એટલે તેનાં જેટલાં અભિવાદન કરીએ તેટલાં ઓછાં જ છે.

નિયમોનું આ મહત્ત્વ અહીં અમે એટલા માટે પ્રકાશી રહ્યા છીએ કે જપસાધનામાં નિયમો અગત્યનો ભાગ ભજવે છે. 'હું હવે પછી જપસાધના કરીશ' એવો નિયમ ગ્રહણ કરનારો જપસાધનાનો પ્રારંભ કરે છે અને તેને લગતા અનેક નિયમોનું યથાર્થ પાલન કરવાથી જ તે જપસાધનામાં આગળ વધી શકે છે. જો એ નિયમોમાં ત્રુટિ આવે, સ્ખલના થાય કે વિક્ષેપ પડે તો સાધનામાં ભંગ પડે છે અને સિદ્ધિ સો ગાઉ દૂર હઠી જાય છે. તાત્પર્ય કે સાધનાના અંત સુધી તેણે બધા નિયમો બરાબર પાળવા પડે છે અને તો જ તે સિદ્ધિનો અધિકારી બને છે.

'અમારે કોઈ નિયમ જોઈતા નથી, અમે કોઈ બંધનમાં સપડાવા ઈચ્છતા નથી.' એમ કહેનારા અને માનનારા સ્વચ્છંદી જીવન જીવે છે અને કરુણ હાલતમાં મોતને ભેટે છે. તેમના જીવનનું સાર્થક્ય શું ? ઘોડાના મોઢે ચોકઠું ચડાવ્યું હોય તો જ તે સીધો ચાલે છે અથવા બળદના નાકમાં નાથ ઘાલી હોય તો જ તે ઉન્માર્ગે જતો અટકે છે. એ જ સ્થિતિ માનવજીવનની છે. જો તેને નિયમોથી બદ્ધ કર્યું હોય તો જ તે સન્માર્ગે ચાલે છે અને આખરે દિવ્ય જ્ઞાન તથા અખંડ આનંદનો અનુભવ કરે છે. તેથી જ નિયમબદ્ધ થવાનો ઉપદેશ છે, તેથી જ નિયમબદ્ધ થવાનો અનુરોધ છે. અમે આશા રાખીએ છીએ કે પ્રિયપાઠકો અમારા આ અનુરોધનો સ્વીકાર કરી નિયમબદ્ધ થશે અને એ રીતે જપસાધનામાં આગળ વધી અભીષ્ટની પ્રાપ્તિ કરશે.

[ ૨૩ ]

## જપ ક્યાં કરવો ?

પૂર્વે એટલી વાત તો સ્પષ્ટ થઈ ગઈ છે કે જપ-સાધના માટેનું સ્થાન શુદ્ધ-પવિત્ર હોવું જોઈએ. તે અંગે **યોગસંહિતામાં** નીચે પ્રમાણે વધારે સ્પષ્ટતા કરવામાં આવી છે :

गोशाला वै गुरोर्गेहं, देवायतनकाननम् ।
पुण्यक्षेत्रं नदीतीरं, सदा पूतं प्रकीर्तितम् ।।

'ગોશાલા, ગુરુનું ઘર, દેવાલય, વનપ્રદેશ, તીર્થભૂમિ અને નદીનો કિનારો સદા પવિત્ર કહેલા છે.'

પ્રાચીનકાલમાં આપણા દેશમાં ગાયનું પાલન-પોષણ સારી રીતે થતું અને સ્થળે સ્થળે સુંદર ગોશાળાઓ હતી. ત્યાં જવાથી જપસાધકને વારંવાર ગાયમાતાનાં દર્શન થતાં, તેને સ્પર્શ કરવાનો અવસર મળતો અને પવિત્રતાનો અનુભવ થતો. આજે આવી ગૌશાળાઓ મળવી મુશ્કેલ છે, એટલે સાધનાસ્થલ તરીકે ગૌશાળાની પસંદગી ઓછી થાય

છે. છતાં કોઇને સરસ ગોશાળાની સગવડ મળે તો તેણે તેનો ઉપયોગ કરવા જેવો ખરો.

આજે તો ગુરુના ઘરનો પ્રશ્ન પણ વિચારણીય છે. એક તો મંત્રદાતા ગુરુ સ્થાનિક હોય તો જ તેના ઘરે જવાનું અનુકૂળ રહે. જો તે દૂર વસતા હોય, તો ત્યાં જપ કરવા જવાનું ઘણું મુશ્કેલ પડે. બીજું સ્થાનિક ગુરુનું ઘર વિશાલ ન હોય, તો ત્યાં જપ કરવા માટે બેસવાનું અનુકૂળ રહે નહિ. ત્રીજું મંત્રદાતા ગુરુ ત્યાગી હોય અને તેને પોતાનું ઘર ન હોય, તો ક્યાં જવું ? એટલે તેની પસંદગી પણ ભાગ્યે જ થાય છે.

દેવમંદિરો સામાન્ય રીતે પવિત્ર જ હોય છે. તેના એક ભાગમાં જપ માટે આસન જમાવી શકાય ખરું, પણ ત્યાં ઘણા માણસોની અવર-જવર થતી હોય અને ઘોંઘાટ ચાલુ હોય, તો ત્યાં જપ કરતાં ફાવે નહિ. જો મંદિર મોટું હોય અને તેમાં એક સ્થાને બેસવાની સગવડ હોય તો તેની પસંદગી કરવી જોઈએ. મંદિરનું વાતાવરણ પવિત્ર હોવાથી તે જપસાધનામાં સહાય કરે છે.

વનપ્રદેશ સામાન્ય રીતે રમણીય હોય છે અને તેમાં એકાંત સ્થાન અવશ્ય મળી રહે છે, પણ ત્યાં રહેવાનો ઉચિત પ્રબંધ ન હોય તો તબિયત બગડવાનો સંભવ ખરો, એટલે ત્યાં રહેવાની સગવડ કરીને તેને પસંદગી આપવી જોઇએ. વળી આજની આપણા જીવનની રહેણી-કરણી

એવી છે કે તેમાં એકદમ ફેરફાર થતાં આપણને ફાવે નહિ અને તે સ્થાન છોડી દેવાનું મન થાય, એટલે વનપ્રદેશની પસંદગી કરનારે બધી બાજુનો વિચાર કરી લેવો જોઈએ.

આજે તો હરદ્વાર જેવા સ્થાનમાં એરકન્ડીશન્ડ આશ્રમો બંધાયા છે અને લક્ષ્મણઝુલામાં યોગસાધના કરવા માટે અદ્યતન પદ્ધતિના ફ્લેટો બંધાયા છે. આ પ્રગતિની દિશામાં પગલું છે કે આપણું યોગસાધનાનું ધોરણ નીચે ઉતારે છે? એ વિચારવા જેવું છે.

તીર્થક્ષેત્રો પવિત્ર ગણાય છે અને ત્યાં જવાથી આપણી મનોભાવનામાં સારો એવો પલટો આવે છે, પણ કેટલાંક તીર્થક્ષેત્રો આજે લોકોની ભીડ, ત્યાં જામતી ધાંધલ અને પંડયા વગેરેના સ્વાર્થને કારણે તેની પવિત્રતા ગુમાવી રહ્યા છે, એટલે સાધકે એવા તીર્થક્ષેત્રની પસંદગી કરવી જોઈએ કે જ્યાં એકાંત અને શાંતિ વ્યાપી રહેલાં હોય.

તીર્થક્ષેત્રોમાં પણ જે ક્ષેત્રમાં મહાન સાધકોએ સિદ્ધિ મેળવી હોય, તેને પ્રથમ પસંદગી આપવા જેવી છે. તેમાં જે સ્થાનનો તેમણે ઉપયોગ કર્યો હોય, તે સ્થાનનો ઉપયોગ કરવા તરફ વિશેષ લક્ષ્ય રાખવું જોઈએ.

નદીના કિનારે સામાન્ય રીતે વૃક્ષોની સુંદર ઘટાઓ કે હરિયાળાં ખેતરો હોય છે. વળી ત્યાનું હવામાન ખુશનુમા હોય છે અને ત્યાંથી જલપ્રવાહનાં સતત દર્શન થતાં

ચિત્તને આહ્‌લાદ થાય છે, એટલે ઘણા મહાત્માઓ તથા સાધકો નદીકિનારાને વધારે પસંદગી આપે છે. આપણે ત્યાં નર્મદા નદીના કિનારે અનેક સાધકો સાધના કરતા હોય છે. તેમાં કેટલાક તો ઉચ્ચકોટિના મહાત્માઓ પણ હોય છે. ગંગા, યમુના, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓના કિનારાઓ પણ સાધના માટે પસંદ કરવા યોગ્ય છે.

જો મોટી અને પવિત્ર ગણાતી નદીનો યોગ ન હોય તો પોતાના ગામની નજીકની નદીનો કિનારો પસંદ કરી તેનો લાભ લઈ શકાય.

આ સિવાયનાં બીજાં કેટલાંક સ્થાનોનો નિર્દેશ **તંત્રસારમાં** આ પ્રમાણે કરાયો છે:

धात्री–बिल्वसमीपे च पर्वताग्रे गुहासु च ।
गंगायास्तु तटे वापि कोटि कोटि गुणं भवेत् ॥

'જો ધાવડી કે બીલીના વૃક્ષ પાસે કે નીચે બેસીને અથવા પર્વતના શિખર પર જઈને અથવા કોઈ ગુફામાં વસીને કે ગંગા નદીના તટે જઈને મંત્રસાધના–જપસાધના કરવામાં આવે તો કોટિ–કોટિગણું ફલ પ્રાપ્ત થાય છે.'

અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે કામ્ય કર્મના ભેદ અનુસાર વૃક્ષની પસંદગી જુદી જુદી હોય છે. દાખલા તરીકે ગંધર્વરાજનો મંત્રજપ કરવો હોય, તો કદલીવૃક્ષની એટલે કેળની સમીપે કેળના બગીચામાં થાય છે અને લક્ષ્મીનો મંત્રજપ કરવો હોય તો બીલીના વૃક્ષની નિકટ થાય છે.

અહીં ધાવડી અને બિલીનો જે ઉલ્લેખ છે, તે ઘણા ભાગે પંચવટીનું સૂચન કરે છે, કારણ કે પંચવટીમાં ધાવડી, બીલી, વડ, પીંપળો અને અશોક એ પાંચ વૃક્ષોનો સમૂહ હોય છે. કલકત્તામાં ગંગાનદીના કિનારે દક્ષિણેશ્વર નામનું જે સ્થાન છે, ત્યાં આ પ્રકારની પંચવટી હતી અને તેમાં બેસીને શ્રી રામકૃષ્ણ પરમહંસે સાધના કરી હતી, પરંતુ આજે તો ત્યાં માત્ર વડ જ રહ્યા છે.×

અહીં અમે એટલી સ્પષ્ટતા કરવા ઇચ્છીએ છીએ કે કેટલાક સાધકોએ માત્ર વડ, પીંપળા કે અન્ય કોઈ ઘટાદાર વૃક્ષની છાયામાં બેસીને જપસાધના કરી છે અને સિદ્ધિ મેળવી છે, એટલે સાધકે કોઇ સુંદર ઘટાદાર વૃક્ષનો આશ્રય લેવામાં હરકત નથી.

પર્વતનો શિખરપ્રદેશ સામાન્ય રીતે જનસંસર્ગથી રહિત હોવાથી અને ત્યાંનું વાતાવરણ ઘણું શુદ્ધ હોવાથી તે જપસાધના માટે અનુકૂળ મનાય છે. આ જ કારણે ભારતના અનેક પર્વતોના શિખર પર નાના મોટા આશ્રમો બંધાયા છે અને ત્યાં સાધકો એક યા બીજા પ્રકારની સાધના કરે છે. અમે પર્વતના શિખર પર એકલા બેસી જપ-ધ્યાન કરવાનો કેટલોક અનુભવ લીધો છે અને તેનો અમારા મન પર ઘણો પ્રભાવ પડયો છે. સને ૧૯૨૪ની સાલમાં અમે કાશ્મીરનો પ્રવાસ કર્યો, ત્યારે મરી હીલના મથાળે કેટલોક વખત એકલા બેઠા હતા, ત્યારે અમારું

× આ સ્થાનની છેલ્લી યાત્રા અમે તા. ૧૪-૬-૭૪ના રોજ કેટલાક મિત્રો સાથે કરી હતી.

મન પવિત્ર ભાવોથી ભરાઈ ગયું હતું. પછી કાશ્મીરનો પ્રવાસ કરતાં એક પર્વતના મથાળે એકાંત પ્રદેશમાં આવેલા માર્તંડ મંદિરના ભગ્નાવશેષો જોવા ગયેલા, ત્યારે ત્યાં આસન જમાવેલું. અમારા સાથીઓને આમાં રસ ન હતો, એટલે તેઓ આ સ્થાન છોડી દેવા ઉતાવળ કરતા હતા, પણ અમે તેનો એક કલાકથી વધારે સમય સુધી લાભ લીધો હતો. તેનું પરિણામ પણ ઉપર મુજબ પવિત્ર-દિવ્ય ભાવોના ઉદ્‌ગમમાં આવ્યું હતું, એટલે પર્વતના શિખર-પ્રદેશની પસંદગી અવશ્ય કરવા જેવી છે.

ગુફામાં એકાંત હોય છે અને ત્યાં મૌનપૂર્વક જપ કરવાની ઘણી અનુકૂલતા રહે છે, પણ ત્યાં વસવાનું ફાવવું જોઈએ. કેટલાક સ્થાને બનાવટી ગુફાઓ પણ ઊભી કરવામાં આવે છે અને સાધકો તેનો લાભ લે છે. દક્ષિણમાં શ્રી રમણમહર્ષિના આશ્રમમાં આવી ગુફાઓ બનાવવામાં આવી છે.

ગંગાનદીના તટ સંબંધી તો ઉપર ઉલ્લેખ થઈ ગયો છે.

હવે વિચારવાની વાત એ રહી કે જેને આવા કોઈ સ્થળે જવાની અનુકૂળતા ન હોય તેનું શું ? તો આ પ્રકારના સાધકો પોતાના નિવાસસ્થાનમાં એક ઓરડો કે એક ભાગ તે માટે જુદો કાઢીને પણ ત્યાં જપસાધના કરી શકે છે, પણ તે માટે તેની યોગ્ય શુદ્ધિ કરી લેવી જોઈએ. જો ત્યાં લીંપણ હોય તો તેને તાજા છાણથી ફરી લીંપાવી નાખવું જોઈએ અને જો ત્યાં ફરસબંધી હોય

તો તેને પ્રથમ શુદ્ધ જલથી ધોઈને સાફ કરવું જોઈએ અને પછી ગુલાબજળનો છંટકાવ કરી તેને સાફ કરી ત્યાં ધૂપ-દીપ પ્રકટાવી તેને ઉપયોગમાં લેવો જોઈએ.

વર્તમાનકાલમાં જીવનસમસ્યા ઘણી જટિલ બનેલી છે અને શહેરોમાં ઘણા લોકોને બે ઓરડી કે માત્ર એક ઓરડીમાં કુટુંબ સાથે રહેવાનો પ્રસંગ આવે છે. આવી વ્યક્તિઓએ જપસાધના કરવા માટે નજીકનું મંદિર, કોઈ ધર્મસ્થાન કે એવા જ બીજા કોઈ સ્થાનોમાંથી વધારે અનુકૂલની પસંદગી કરી તેનો ઉપયોગ કરવો જોઈએ.

છેવટે અમે એટલું જણાવવા ઇચ્છીએ છીએ કે જપ માટે અનુકૂલ સ્થાનની જરૂર છે, પણ તેવું સ્થાન ન જ મળે તો શક્ય એટલા સારા સ્થાનને પસંદ કરી ત્યાં જપનો પ્રારંભ કરવો. અનુકૂલ સ્થાનના અભાવે જપ કરવાનું માંડી વાળવું, એને અમે હિતાવહ લેખતા નથી. જપ ચાલુ થતાં તેના પ્રભાવે અનુકૂલ સ્થાન મળી રહેશે, એવો સાધકે વિશ્વાસ રાખવો.

'જપ ક્યાં કરવો ?' તેના ઉત્તરમાં આટલું વિવેચન પર્યાપ્ત છે.

[ ૨૪ ]

# જપ ક્યારે કરવો ?

'જપ ક્યારે કરવો ? એ પ્રશ્ન પણ સ્પષ્ટ ઉત્તર માગે છે, તેથી પ્રસ્તુત પ્રકરણમાં તે અંગે વિવેચન કરીશું.

કેટલાક કહે છે કે અમારો આખા દિવસનો કાર્યક્રમ એ રીતે ગોઠવાઈ ગયો હોય છે કે અમને સમય જ મળતો નથી, તો જપ ક્યારે કરીએ ? એ વાત સાચી છે કે આજે જીવનની જંજાળ વધી છે અને પહેલાં કરતાં વ્યાપાર-ધંધા કે નોકરી-ચાકરી પર વધારે ધ્યાન આપવું પડે છે, આમ છતાં મન પર લેવાય તો જપ કરવા જેટલો સમય જરૂર મળી રહે, એમ અમારું માનવું છે.

પ્રથમ તો આમ કહેનારાઓ કેટલા વાગે ઉઠે છે ? તે વિચારવું જોઈએ. જો તેઓ સાત-સાડા સાત વાગ્યે ઉઠતા હોય, તો એ ટેવ સુધારવી જોઈએ અને વહેલા ઉઠવાની ટેવ પાડવી જોઈએ.

'વહેલા એટલે ક્યારે?' એનો ઉત્તર એ છે કે પાંચ વાગે તો ઉઠી જવું જ જોઈએ. એથી બે-અઢી કલાક જેટલો સમય વધારે મળશે અને તેમાં જપની ક્રિયા —જપની સાધના સારી રીતે થઈ શકશે.

'આટલું વહેલું તે કેમ ઉઠાય?' એનો ઉત્તર એ છે કે જેવી ટેવ પાડીએ તેવી પડે. 'આહાર અને નિદ્રા વધાર્યા વધે છે અને ઘટાડયા ઘટે છે.' એ કહેવત તો તેમણે સાંભળી જ હશે. જો મનથી સંકલ્પ કરવામાં આવે કે મારે પાંચ વાગે ઉઠવું છે, તો આપણે પાંચ વાગે ઉઠી શકીએ છીએ. કોઈ મિત્ર સવારની પાંચ વાગ્યાની ગાડીમાં આવવાનો હોય અને આપણે સામા જવાનું હોય, ત્યારે આપણે એવો વિચાર કરીને સૂઈએ છીએ ને એ પ્રમાણે જરૂર જાગી ઉઠીએ છીએ.

કોઈને એમ લાગતું હોય કે સાતને બદલે સાડા છ કે છ વાગે ઉઠી શકીએ, પણ પાંચ વાગ્યે તો ન જ ઉઠાય, તો તેણે પ્રથમ છ વાગે ઉઠવાનો, પછી સાડા પાંચ વાગ્યે ઉઠવાનો અને છેવટે પાંચ વાગે ઉઠવાનો પ્રયોગ કરવો જોઈએ. તેમાં જરૂર સફલતા મળશે.

વહેલા ઉઠી ન શકવાનાં કારણો શું છે? તે પણ જાણવા જોઈએ. જો રાત્રે મોડા સૂવાની ટેવ હોય, તો વહેલા સૂવાની ટેવ પાડવી જોઈએ. પ્રયત્ન કરવાથી તેમાં સફલતા મળી શકે છે. રાત્રે મોડે સુધી ગપ્પાં મારવાં, ગંજીપો રમવો કે ચોપાટ ટીચવી તેના કરતાં વહેલાં સૂઈને

વહેલા ઉઠવાની ટેવ વધારે સારી છે અને તે જપાદિ ક્રિયા માટે જોઈતો સમય મેળવી આપે છે.

કેટલાકને રમી કે એવો જ બીજી કોઈ જાતનો જુગાર રમવાની લત લાગે છે, તેઓ લગભગ આખી રાત એમાં પસાર કરે છે અને હજારો રૂપિયાની હાર–જીત કરે છે, પછી પરોઢિયે પથારીમાં પડે છે. તેમાં મોટી હાર થઈ હોય તો નિદ્રા દૂર નાસે છે અને પડખાં પછી પડખાં ફેરવવાં પડે છે. આને એક પ્રકારનું કુવ્યસન સમજી એનો ત્યાગ કરવો જોઈએ. જુગારથી છેવટે જીવનની બરબાદી થાય છે, એ ભૂલવાનું નથી. તેને લગતાં અનેક દૃષ્ટાંતો આપણી સામે ખડાં છે.

કેટલાક કહે છે કે અમે વહેલા ઉઠવાનો પ્રયત્ન કરીએ છીએ અને ઉઠી પણ જઈએ છીએ, પરંતુ પાછી ઊંઘ આવવા લાગે છે, એટલે હતા ત્યાં ને ત્યાં રહીએ છીએ. પરંતુ આ સંયોગોમાં નિદ્રા ઉડી જાય કે તરત આંખે પાણી છાંટવું જોઈએ અને મોઢું ધોઈ લેવું જોઈએ, જેથી નિદ્રા સતાવી શકશે નહિ.

અમે સને ૧૯૧૭થી સને ૧૯૨૪ સુધી અમદાવાદના શેઠ ચીમનલાલ નગીનદાસ છાત્રાલયમાં રહીને અભ્યાસ કર્યો હતો. એ વખતે સવારે પાંચ વાગ્યે ઉઠવાની ટેવ પડી હતી, તે અમને ઘણી લાભદાયક થઈ પડી. જ્યારે અમે લેખન–પ્રકાશનનો વ્યવસાય સ્વીકાર્યો, ત્યારે અમે પ્રાયઃ ચાર વાગ્યે

ઉઠી જતા અને પ્રાતઃસ્મરણાદિ કરીને લેખનકાર્યમાં લાગી જતા. આથી અમને ઘણો સમય મળી રહેતો. જો અમે આ રીતે વહેલા ઉઠવાની ટેવ પાડી ન હોત તો ભાગ્યે જ આટલા વિપુલ સાહિત્યનું સર્જન કરી શક્યા હોત ! અલબત્ત, એમાં બીજાં પણ કેટલાંક સહકારી કારણો હતાં, પણ સમયને લાગેવળગે છે, ત્યાં સુધી તો આ ટેવે જ મોટી મદદ કરી હતી.

અમારા સમયની વાચનમાળામાં એક દોહરો એવો આવતો કે—

વહેલા જે સૂઈ અને, વહેલા ઉઠે વીર;
બલ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

તાત્પર્ય કે વહેલા ઉઠવામાં અનેક લાભો છે. તેનો વિચાર કરી વહેલા ઉઠવાની ટેવ પાડવી જોઈએ.

સમયની સંકીર્ણતાનો સાદ પાડનારાઓએ એ પણ જોવું જોઈએ કે પોતાનો સમય કોઈ નિરર્થક બાબતોમાં તો વેડફાતો નથી ? વધારે સ્પષ્ટ કહીએ તો તેઓ સીનેમા, નાટક, રેડિયો, ટેલીવીઝન, ક્રિકેટ, કલબ, પીકનીક, પાર્ટી વગેરેમાં કેટલો સમય ગાળે છે, તેનો અંદાજ લગાવી જુઓ. અહીં કદાચ એવો ઉત્તર મળશે કે 'થાકેલા મનને મનોરંજનની જરૂર છે, એટલે આ વસ્તુઓ નિરર્થક નથી. તેને ઉપયોગી જાણીને જ અમે તેમાં અમારો સમય વ્યતીત કરીએ છીએ.' અમે તેમના આ ઉત્તરનો પ્રતિકાર કરવા

ઇચ્છતા નથી, પરંતુ તેમને પ્રેમભાવે પ્રશ્ન પૂછવા ઇચ્છીએ છીએ કે શું જપ-ધ્યાનાદિ ક્રિયાઓનું મૂલ્ય આ વસ્તુઓ જેટલું પણ નથી ? જો આ બધી વસ્તુઓ મનનું રંજન કરે છે, તેનો થાક ઉતારે છે, તો જપાદિ ક્રિયાઓ મનને સ્વસ્થ બનાવે છે, શાંત બનાવે છે, વિશેષ ચેતનવંતુ બનાવે છે અને ગમે તેટલું કામ કરે તો યે ન થાકે એવી અપૂર્વ શક્તિનું પ્રદાન કરે છે. આ દૃષ્ટિએ જપાદિને પ્રથમ સ્થાન આપવું જોઈએ કે નહિ ? ખરી વાત એ છે કે આ ક્રિયાઓનું વાસ્તવિક મૂલ્ય સમજાયું નથી, એટલે જ તેના પ્રત્યે ઉપેક્ષાભાવ વર્તે છે અને તે જીવનમાં સ્થાન પામી શકી નથી.

જપક્રિયા માટે સહુથી સારો સમય સવારના પાંચથી છ નો છે, કારણ કે ત્યારે મન વધારે સ્વસ્થ હોય છે. આ વખતે હાથ-પગ-મોઢું ધોઈને એક આસન પર બેસી જપ કરી શકાય. જો એ વખતે જપક્રિયા કરવાની અનુકૂલતા ન હોય તો છ થી આઠ કે સાડા આઠ સુધીમાં આ ક્રિયા કરી લેવી જોઈએ, પરંતુ એ વખતે નાહી-ધોઈને બેસવું જરૂરી છે. આ સંયોગોમાં મનની સ્વસ્થતા સ્વાભાવિક રીતે જ સારી હોય છે.

શાસ્ત્રોમાં જપ માટે ત્રિસન્ધ્યાનું વિધાન આવે છે. આ ત્રિસન્ધ્યા તે સૂર્યના ઉદયની આગળની તથા પાછળની એક ઘડી, મધ્યાહ્નના આગળની તથા પાછળની એક ઘડી અને સૂર્યના અસ્તની આગળની તથા પાછળની એક ઘડી.

૬૦ ઘડીના ૨૪ કલાક થાય છે, એટલે એક ઘડી ૨૪ મીનીટની સમજવાની છે.

હાલના જીવનધોરણનો વિચાર કરતાં પ્રથમ સન્ધ્યા જપ કરવા માટે અનુકૂલ છે, પણ બીજી તથા ત્રીજી સન્ધ્યા માટે એમ કહી શકાય એવું નથી. મધ્યાહ્ન સમયે મનુષ્ય કોઈ પેઢી, ઓફિસ કે કારખાનામાં હોય ત્યાં જપ કરવા બેસે, એ શક્ય નથી. તે જ રીતે તેને પેઢી, ઓફિસ કે કારખાનામાંથી સાડાપાંચ, છ, સાડા છ કે સાત વાગે છૂટવાનો સમય હોય, એટલે ઘરે પહોંચવા તરફ દૃષ્ટિ હોય અને અને તે માટે રેલ્વે, બસ કે અન્ય કોઈ સાધન પકડવાની તાલાવેલી હોય. પરંતુ જેમને આ સમયે ફુરસદ હોય તે એનો ઉપયોગ જપ માટે કરી શકે છે.

'નિત્ય જપ કરવાનો નિયમ હોય અને કોઇ એવું જ કારણ આવી પડે કે જ્યારે બહાર જવું જરૂરી બને ત્યાં શું કરવું ?' એનો ઉત્તર એ છે કે આવા પ્રસંગે સવારના બદલે રાત્રિએ–રાત્રિના બીજા પ્રહરે નિયત જપ કરી શકાય. તેથી નિયમનો ભંગ થતો નથી.

'કદાચ બહાર ગામ જવાનું થાય તો શું કરવું ?' તેનો ઉત્તર એ છે કે ત્યાં અનુકૂલતા મેળવી જપ કરી લેવો જોઈએ. કદાચ ત્યાં મોડું પહોંચવાનું થાય એવો સંયોગ હોય તો રેલ્વેમાં કે પ્લેનમાં મનોમન નિયત જપ કરી લેવો, પરંતુ જપ છોડવો નહિ. જો જપને આપણે નિત્ય–નિયમિત કરવાની વસ્તુ માનીએ તો કોઈ

પણ સંયોગોમાં તે કરવાની વૃત્તિ રાખવી જોઈએ. જ્યાં વૃત્તિ પ્રબલ હોય, ત્યાં મોટા ભાગે સંયોગો અનુકૂલ થઈ જાય છે.

જો જપની સંખ્યા વધારે હોય તો અમુક જપ સવારમાં, અમુક જપ બપોરે એટલે ત્રણથી સાડા પાંચના સમયમાં અને બાકીનો જપ રાત્રિના બીજા પ્રહરે કરી શકાય છે.

જપનો પ્રારંભ શુભ મુહૂર્તે કરવો જોઈએ અને તે પછી નિયમાનુસાર તેની ગણના કરવી જોઈએ.

તાંત્રિક કર્મોમાં અમુક જપ અમુક પ્રહરે કરવાનું વિધાન છે, પણ આપણે તેમાં ઊંડા ઉતરવાની જરૂર નથી. અહીં તો આપણા જીવન સાથે મેળ ખાય અને તેના દ્વારા શાન્તિ–તુષ્ટિ–પુષ્ટિનો લાભ મેળવી શકીએ એ જ દૃષ્ટિએ સમસ્ત વિચારણા છે. શાન્તિ એટલે આપત્તિ, ઉપદ્રવો કે અશાન્તિનું નિવારણ. તુષ્ટિ એટલે મનને સંતોષ–આનંદ થાય એવી પરિસ્થિતિ. પુષ્ટિ એટલે સંપત્તિ તથા સૌભાગ્યની વૃદ્ધિ. શાન્તિનો અર્થ પરમ શાન્તિ પણ થઈ શકે છે. જ્યાં સર્વે દુઃખો તથા ક્લેશોનો અભાવ હોય ત્યાં પરમ શાન્તિ પ્રવર્તે છે. શાસ્ત્રકારોએ આ સ્થિતિને મુક્તિ, મોક્ષ, નિર્વાણ કે નિઃશ્રેયસનું નામ આપેલું છે.

છેવટે એટલું જણાવી દઈએ કે જે જપનિષ્ઠ બને છે, જેને જપની લગની લાગી છે અને જેને જપ કર્યા વિના ચેન પડતું નથી, એ ગમે તે સમયે જપ કરી પોતાનું અભીષ્ટ સાધી શકે છે.

[ ૨૫ ]

## જપ કેમ કરવો ?

જપ માટે સ્થાન અને સમયની પસંદગી બરાબર હોય, પરંતુ જપ તેની વાસ્તવિક પદ્ધતિએ થતો ન હોય, તો તેનું પરિણામ શું આવે ? આજે જપની ફલદાયકતા અંગે જે બૂમ ઉઠી રહી છે, તે મોટા ભાગે તેની વાસ્તવિક પદ્ધતિને નહિ અનુસરવાનું પરિણામ છે. તેથી પ્રસ્તુત પ્રકરણમાં 'જપ કેમ કરવો ?' તે અંગે અમે કેટલુંક વિવેચન કરીશું.

કબીરજીએ કહ્યું છે કે—

माला तो करमें फिरे, जीभ फिरे मुख मांही;
मनवा तो चिहुं दिसि फिरे, यह तो सुमिरन नांही.

'માળાના મણકા હાથમાં ઝપાટાબંધ ફરતા હોય, મુખમાં જીભ ખૂબ ઊંચી-નીચી થતી હોય અને મન—ચારે દિશામાં અહીંતહીં રખડતું હોય, તેને જપ કહી શકાય નહિ.'

તાત્પર્ય કે જ્યારે માળાના મણકા સમગતિએ ફરે, જીભ ઊંચી-નીચી થાય નહિ તથા મનની વૃત્તિઓ સ્થિર થાય, ત્યારે જ સાચા અર્થમાં જપ થાય છે.

ભૂતશુદ્ધિતંત્રમાં કહ્યું છે કે—

मनः संहृत्य विषयान्, मन्त्रार्थगतमानसः ।
न द्रुतं न विलम्बं च, जपेन्मौक्तिकहारवत् ॥

'મનને વિષયોમાંથી ખેંચી લઈને મંત્રાર્થમાં જોડવા પૂર્વક અતિ ઉતાવળે પણ નહિ અને અતિ ધીમે પણ નહિ, એ રીતે મોતીની માળા માફક જપ કરવો.'

આનો સ્પષ્ટાર્થ એ છે કે જપ કરતી વખતે મનને અન્ય સર્વ વિષયોમાંથી ખેંચી લેવું અને તેને મંત્રાર્થમાં જોડવું. મંત્રાર્થ એટલે મંત્રદેવતા. મંત્રના જે અક્ષરો છે, તે મંત્રદેવતાનો દેહ છે અને તેમાં જે શક્તિ રહેલી છે, તે મંત્રદેવતાનો આત્મા છે, એટલે મંત્ર પર મનોવૃત્તિ સ્થિર કરવી એ એનો ગૂઢાર્થ છે. અન્ય શબ્દોમાં કહીએ તો જે વસ્તુ જરૂરની નથી, તેને ભૂલી જવી અને જે વસ્તુ જરૂરની છે, તેના પર ચિત્તવૃત્તિ એકાગ્ર કરવી.

આ રીતે ચિત્તવૃત્તિ મંત્ર પર એકાગ્ર કર્યા પછી દ્રુત એટલે બહુ ઝડપથી નહિ અને વિલમ્બિત એટલે બહુ ધીમેથી પણ નહિ, એ રીતે અર્થાત્ સમગતિએ મંત્રપદોનું રટણ કરવું. તંત્રશાસ્ત્રોમાં કહ્યું છે કે જે અતિ ઝડપથી જપ કરે છે, તેના ધનનો નાશ થાય છે અને જે અતિશય

મંદ ગતિએ જપ કરે છે, તેને રોગ થાય છે, તેથી સમ-ગતિએ જપ કરવો હિતાવહ છે. અહીં મોતીની માળાનું ઉદાહરણ લક્ષમાં રાખવું. મોતીની માળામાં મોતીઓ એકબીજાને અડકીને રહેલાં હોય છે, તેમ મંત્રપદો એક પછી એક તરત જ બોલવાં, પણ તેની વચ્ચે અંતર રાખવું નહિ. બે મંત્રપદોના ઉચ્ચારણમાં અંતર પડે તો તેની ફલદાયકતા ઘટી જાય છે.

બીજા એક તંત્રકારે જપના છ નિયમો જણાવ્યા છે, તે પણ આપણે લક્ષ્યમાં રાખવા જેવા છે.

नोच्चैर्जपं च संकुर्याद् रहः कुर्यादतन्द्रितः ।
समाहितमनास्तूष्णीं मनसा वापि चिन्तयेत् ॥

(૧) જપ મોટેથી બોલીને કરવો નહિ.

પ્રણવમંત્રનો જપ મોટેથી બોલીને કરવામાં આવે છે, તેને અપવાદ સમજવો.

(૨) જપ એકાંતમાં કરવો.

જ્યાં કોઈની અવરજવર ન હોય તેને એકાંત સમજવી. આ રીતે વનપ્રદેશ, ગુફા, ખંડિયેર, મકાન તેમજ પોતાના મકાનના જે ભાગમાં ખાસ અવરજવર ન હોય તેવો ભાગ પસંદ કરી શકાય.

(૩) જપ અનિદ્રિત થઈને કરવો.

જે સ્થિતિમાં નિદ્રા આવે, ઝોકાં આવે, તે સ્થિતિમાં જપ ન કરતાં બાકીના સમયમાં જપ કરવો.

(૪) જપ સ્વસ્થ મનવાળા થઈને કરવો.

ચિંતા, ઉદ્વેગ, ઉતાવળ, વ્યગ્રતા વગેરેનો ત્યાગ કરવાથી મન સ્વસ્થ બને છે, એટલે જપ કરનારને મનની આ વૃત્તિઓને છોડવી જોઈએ.

(૫) જપ મૌનપૂર્વક કરવો.

જપ કરતી વખતે કંઈ પણ બોલવું નહિ.

(૬) જપ મનથી કરવો.

સામાન્ય રીતે જપ ઉપાંશુ કરવામાં આવે છે, પણ તે માત્ર મનોવૃત્તિથી થાય તે ઇચ્છવા યોગ્ય છે. ઉપાંશુ કરતાં માનસ જપનું ફલ હજારગણું વધારે મનાયેલું છે.

જપ એકાંત અને મૌનપૂર્વક કરવાથી ઘણો લાભ થાય છે. આ દિશામાં શ્રી મોટાએ પોતાના હરિ ૐ આશ્રમમાં ઘણા પ્રયોગો કરેલા છે.

જપ કરતી વખતે સ્વસ્તિકાસન, પદ્માસન, વીરાસન કે સિદ્ધાસન પસંદ કરવા યોગ્ય છે, પણ તે સિદ્ધ થયાં ન હોય તો માત્ર સુખાસને બેસીને એટલે પલાંઠી વાળીને પણ જપ કરી શકાય.

જપ કરતી વખતે મેરુદંડ સીધો રહે એ રીતે બેસવું. મેરુદંડ બરડાની વચ્ચે આવેલો છે, એટલે બરડો સીધો રાખવો એમ કહીએ તો પણ ચાલે.

જપ કરતી વખતે મસ્તક ઉન્નત રાખવું, એટલે કે એક બાજુ ઢળેલું રાખવું નહિ.

જપ કરતી વખતે આંખો અર્ધી મીંચેલી રાખવી અને દૃષ્ટિ નાકના અગ્રભાગ પર સ્થિર કરવી. જો આમ ન ફાવે તો આંખો મીંચેલી રાખવી.

જપ કરતી વખતે હોઠો ફફડાવવા નહિ. જપ કરતી વખતે જમણા હાથમાં માળા પકડવી અને તેને છાતી સન્મુખ લાવી પછી જપ કરવો. આ વખતે ડાબો હાથ ડાબા ઢીંચણ પર ખુલ્લો રાખવો અથવા અંગૂઠાને તર્જની આંગળી સાથે જોડવો અને બાકીની ત્રણ આંગળીઓ નીચે ઢળતી રાખવી કે જેને જ્ઞાનમુદ્રા કહેવામાં આવે છે. ×

નિત્ય નિયમિત જપ કરનારે ઉઠતાંની સાથે નામસ્મરણ કરવું, એટલે કે ભગવાનનું નામ યાદ કરવું. તેની સંખ્યાનો ખાસ નિયમ નથી, પણ તે ઓછામાં ઓછું સાત વાર અને શક્ય હોય તો એકસો આઠ (૧૦૮) વાર લેવું ઈચ્છનીય છે. ત્યારબાદ થોડી વાર ભગવાનનું ધ્યાન ધરવું, તેમાં ભગવાનનું જે સ્વરૂપ ઈષ્ટ હોય, તેનું ધ્યાન ધરી શકાય. દાખલા તરીકે જેમને રામ ઈષ્ટ હોય તે રામનું ધ્યાન ધરે, કૃષ્ણ ઇષ્ટ હોય તે કૃષ્ણનું ધ્યાન ધરે, શિવ કે શંકર ઇષ્ટ

---

× અંગૂઠા પછીની આંગળીને તર્જની, તેની પછીની આંગળીને મધ્યમા, તેની પછીની આંગળીને અનામિકા અને છેવટની આંગળીને કનિષ્ઠા કે કનિષ્ઠિકા કહેવામાં આવે છે. જપગણનામાં આંગળીઓનું આ જ્ઞાન જરૂરી છે, એટલે પાઠકોએ તેનો બરાબર ખ્યાલ રાખવો.

હોય તે શિવ કે શંકરનું ધ્યાન ધરે, ગણપતિ ઈષ્ટ હોય તે ગણપતિનું ધ્યાન ધરે, સૂર્ય ઈષ્ટ હોય તે સૂર્યનું ધ્યાન ધરે, જિન ઈષ્ટ હોય તે જિનનું ધ્યાન ધરે, બુદ્ધ ઈષ્ટ હોય તે બુદ્ધનું ધ્યાન ધરે, ઈશુ કે મહમ્મદ ઈષ્ટ હોય તે ઈશુ કે મહમ્મદનું ધ્યાન ધરે અથવા શક્તિનું કોઈ સ્વરૂપ ઈષ્ટ હોય તે તેનું ધ્યાન ધરે.

તે પછી જે મંત્રનો જપ ચાલતો હોય તેના મંત્રાક્ષરો હૃદયકમલમાં સ્થાપી તેનું ત્રણ વાર ધ્યાન ધરવું.

તે પછી મંત્રદાતા ગુરુનું સ્મરણ કરી તેમને ત્રણ વાર નમસ્કાર કરવા.

તે પછી શૌચ–સ્નાનાદિથી પરવારીને શુદ્ધવસ્ત્રો ધારણ કરવાં. તેમાં શાંતિ માટે શ્વેત વસ્ત્ર, આકર્ષણ તથા લોકપ્રિયતા માટે લાલ વસ્ત્ર અને લક્ષ્મીની વૃદ્ધિ તથા સ્થિરતા માટે પીળાં વસ્ત્રો ધારણ કરવાં ઈષ્ટ છે.

જેવાં રંગના વસ્ત્રો હોય તેવા જ રંગનું આસન રાખવું. આ આસન ઊનનું રાખવું જોઈએ. સુતરાઉ આસન પસંદ કરવા યોગ્ય નથી, કારણ કે તેથી ધનનો નાશ થાય છે.× લાકડાના પાટ કે પાટલા પર આસન બિછાવીને બેસવાનો પણ સંપ્રદાય છે.

આસન બીછાવતી વખતે ત્યાં જળથી કે કુંકુમથી ત્રિકોણ કરવો અને પછી 'ॐ ह्रीँ आधारशक्ति कमलासनाय

---

×वस्त्रासने च दारिद्रं, पाषाणे व्याधिपीडनम् ।

નમઃ ' એમ બોલી ત્રણ વાર નમસ્કાર કરવો. આ વસ્તુ સંપ્રદાયગત સમજવી.

જપ કરતી વખતે મુખ પૂર્વ કે ઉત્તરદિશા ભણી રાખવું. સૌભાગ્ય માટે પૂર્વ અને શાન્તિ માટે ઉત્તરદિશા ઈષ્ટ મનાયેલી છે.

જપ કરતી વખતે જે માળાનો ઉપયોગ કરવાનો હોય, તે અભિમંત્રિત કરેલી હોવી જોઈએ. તે ગુરુ કે કોઈ જાણકાર પાસે અભિમંત્રિત કરાવી લેવી. માળા અંગેનું વિશેષ વિવેચન તેના ખાસ પ્રકરણોમાં આવશે.

જપના આસન પર આવ્યા પછી પ્રથમ ભૂતશુદ્ધિ તથા પ્રાણાયામની ક્રિયા કરવી. અહીં સંપ્રદાય ભેદે આચમન, અંગન્યાસ, ભૂતશુદ્ધિ અને પ્રાણાયામ કરવાની પદ્ધતિ પણ છે.

તે પછી મંત્રદેવતાનું વિવિધ ઉપચારોથી પૂજન કરવું. અહીં મંત્રદેવતાની મૂર્તિ બનાવીને આસન પર પધરાવવાનું વિધાન છે. તંત્રકારોએ મંત્રસિદ્ધિ માટે મૂર્તિ-પૂજાની ખાસ આવશ્યકતા સ્વીકારી છે. વિવિધ ઉપચારોમાં પંચોપચાર, અષ્ટોપચાર, દશોપચાર, તથા તેથી અધિક ઉપચારોનું વિધાન છે. પંચોપચારમાં દીપ, ધૂપ, સુગંધી ચૂર્ણ, પુષ્પ અને ફલ કે નૈવેદ્ય સમજવાનાં છે. તાત્પર્ય કે મંત્રદેવતાનું પૂજન કરતી વખતે ઓછામાં ઓછી પાંચ વસ્તુઓનો ઉપયોગ કરવો જોઈએ. પ્રથમ ઘીનો દીપક અગટાવવો, ઘીના અભાવે તેલનો દીપક પણ ચાલી શકે. પછી દશાંગ ધૂપ કે એવો જ બીજો કોઈ સુગંધી વસ્તુનો

ધૂપ કરવો. ધૂપની વ્યવસ્થા ન હોય તો સુગંધી અગરબત્તી પ્રકટાવી શકાય. તે પણ એક જાતનો ધૂપ જ છે. તે પછી સુગંધી ચૂર્ણથી× દેવતાનું પૂજન કરવું. તેમને પુષ્પો ચડાવવાં અને તેમની આગળ સુંદર તાજાં ફળો કે નૈવેદ્ય મૂકવું. સુંદર તાજાં ફળોના અભાવે બદામ તથા નૈવેદ્યના અભાવે સાકરના ગાંગડા મૂકી શકાય. જ્યાં પંચોપચારની શક્યતા ન હોય ત્યાં દીપ તથા ધૂપનો તેમજ સુગંધી ચૂર્ણનો ઉપયોગ તો અવશ્ય કરવો જ જોઇએ.

મંત્રદેવતાનું પૂજન થયા પછી તેમની સ્તવના કરવી જોઇએ. તે અંગે સ્તોત્ર–સ્તવન ન આવડતું હોય તો ખાસ શ્લોક બોલવો જોઈએ.

ત્યારપછી મંત્રદેવતાનો નિયત સંખ્યામાં જપ કરવો જોઈએ.

જપ પૂર્ણ થતાં થોડીવાર મંત્રદેવતાનું ધ્યાન ધરવું જોઈએ. અહીં સંપ્રદાયભેદથી હોમ વગેરે ક્રિયાઓ પણ કરવામાં આવે છે. તે પછી મંત્રદેવતા તથા આસનને નમસ્કાર કરી જપસ્થાન છોડવું જોઈએ.

---

× જૈનોમાં આવા ચૂર્ણને વાસક્ષેપ કહે છે. દેવતાનાં પૂજનમાં તેનો બહોળો ઉપયોગ થાય છે.

[ ૨૬ ]

## કેટલાક નિષેધો

જેમ વિધિ જાણવાની જરૂર છે, તેમ નિષેધ જાણવાની પણ જરૂર છે. વિધિથી કરણીયતા કે કરવા યોગ્ય બાબતોનો ખ્યાલ આવે છે અને નિષેધથી અકરણીયતા કે ન કરવા યોગ્ય બાબતોનો ખ્યાલ આવે છે. આ બંને વસ્તુનો સ્પષ્ટ ખ્યાલ હોય તો જ કાર્ય વ્યવસ્થિત થાય છે અને તેનું પરિણામ સુંદર આવે છે, અન્યથા તેમાં ક્ષતિઓ કે ભૂલો થવાનો સંભવ છે કે જે કાર્યને બગાડી નાખે છે. જ્યાં કાર્ય બગડ્યું ત્યાં ઈષ્ટ–ધારેલું પરિણામ તો આવે જ ક્યાંથી? આથી શાસ્ત્રકારો વિધિની સાથે નિષેધનું પણ વર્ણન કરે છે અને એ રીતે સાધકોને અનેક પ્રકારની ભૂલોમાંથી બચાવી લે છે.

તંત્રકારોએ કહ્યું છે કે–

आलस्यं जृम्भणं निद्रां, क्षुतं निष्ठीवनं भयम् ।
नीचाङ्गस्पर्शनं कोपं, जपकाले विवर्जयेत् ॥

જપ કરતી વખતે નીચેની આઠ વસ્તુઓ કરવી નહિ:

(૧) આળસ મરડવી નહિ.

(૨) બગાસું ખાવું નહિ.

(૩) નિદ્રા કરવી નહિ, ઝોકાં ખાવાં નહિ.

(૪) છીંક ખાવી નહિ.

(૫) ખોંખારો ખાવો નહિ કે થૂંકવું નહિ.

(૬) ભયભીત થવું નહિ. કેટલાક મંત્રનો જપ કરતાં સર્પ દેખાય છે, ભૂત–પ્રેતાદિનાં દર્શન થાય છે તથા અંતરિક્ષમાંથી ખડખડાટ હાસ્ય કે એવી જાતના અવાજો સંભળાય છે, પણ જપસાધકે તેથી ભય પામવાનો નથી. જે ભયભીત થાય છે, તેની સાધના છૂટી જાય છે અને તે નિમિત્તે જે શ્રમ કર્યો હોય તથા સમયનો ભોગ આપ્યો હોય, તે નિરર્થક થાય છે.

(૭) નાભિથી નીચેનાં અંગોને સ્પર્શ કરવો નહિ. ખરજ કે અન્ય કારણે ખણવાની ટેવ પડી હોય તેણે આ બાબતમાં ખાસ સાવધાની રાખવાની છે. નાભિથી નીચેનાં અંગોને સ્પર્શ કરતાં હાથ અપવિત્ર બને છે, પછી તેનાથી દેવપૂજા, માળા ગણવી વગેરે કાર્યો શુદ્ધ સ્વરૂપે થઈ શકતાં નથી.

(૮) કોઈ પર ક્રોધ કરવો નહિ. ક્રોધ કરતાં મનમાં ક્ષોભ થાય છે, મનની સ્વસ્થતા તૂટે છે, તેથી જપ

યથાર્થપણે થઈ શકતો નથી, તેથી ક્રોધ કરવાનો નિષેધ છે.

તંત્રકારોએ બીજા પણ કેટલાક નિષેધો ફરમાવ્યા છે, જેમકે :-

(૯) શીવેલાં વસ્ત્રો પહેરીને મંત્રજપ કરવો નહિ. મૂલ વિધિ એવો છે કે જપ કરતી વખતે ધોતિયું પહેરવું અને ઉપર ઉત્તરાસંગ નાખવું કે શાલ ઓઢવી. આ પ્રકારનાં વસ્ત્રો પહેરવાથી શરીરની સ્ફુર્તિ જળવાઈ રહે છે અને જપ સારી રીતે થાય છે. આપણા દેશની સ્ત્રીઓનો સાડી, ચણિયા વગેરેનો પોશાક પણ જપસાધના માટે અનુકૂળ છે. પરંતુ શીવેલાં વસ્ત્રોથી અંગ અકડાય છે અને જોઈએ તેવી સ્ફુર્તિ રહેતી નથી. વળી તે ચપોચપ હોય તો બેસવું યે મુશ્કેલ થઇ પડે છે. દાખલા તરીકે પેન્ટ પહેર્યું હોય અને પલાંઠી વાળીને બેસવું હોય તો ફાવતું નથી. એમ છતાં બેસવા જાય તો પેન્ટ ફાટે છે તથા અગવડ ઊભી થાય છે.

અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે બાળક-બાળિકાઓને જપનો સંસ્કાર પાડવો હોય તો તેમના વર્તમાન પોશાકમાં પણ જપ કરાવી શકાય. જપથી વંચિત રહે તેના કરતાં વસ્ત્રની થોડી છૂટ ભલે ભોગવે. જ્યારે તે જપનું રહસ્ય બરાબર સમજતા થશે, ત્યારે શીવેલાં વસ્ત્રોનો ત્યાગ કરીને છૂટાં વસ્ત્રો ધારણ કરશે.

(૧૦) નગ્ન થઈને મંત્રજપ કરવો નહિ.

(૧૧) વાળ ખુલ્લા રાખીને મંત્રજપ કરવો નહિ. આ નિયમ ખાસ કરીને સ્ત્રીઓને લાગુ પડે છે. તેમણે પોતાના વાળ ઓળીને–અંબોડો બાંધીને પછી જ જપમાં બેસવું. આજે તો વિદ્યાર્થીઓ અને યુવાનો પણ લાંબા વાળ રાખતા થઈ ગયા છે અને તે ઘડી ઘડી મોઢા પર આવે છે, એટલે તેમણે પણ જપ કરતી વખતે વાળને સરખા કરી લેવા જોઈએ અને આગળ ન આવે તેવી વ્યવસ્થા કરવી જોઈએ. આ વ્યવસ્થા કેમ કરવી? તે તેમણે વિચારવાનું છે.

(૧૨) શરીર કે હાથ અપવિત્ર હોય ત્યારે જપ કરવો નહિ. સંભોગ કે શૌચ કર્યા પછીનું શરીર અપવિત્ર ગણાય છે. વળી તેને કોઈ નીચકર્મ કરનારનો સ્પર્શ થયો હોય તો પણ અપવિત્ર ગણાય છે. તે જ રીતે હાથ લોહી–પરુ વગેરેથી ખરડાયેલો હોય કે કોઈ ગંદા પદાર્થોને અડકયો હોય કે તેનાથી ન કરવાનું કામ કરેલું હોય તો પણ અપવિત્ર ગણાય છે. આ સંયોગોમાં સ્નાન કરીને તથા હાથને બરાબર ધોઈને પછી જ જપક્રિયા કરવી જોઈએ.

(૧૩) વાતો કરતાં મંત્રજપ કરવો નહિ. એક બાજુ વાતો ચાલતી હોય અને બીજી બાજુ હાથમાં રહેલી માળા ફેરવાતી હોય ત્યાં જપ યથાર્થપણે થાય શી રીતે? એટલે વાતો કરતાં જપ કરવાનો નિષેધ છે.

(૧૪) આસન બિછાવ્યા વિના મંત્રજપ કરવો નહિ. જપના પ્રકાર અનુસાર બેસવાના આસનની પસંદગી કરવાની હોય છે અને તે વિધિપૂર્વક બિછાવવાનું હોય છે કે જેનું વર્ણન પૂર્વ પ્રકરણમાં થઈ ગયું છે. આસન બિછાવ્યા વિના ગમે ત્યાં બેસી જઈને જપ કરીએ તો એ વાસ્તવિક જપની ગણનામાં આવે નહિ.

અહીં એ પણ સ્પષ્ટતા કરી દઈએ કે જપસાધના માટે જે આસન પસંદ કર્યું હોય તેને ખાસ કારણ વિના બદલવું નહિ કે બીજા કોઈને તેનો ઉપયોગ કરવા દેવો નહિ. જે આસન નિત્ય વપરાય છે, તે આપણી શુભ ભાવનાઓથી પવિત્ર બને છે. આ આસન બદલી નાખીએ તો એકડે એકથી ઘૂંટવા જેવું થાય છે અને બીજાને વાપરવા આપતાં તેની પવિત્રતા શંકાસ્પદ બને છે.

અહીં એટલું જાણી લેવું જરૂરનું છે કે દરેક મનુષ્યના શરીરમાંથી પરમાણુઓનો પ્રવાહ વહે છે અને તેની વાસના અનુસાર તેની સારી કે ખોટી અસર થાય છે. ‘જે આસન પર સ્ત્રી બેઠેલી હોય, ત્યાં બે ઘડી સુધી બ્રહ્મચારીએ બેસવું નહિ’ એવો આદેશ શાસ્ત્રોમાં થયેલો છે. તેની પાછળ પણ આ જ હેતુ રહેલો છે. તાત્પર્ય કે આસનશુદ્ધિ એ પણ જપસાધનાનું મહત્ત્વનું અંગ છે.

(૧૫) બહાર જવાની ઉતાવળ હોય તે વખતે મંત્રજપ કરવો નહિ, કારણ કે તે વખતે મન એકાગ્ર થવાનો



સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રના
સન્નિષ્ઠ કાર્યકર
શ્રીમાન્ દામોદરદાસ કરસનદાસ શાહ,
જેમણે
આ ગ્રંથની આવશ્યકતા સ્વીકારી સુંદર
પ્રોત્સાહન આપ્યું છે.

સંભવ ઘણો ઓછો છે અને દ્રુતાદિ દોષો આવી જવાની પૂરી સંભાવના છે. (ખૂબ ઝડપે જપ કરવો એ દ્રુતદોષ છે.)

(૧૬) રોજની ટેવ પ્રમાણે સૂવાનો સમય થયો હોય, ત્યારે મંત્રજપ કરવો નહિ, કારણ કે એ વખતે ઝોકાં આવવાનો તથા નિદ્રાધીન થઇ જવાનો સંભવ છે. તેની પહેલાંનો કલાક–સવા કલાક જેટલો સમય જપ માટે પસંદ કરી શકાય.

(૧૭) ભોજનનો સમય થઈ ગયો હોય, ત્યારે જપ કરવો નહિ, કારણ કે તે વખતે મન વ્યગ્ર હોય છે.

(૧૮) ભોજન કર્યાં પછી તરત પણ જપમાં બેસવું નહિ, કારણ કે તે વખતે બગાસાં આવવાનો તથા શરીર ભારે થઇ જતાં મન અસ્વસ્થ થઇ જવાનો સંભવ છે. ભોજન કર્યાં પછી એક કલાકે જપ કરવો હોય તો કરી શકાય.

(૧૯) માર્ગમાં બેસીને જપ કરવો નહિ, કારણ કે ત્યાં થતી અવરજવરથી મનમાં વિક્ષેપ થાય છે અને ગમે ત્યારે ઉઠવું પડે છે. ‘બેસીએ જોઈ, ઉઠાડે ન કોઈ’ એ ન્યાયે પણ માર્ગમાં બેસીને જપ કરવો ઉચિત નથી.

(૨૦) ચામડાનાં જોડાં કે ચંપલ પહેરીને તથા ચામડાંની કોઈ વસ્તુ પાસે રાખીને મંત્રજપ કરવો નહિ. ચામડાંને અપવિત્ર માનીને આ નિષેધ ફરમાવેલો છે. આપણાં મંદિરો કે ધર્મસ્થાનકોમાં પણ આ જ કારણે જોડાં કે ચંપલ પહેરીને જવાનો નિષેધ હોય છે. વળી ચામડાંની કોઈ વસ્તુ પાસે હોય તો તે બહાર મૂકવી પડે છે.

(૨૧) પગ લાંબા પસારીને મંત્રજપ કરવો નહિ. મંત્રજપ કરતી વખતે કાયાને આસનબદ્ધ કરવાની છે અને તે માટે સ્વસ્તિકાદિ અન્ય આસનો ન આવડે તો સુખાસનનો આશ્રય તો લેવાનો જ છે. પગ લાંબા પસારીને બેસતાં આસનબદ્ધતા રહેતી નથી, તેમજ મન પણ જોઈએ તેવું એકાગ્ર થતું નથી.

(૨૨) ઉભડક બેસીને મંત્રજપ કરવો નહિ, કારણ કે શરીર એ સ્થિતિમાં લાંબો સમય રહી શકતું નથી. સુખપૂર્વક લાંબો સમય બેસી શકાય એવું આસન જ મંત્રજપમાં ઇષ્ટ મનાયેલું છે.

(૨૩) ચાલતાં ચાલતાં મંત્રજપ કરવો નહિ. ચાલતી વખતે રસ્તા પર નજર રાખવાની જરૂર રહે છે, એટલે મંત્રજપમાં ધ્યાન રહે નહિ. જો મંત્રજપમાં ધ્યાન રાખીને ચાલવામાં આવે તો ચાલવાની ક્રિયા બરાબર થાય નહિ. પરિણામે પગ આડોઅવળો પડે, મચકોડાઈ જાય કે ખાડામાં પડવાનો પ્રસંગ આવે, તેથી આ પ્રકારનો નિષેધ ફરમાવેલો છે.

કેટલાક સંપ્રદાયોમાં માથું તથા હાથ ઢાંક્યા વિના મંત્રજપ કરવાનો નિષેધ છે અને તેથી તેઓ જપ કરતી વખતે માથે કપડું ઢાંકે છે તથા ગૌમુખીનો ઉપયોગ કરે છે.

જપના આ વિધિ-નિષેધનો ખ્યાલ રાખીને મંત્રજપ કરવામાં આવશે તો તે યથાર્થપણે થશે અને ટૂંક સમયમાં જ તેનો પ્રભાવ દેખાડશે.

[ ૨૭ ]

## જપસંખ્યા

ભારતમાંથી અમેરિકા જવું હોય તો અમુક અંતર કાપવું પડે છે; અથવા જમીનમાંથી પાણી મેળવવું હોય તો અમુક ઊંડાણુ સુધી ખોદકામ કરવું પડે છે. તે જ રીતે કોઈપણ મંત્રની સિદ્ધિ મેળવવી હોય તો તેનો અમુક સંખ્યામાં જપ કરવો પડે છે. અન્ય શબ્દોમાં કહીએ તો જ્યાં સુધી કોઈપણ મંત્રની નિયત જપસંખ્યા પૂરી કરવામાં ન આવે ત્યાં સુધી તેમાં સિદ્ધિ સાંપડતી નથી અને અપેક્ષિત ફલ મળતું નથી. અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે કોઈપણ સાત્ત્વિક મંત્રનો જપ શરૂ કરતાં અમુક લાભો થવા માંડે છે, પણ તેની સિદ્ધિ તો નિયત જપસંખ્યા પૂરી થાય ત્યારે જ સાંપડે છે. એટલે જપસાધકે નિયત જપસંખ્યા પૂરી કરવા તરફ ખાસ લક્ષ્ય આપવું જોઈએ. નિયત જપસંખ્યા પૂરી કરવી તેને પુરશ્ચરણ કર્યું કહેવાય છે.

કયા મંત્રનો કેટલો જપ કરવો? તે તેના વિધિ, આમ્નાય કે કલ્પમાં દર્શાવેલું હોય છે અને તેને જ આપણે

છેવટનો શબ્દ માનવાનો છે; કારણ કે આ બાબતમાં પ્રયોગો કરીને આપણે પોતે નિર્ણય કરી શકીએ એમ નથી. વિધિ, આમ્નાય કે કલ્પમાં જે જપસંખ્યા દર્શાવી હોય છે, તે ઘણા અનુભવ પછી, તેમજ મંત્ર દ્રષ્ટાએ પોતાની આર્ષદૃષ્ટિનો ઉપયોગ કરીને જણાવેલી હોય છે.

કોઈ પણ દેવી-દેવતાનો જપ લાખ-સવા લાખથી તો ઓછો કરવાનો હોતો નથી. આગળ વધીને તે ક્રોડ-સવા ક્રોડ સુધી પહોંચે છે, એટલે જપસાધના શરૂ કરતાં પહેલાં પોતે કેટલી જપસંખ્યા કરી શકશે? તેનો પાકો નિર્ણય કરી લેવો. જપસાધનાના પ્રારંભમાં 'હું મારા શ્રેયાર્થે અમુક જપસંખ્યા કરીશ' એવો સંકલ્પ કરવો પડે છે અને એક વાર સંકલ્પ કર્યો કે પછી તેમાં ફેરફાર થઈ શકતો નથી કે તેને તોડી શકાતો નથી. જો સંકલ્પ કર્યા પછી તેને તોડવામાં આવે તો મહા દોષ લાગે છે અને તે માટે જે શ્રમ તથા સમયવ્યય કરેલો હોય, તે નિષ્ફળ જાય છે.

અમુક જપસંખ્યા પૂરી કરવી હોય, તો તે કેટલા સમયમાં પૂરી કરવી જોઈએ? એ પણ જાણી લેવું જોઈએ, અન્યથા નિત્ય કેટલો જપ કરવો? તેનો યથાર્થ નિર્ણય થઈ શકે નહિ. દાખલા તરીકે ૨૧ દિવસમાં ૧,૨૫,૦૦૦ જપ-સંખ્યા પૂરી કરવાની છે, તો રોજના લગભગ ૬૦૦૦ જપ કરવા જોઈએ. જો અહીં સમયની મર્યાદા નિયત હોય તો તેમાં કંઈ ફેરફાર કરી શકાતો નથી, એટલે કે રોજના ૬૦૦૦ જપ કરવા આવશ્યક બને છે. પરંતુ સમયની તેવી

મર્યાદા નિયત ન હોય તો પોતાની અનુકૂલતા મુજબ રોજની જપસંખ્યા નિયત કરી શકાય છે. દાખલા તરીકે શ્રીપદ્માવતી દેવીનો મંત્રજપ કરવાનો છે, તેની જપસંખ્યા ૧,૨૫,૦૦૦ છે. હવે ત્યાં સમયની મર્યાદા નથી, તો રોજના ૫૦૦; ૧૦૦૦, ૨૦૦૦ કે અનુકૂલતા મુજબની એવી જ સંખ્યા નક્કી કરી શકાય.

અહીં એક સ્પષ્ટતા જરૂરી છે કે જે જપ નિત્ય અને નિયમિત કરવામાં આવે છે, તે શીઘ્ર ફલદાયી બને છે, તેથી જેટલો જપ કરવાનો નિર્ણય કર્યો હોય, તેટલો જપ નિત્ય એટલે પ્રતિદિન–એક પણ ખાડો પાડયા વિના કરવો જોઈએ અને તે નિયમિત એટલે રોજના સમયે જ કરવો જોઈએ.

અનુભવીઓનું કહેવું છે કે રોજ નિયત સ્થાને અને નિયત સમયે જપ કરતાં ત્યાં દૈવી શક્તિ હાજર થાય છે અને તે આપણા પર કૃપા વરસાવે છે. જો દિવસના ખાડા પાડીએ કે સ્થાન અને સમયમાં પરિવર્તન કરીએ તો એ દૈવી શક્તિનો લાભ આપણને મળી શકતો નથી.

માંદગી કે અકસ્માત આદિ કારણોએ જપમાં ખાડો પડે તો બાકીના દિવસોમાં જપસંખ્યા વધારીને તેની સંખ્યા પૂરી કરી શકાય છે.

જપ એ જીવન-સંસ્કરણની–જીવન–વિકાસની–જીવન–શુદ્ધિની ક્રિયા છે, એમ માની તેનો સ્વીકાર કરનારા તો કદી તેમાં ખાડો કરતા નથી કે સ્થાન–સમયનું પરિવર્તન

કરતા નથી. તેમને એ જ પરિસ્થિતિમાં જપ કરતાં ખૂબ આનંદ આવે છે અને તેનું સાતત્ય જીવનપર્યંત જાળવી રાખે છે. આવાઓને માટે જપસંખ્યાનો નિયમ નથી, પરંતુ જેઓ દેવી–દેવતાને પ્રસન્ન કરવા ચાહે છે અને તેમના દ્વારા અમુક ફલની અપેક્ષા રાખે છે, તેમણે જપસંખ્યાનો પૂરો ખ્યાલ રાખવાનો છે.

'કેટલો જપ થયો ?' તે ગણતરી કર્યા વિના સમજાતું નથી, એટલે જપની સંખ્યા ગણવી જરૂરી બને છે. તે અંગે અગ્નિપુરાણમાં કહ્યું છે કે 'ગણતરી વિનાના જપ અફળ છે.' બીજા એક તંત્રગ્રંથમાં કહ્યું છે કે 'ગણતરી વિના થયેલા જપનું ફલ રાક્ષસો ગ્રહણ કરે છે. તેથી સાધકને ફલ મળતું નથી.' તાત્પર્ય કે જપસાધકે જપની સંખ્યાની ગણતરી અવશ્ય કરવી જોઈએ.

'જપની ગણતરી કેવી રીતે કરવી ?' એ પણ એક પ્રશ્ન છે. જપ કરતાં જઈએ અને તેની સંખ્યા ગણતાં જઈએ એ તો બને નહિ. એમાં તો સંખ્યાનો પણ જપ થઈ જાય અને વસ્તુનું સ્વરૂપ બદલાઇ જાય, તેથી મંત્રવિશારદોએ માલાનું સાધન નક્કી કરેલું છે. માલા જેમ આભૂષણોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે, તેમ જપસાધનામાં પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. અલબત્ત, આ બંનેનું સ્વરૂપ જુદા પ્રકારનું છે.

આપણો સામાન્ય સંસ્કાર એવો છે કે 'માલા વડે જપ કરી શકાય' એટલે તે સંબંધી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. પરંતુ માલા ત્રણ પ્રકારની છે : (૧)

વર્ણમાલા, (૨) કરમાલા, (૩) અક્ષમાલા (મણકાની માલા). તેના વડે જપની ગણતરી કેવી રીતે કરી શકાય? તે જાણવા જેવું હોવાથી હવે પછીના પ્રકરણોમાં તેનું વિવેચન કરવામાં આવ્યું છે.

જપની સંખ્યા ગણવા માટે ૧૦૦—સોની સંખ્યા વધારે અનુકૂળ છે, પણ તેમાં ભૂલ–ચૂક કે માનસિક વ્યવધાનના ૮ જપ વધારે ઉમેરી તેની સંખ્યા ૧૦૮ કરવામાં આવે છે. એક માળા એટલે ૧૦૮ જપ એ તેનો મુખ્ય વ્યવહાર છે, પણ તેમાં ગણતરી તો ૧૦૦ જપની જ થાય છે. એટલે ૧૦ માળા ફેરવીએ તો ૧૦૮૦ નહિ પણ ૧૦૦૦ જપ ગણાય છે અને ૨૦ માળા ફેરવીએ તો ૨૧૬૦ નહિ પણ ૨૦૦૦ જપ ગણાય છે. ઘણા માણસો ૧૦૮ માળાની સંખ્યાથી જપની ગણતરી કરે છે, એટલે આટલી સ્પષ્ટતા કરવી ઉચિત માની છે. ×

---

× 'જપસંખ્યા નક્કી કરવા માટે ઘડિયાળનો ઉપયોગ થઈ શકે કે નહિ?' આવો પ્રશ્ન પૂછાઇ રહ્યો છે. તેમના કહેવાનો ભાવાર્થ એમ છે કે આપણી સામે ઘડિયાળ રાખી પંદર મીનીટ સુધી જપ કરીએ અને એ જાણી લઇએ કે તેમાં કેટલા જપ થયા? પછી જપસંખ્યા ગણવાને બદલે ઘડિયાળના કાંટા જ જોઇ લેવા, એટલે કેટલો જપ થયો તેની ખબર પડે. દાખલા તરીકે પંદર મિનીટમાં ૧૦૦૦ જપ થયા હોય તો એક કલાકમાં ૪૦૦૦ જપ થયાનું માની શકાય પણ આપણા મનની સ્થિતિ જોતાં એ ગણતરી યથાર્થ થઇ શકે નહિ. પ્રથમ પંદર મિનીટમાં ૧૦૦૦ જપ થયા હોય તો બીજી, ત્રીજી કે ચોથી પંદર મિનીટમાં પણ તેટલા જ જપ થતા નથી. તેમાં વધારો કે ઘટારો અવશ્ય થાય છે, તેથી જપની પાકી ગણતરી કરવી હોય તો આગલના પ્રકરણમાં જે પદ્ધતિઓ બતાવી છે, તે જ કામે લગાડવી યોગ્ય છે.

[ २८ ]

## વર્ણમાલા વડે જપગણતરી

વર્ણમાતૃકાના તમામ વર્ણો તથા ક્ષકારનો આધાર લઈને જપની ગણતરી કરવી તેને વર્ણમાલા કહેવામાં આવે છે. તેની રીત એવી છે કે દરેક વર્ણને અનુસ્વારથી યુક્ત કરવો અને તેને મંત્રના છેડે લગાડવો, ત્યારબાદ क्ष ને क्षं કરી તેનો મેરુ બનાવવો. આ રીતે સીધી આવૃત્તિ એટલે લોમક્રમથી ૫૦ જપ થાય. વર્ણમાતૃકામાં ૧૬ સ્વરો છે, ૩૩ વ્યંજનો છે અને તેમાં ળ ઉમેરતાં ૩૪ વ્યંજનો થાય છે, એ રીતે કુલ ૫૦ વર્ણ હોવાથી જપની સંખ્યા ૫૦ની થાય. તેમાં क्षं મેરુરૂપ હોવાથી તેની ગણતરી થતી નથી. હવે આ જ વર્ણોની વિલોમક્રમે એટલે ઉલટી આવૃત્તિ કરીએ તો બીજા ૫૦ જપ થાય. એ રીતે કુલ ૧૦૦ જપ થાય. અને ત્યાર પછી अ क च ट त प य श એ અષ્ટવર્ગના દરેક વર્ણનો ઉપરની રીતે એટલે અનુસ્વાર લગાડીને ઉપયોગ કરતાં જપ-સંખ્યા ૧૦૮ની થાય. એક દાખલો લેવાથી આ વસ્તુ વધારે સ્ફુટ થશે.

ધારો કે આપણે 'ॐ नमः शिवाय' મંત્રનો વર્ણ-માલા વડે જપ કરવો છે, તો તે આ પ્રમાણે થશે :(અહીં આગળની જે સંખ્યા લખી છે, તે પાઠકોની જાણ માટે સમજવી.)

| | | | |
|---|---|---|---|
| (૧) | ॐ नमः शिवाय | अँ | સ્વર |
| (૨) | ,, | आँ | ,, |
| (૩) | ,, | इँ | ,, |
| (૪) | ,, | ईँ | ,, |
| (૫) | ,, | उँ | ,, |
| (૬) | ,, | ऊँ | ,, |
| (૭) | ,, | ऋँ | ,, |
| (૮) | ,, | ॠँ | ,, |
| (૯) | ,, | ऌँ | ,, |
| (૧૦) | ,, | ॡँ | ,, |
| (૧૧) | ,, | एँ | ,, |
| (૧૨) | ,, | ऐँ | ,, |
| (૧૩) | ,, | ओँ | ,, |
| (૧૪) | ,, | औँ | ,, |
| (૧૫) | ,, | अँ | ,, |
| (૧૬) | ,, | अः | ,, અહીં અનુસ્વાર લગાડવો નહિ. |
| | | | વ્યંજન |
| (૧૭) | ,, | कँ | |
| (૧૮) | ,, | खँ | ,, |

| | | | |
|---|---|---|---|
| (૧૯) | ॐ नमः शिवाय | गँ | વ્યંજન |
| (૨૦) | ,, | घँ | ,, |
| (૨૧) | ,, | ङँ | ,, |
| (૨૨) | ,, | चँ | ,, |
| (૨૩) | ,, | छँ | ,, |
| (૨૪) | ,, | जँ | ,, |
| (૨૫) | ,, | झँ | ,, |
| (૨૬) | ,, | ञँ | ,, |
| (૨૭) | ,, | टँ | ,, |
| (૨૮) | ,, | ठँ | ,, |
| (૨૯) | ,, | डँ | ,, |
| (૩૦) | ,, | ढँ | ,, |
| (૩૧) | ,, | णँ | ,, |
| (૩૨) | ,, | तँ | ,, |
| (૩૩) | ,, | थँ | ,, |
| (૩૪) | ,, | दँ | ,, |
| (૩૫) | ,, | धँ | ,, |
| (૩૬) | ,, | नँ | ,, |
| (૩૭) | ,, | पँ | ,, |
| (૩૮) | ,, | फँ | ,, |
| (૩૯) | ,, | बँ | ,, |
| (૪૦) | ,, | भँ | ,, |
| (૪૧) | ,, | मँ | ,, |

| | | | |
|---|---|---|---|
| (૪૨) | ॐ नमः शिवाय | यँ | વ્યંજન |
| (૪૩) | ,, | रँ | ,, |
| (૪૪) | ,, | लँ | ,, |
| (૪૫) | ,, | वँ | ,, |
| (૪૬) | ,, | शँ | ,, |
| (૪૭) | ,, | षँ | ,, |
| (૪૮) | ,, | सँ | ,, |
| (૪૯) | ,, | हँ | ,, |
| (૫૦) | ,, | ळँ | ,, |
| | ,, | क्षँ | મેરુ—આની ગણતરી થતી નથી. |
| (૫૧) | ,, | ळँ | વ્યંજન |
| (૫૨) | ,, | हँ | ,, |
| (૫૩) | ,, | सँ | ,, |
| (૫૪) | ,, | षँ | ,, |
| (૫૫) | ,, | शँ | ,, |
| (૫૬) | ,, | वँ | ,, |
| (૫૭) | ,, | लँ | ,, |
| (૫૮) | ,, | रँ | ,, |
| (૫૯) | ,, | यँ | ,, |
| (૬૦) | ,, | मँ | ,, |
| (૬૧) | ,, | भँ | ,, |
| (૬૨) | ,, | बँ | ,, |

| | | | |
|---|---|---|---|
| (૬૩) | ॐ नमः शिवाय | फँ | વ્યંજન |
| (૬૪) | ,, | पँ | ,, |
| (૬૫) | ,, | नँ | ,, |
| (૬૬) | ,, | धँ | ,, |
| (૬૭) | ,, | दँ | ,, |
| (૬૮) | ,, | थँ | ,, |
| (૬૯) | ,, | तँ | ,, |
| (૭૦) | ,, | णँ | ,, |
| (૭૧) | ,, | ढँ | ,, |
| (૭૨) | ,, | डँ | ,, |
| (૭૩) | ,, | ठँ | ,, |
| (૭૪) | ,, | टँ | ,, |
| (૭૫) | ,, | ञँ | ,, |
| (૭૬) | ,, | झँ | ,, |
| (૭૭) | ,, | जँ | ,, |
| (૭૮) | ,, | छँ | ,, |
| (૭૯) | ,, | चँ | ,, |
| (૮૦) | ,, | ङँ | ,, |
| (૮૧) | ,, | घँ | ,, |
| (૮૨) | ,, | गँ | ,, |
| (૮૩) | ,, | खँ | ,, |
| (૮૪) | ,, | कँ | ,, |
| (૮૫) | ,, | अः | સ્વર |
| (૮૬) | ,, | अँ | ,, |

| | | | |
|---|---|---|---|
| (૮૭) | ॐ नमः शिवाय | औँ | સ્વર |
| (૮૮) | ,, | ओँ | ,, |
| (૮૯) | ,, | ऐँ | ,, |
| (૯૦) | ,, | एँ | ,, |
| (૯૧) | ,, | ॡँ | ,, |
| (૯૨) | ,, | ऌँ | ,, |
| (૯૩) | ,, | ॠँ | ,, |
| (૯૪) | ,, | ऋँ | ,, |
| (૯૫) | ,, | ऊँ | ,, |
| (૯૬) | ,, | उँ | ,, |
| (૯૭) | ,, | ईँ | ,, |
| (૯૮) | ,, | इँ | ,, |
| (૯૯) | ,, | आँ | ,, |
| (૧૦૦) | ,, | अँ | ,, |
| (૧૦૧) | ,, | अँ | અષ્ટવર્ગ |
| (૧૦૨) | ,, | कँ | ,, |
| (૧૦૩) | ,, | चँ | ,, |
| (૧૦૪) | ,, | टँ | ,, |
| (૧૦૫) | ,, | तँ | ,, |
| (૧૦૬) | ,, | पँ | ,, |
| (૧૦૭) | ,, | यँ | ,, |
| (૧૦૮) | ,, | शँ | ,, |

આ રીતે જપ કરતાં વર્ણમાતૃકાનો પણ જપ થાય.

છે કે જે મંત્રશક્તિને જાગૃત કરવામાં અતિ ઉપયોગી મનાયેલ છે.

સામાન્ય સાધકો આ વર્ણમાલાનો ઉપયોગ કરી શકે નહિ, પણ વિશિષ્ટ અધિકારીઓ તેનો ઉપયોગ કરી લાભાન્વિત થઈ શકે છે.

આજે તો પરિસ્થિતિ એવી છે કે આપણી આ પવિત્ર વર્ણમાતૃકાના અક્ષરો જેને સુશિક્ષિત કહીએ તે પણ પૂરેપૂરા બોલી શકતા નથી. બે વર્ષ પહેલાં એક ધાર્મિક શિક્ષણ શિબિર કે જેમાં મેટ્રીક ભણેલા અને તે ઉપરના વિદ્યાર્થીઓ ભાગ લઈ રહ્યા હતા, ત્યાં અમે પ્રાસંગિક વર્ણમાતૃકાના વર્ણો–અક્ષરો બોલવાનું એક વિદ્યાર્થીને કહ્યું, ત્યારે તે માથું ખજવાળવા લાગ્યો. બીજાને પૂછ્યું, ત્યારે તેણે નીચું જોયું. આ રીતે ચાર–પાંચ વિદ્યાર્થીઓને પૂછ્યું, પણ કોઈએ તેનો સંતોષકારક ઉત્તર આપ્યો નહિ. અમે કહ્યું: 'આ દશા?' ત્યારે એક વિદ્યાર્થીએ કહ્યું: 'સાહેબ! આજે તો ઇંગ્લીશ મિડિયમ એટલે અંગરેજીના માધ્યમ દ્વારા પ્રારંભથી શિક્ષણ અપાય છે, એટલે ગુજરાતી કક્કો બોલવામાં પણ મુશ્કેલી પડે છે, ત્યાં સંસ્કૃત ભાષાની વર્ણમાતૃકા તો આવડે જ ક્યાંથી?' અમે એ વાત છોડી બીજા વિષય પર ગયા, પણ અમારા મનમાં ખેદનો પાર રહ્યો નહિ. આજની શિક્ષણપ્રથાનાં ભાવી પ્રજા પર આવતાં પરિણામો ખરેખર! અત્યંત ખેદજનક છે. તેમાં ઈશ્વર, ધર્મ, પ્રાર્થના આદિ સંબંધી ખાસ કંઈ આવતું જ નથી. થોડા નીતિના

પાઠો આવે છે, પણ નીતિનો પાયો ધર્મ છે. ધર્મથી રહિત નીતિનાં મૂળ જીવનમાં રોપાય શી રીતે? આપણા દેશની ધર્મનિરપેક્ષ રાજનીતિએ લગભગ ધર્મરહિત અવસ્થા સર્જી છે અને તેનાં ભયંકર પરિણામો આપણી સામે આવી રહ્યાં છે. આજે જપ-ધ્યાનાદિ પ્રવૃત્તિ પ્રત્યે વિમુખતા પ્રવર્તે છે, તેના મૂળમાં પણ આ જ વસ્તુ રહેલી છે.

અમે ઇચ્છીએ છીએ કે લોકો ધર્મ, અધ્યાત્મ, યોગ આદિની મહત્તા સમજતા થાય અને જપ-ધ્યાનાદિ જેવી ઉત્તમ ક્રિયાઓને પોતાના જીવનમાં વણી દિવ્ય જીવનનો સાક્ષાત્કાર કરે.

[૨૯]

## કરમાલા વડે જપગણતરી

કર એટલે હાથ. તેની આંગળીઓના વેઢાનો ઉપયોગ કરીને જપસંખ્યાની ગણતરી કરવી એ કરમાલા કહેવાય છે. આ એક સ્વાભાવિક સાધન છે, એટલે સર્વે સાધકો તેનો સારી રીતે ઉપયોગ કરી શકે એમ છે.

કરમાલા વડે જપ કરવાનો સામાન્ય નિયમ એવો છે કે જપ કરતી વખતે હથેળી જરા સંકોચવી જોઈએ અને હાથનાં આંગળાં થોડાં વાંકાં રાખવાં જોઈએ તથા પ્રત્યેક આંગળી એકબીજા સાથે જોડાયેલી રાખવી જોઈએ. તાત્પર્ય કે બે આંગળીઓ વચ્ચે અંતર રાખવું જોઈએ નહિ. જો આંગળીઓ વચ્ચે અંતર રાખવામાં આવે તો તેમાંથી જપ નીકળી જાય છે, એમ અનુભવીઓનું કહેવું છે.

કરમાલા વડે જપ કરતાં બંને હાથો હૃદય સમક્ષ રાખવા જોઈએ, તેમાં જમણા હાથે જપ કરવો અને ડાબા હાથના અંગૂઠાથી તેની ગણના કરવી. હાથની દરેક આંગળીનું

વિશિષ્ટ નામ છે, એ વસ્તુ આગળ કહેવાઈ ગઈ છે, છતાં અહીં તેનું પુનઃ સ્મરણ કરાવવું ઉચિત સમજીએ છીએ.

આપણે હૃદય સન્મુખ બંને હાથો રાખીએ ત્યારે આંગળીઓનો ક્રમ આ પ્રમાણે આવે છે:

ડાબો હાથ,

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| અંગૂઠો | તર્જની | મધ્યમા | અનામિકા | કનિષ્ઠિકા |

જમણો હાથ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| કનિષ્ઠા | અનામિકા | મધ્યમા | તર્જની | અંગૂઠો |

કનિષ્ઠા એટલે ટચલી આંગળીથી શરૂ કરીને અંગૂઠાના મૂળ સુધીમાં ૧૫ વેઢા આવે છે. હવે દરેક વેઢા પર એક જપ કરીએ તો એક આવૃત્તિમાં ૧૫ જપ થાય અને તેની સાત આવૃત્તિમાં ૧૦૫ જપ થાય, પછી ટચલી આંગળીના ત્રણ વેઢા પર જપ કરીએ તો ૧૦૫ + ૩ = ૧૦૮ જપ થાય. પરંતુ મંત્રવિશારદોએ આ રીતે ગણના કરવાનો નિષેધ કરેલો છે અને તે માટે વિશિષ્ટ પદ્ધતિ યોજેલી છે, જેનાથી આપણે પરિચિત થવું જોઈએ.

આ રીતે જપગણના કરવામાં તેમણે પુરુષદેવતાના જપ ગણવાની રીત અને સ્ત્રીદેવતાના જપ કરવાની રીત જુદી પાડેલી છે, તે આપણે અનુક્રમે સમજી લઈએ.

## પુરુષદેવતાના જપ કરવાની રીત

આ રીતનો સ્પષ્ટ ખ્યાલ નીચેના બે યંત્રોનું નિરીક્ષણ કરવાથી આવી શકશે:

### યંત્ર પહેલો

| | | | |
|---|---|---|---|
| ૩ | ૨ | મે | ૧૦ |
| ૪ | ૧ | રુ | ૯ |
| ૫ | ૬ | ૭ | ૮ |
| ક૦ | અ૦ | મ૦ | ત૦ |

ક-કનિષ્ઠા. અ-અનામિકા. મ-મધ્યમા. ત-તર્જની.

### યંત્ર બીજો

| | | | |
|---|---|---|---|
| ૪ | ૫ | ૬ | ૭ |
| ૩ | – | – | ૮ |
| ૨ | ૧ | – | – |
| ક૦ | અ૦ | મ૦ | ત૦ |

આ યંત્રો પરથી પ્રથમ વસ્તુ તો એ સ્પષ્ટ થાય છે

કે તેમાં ચાર આંગળીના વેઢાનો ઉપયોગ કરવાનો છે, પણ અંગૂઠાના વેઢાનો ઉપયોગ કરવાનો નથી.

જપગણના જમણા હાથથી કરવાની છે, એટલે ક૦ અ૦ ત૦ મ૦ એ ક્રમ અપાયેલો છે. જમણા હાથની આંગળીનો ક્રમ આ પ્રકારનો જ હોય છે.

હવે યંત્ર પહેલા પર બરાબર ધ્યાન આપો. તેમાં જે સ્થાને ૧ લખ્યો છે, ત્યાંથી જપનો પ્રારંભ કરવાનો છે, એટલે કે પ્રથમ અંગૂઠાને અનામિકા આંગળીના વચલા વેઢા પર રાખી જપ કરવાનો છે અને યંત્રમાં ૨, ૩, ૪ વગેરે ૧૦ સુધીની સંખ્યા જે ક્રમે લખી છે, તે રીતે આગળ વધવાનું છે. તેમાં મેરુ લખ્યો છે, તે ભાગ છોડી દેવાનો છે. આ રીતે ૪ આંગળીના ૧૨ વેઢામાંથી ૨ વેઢા ઓછાં થતાં ૧૦ વેઢા રહે છે અને તેની ૧૦ વાર આવૃત્તિ કરતાં જપસંખ્યા ૧૦૦ પર પહોંચે છે. આ રીતે જપગણના કરતાં અંગૂઠો નીચેની આકૃતિ મુજબ ફેરવવાનો રહે છે :




પ્રથમ યંત્રનો આવર્ત

થોડો અભ્યાસ થઈ જતાં આમાં જરાયે મુશ્કેલી નડતી નથી.

સો જપ પૂરા થયા પછી બીજા યંત્રની માફક અંગૂઠો ફેરવી ૮ વધારે જપ કરવાના હોય છે. એ રીતે ૧૦૮ જપની સંખ્યા પૂરી થાય છે. આ જપગણના કરતાં અંગૂઠો નીચેની આકૃતિ મુજબ ફેરવવાનો રહે છે:



બીજા યંત્રનો આવર્ત

આ રીતે પ્રથમ માળા પૂરી થાય ત્યારે ડાબા હાથનો અંગૂઠો ટચલી આંગળીના પહેલા વેઢા પર મૂકવો. પછી બીજી માળા એ જ રીતે ફેરવાય ત્યારે એ અંગૂઠો બીજા વેઢા પર મૂકવો. આ રીતે ૨૦ માળા ગણવી હોય તો પ્રથમ ૧૫ વેઢાનો ઉપયોગ કરી પાછા ટચલી આંગળી અને અનામિકાનો ઉપયોગ કરી ૫ વેઢા ઉમેરી શકાય અને એ રીતે ૨૦ની ગણના પૂરી કરી શકાય.

## સ્ત્રીદેવતાના જપ કરવાની રીત

### યંત્ર પહેલો

| ૫ | ૬ | ૭ | મે |
|---|---|---|---|
| ૪ | ૧ | ૮ | રુ |
| ૩ | ૨ | ૯ | ૧૦ |
| ક૦ | અ૦ | મ૦ | ત૦ |

### યંત્ર બીજો

| ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|
| ૩ | – | – | ૮ |
| ૨ | ૧ | – | – |

આમાં પ્રથમ યંત્રમાં ફેર છે, પણ બીજા યંત્રમાં કંઈ ફેર નથી. વળી જપની ગણના તો અનામિકા આંગળીના વચલા વેઢાથી જ કરવાની છે, પરંતુ પહેલામાં ત્યાર પછી ઊર્ધ્વક્રમે જવાનું છે તો આમાં અધઃક્રમે જવાનું છે. આ પ્રથમ યંત્ર પ્રમાણે જપ કરતાં અંગૂઠો નીચેની આકૃતિ પ્રમાણે ફેરવવો પડે છે.



પ્રથમ યંત્રનો આવર્ત

બીજા યંત્રમાં કંઈ ફેરફાર નહિ હોવાથી અંગૂઠો નીચે પ્રમાણે જ ફેરવવાનો હોય છે :



બીજા યંત્રનો આવર્ત

કેટલાક સંપ્રદાયો પુરુષ અને સ્ત્રીદેવતાનો ભેદ કર્યા વિના કરમાલાનો ઉપયોગ નીચે પ્રમાણે કરે છે :

યંત્ર

| ૫-૧૬ | ૬-૧૫ | ૭-૧૪ | ૮-૧૩ |
|---|---|---|---|
| ૪-૧૭ | ૧-૨૦ | મે | ૯-૧૨ |
| ૩-૧૮ | ૨-૧૯ | રુ | ૧૦-૧૧ |

આમાં પણ પ્રારંભ તો અનામિકા આંગળીના વેઢાથી જ કરવાનો હોય છે અને અંક અનુસાર આગળ વધવાનું હોય છે. ૧૦ પછી તેનો ક્રમ ઉલટો ચલાવવાનો હોય છે. એ રીતે જ્યાંથી પ્રારંભ કર્યો ત્યાં વીશમો જપ પૂરો થાય છે.

આવી રીતે પાંચ આવૃત્તિ કરતાં ૧૦૦ની સંખ્યા પૂરી થાય છે. બાકીના ૮ જપ તો પુરુષ તથા સ્ત્રીદેવતાના બીજા યંત્ર મુજબ જ કરવામાં આવે છે.

જૈન સંપ્રદાયમાં નમસ્કારમંત્રની ગણના કરમાલા વડે કરતી વખતે જમણા હાથે નંદ્યાવર્ત અને ડાબા હાથે શંખાવર્તની પદ્ધતિને અનુસરવામાં આવે છે, તે આ પ્રમાણે:

| ડાબા હાથે શંખાવર્ત | | | | જમણા હાથે નંદ્યાવર્ત | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૩ | ૪ | ૫ | ૧૨ |
| ૬ | ૧ | ૨ | ૧૧ | ૨ | ૭ | ૬ | ૧૧ |
| ૫ | ૪ | ૩ | ૧૨ | ૧ | ૮ | ૯ | ૧૦ |
| ક૦ | અ૦ | મ૦ | ત૦ | ક૦ | અ૦ | મ૦ | ત૦ |

આમાં ચાર આંગળીના બારે ય વેઢાનો ઉપયોગ થાય છે, એટલે તેની નવ આવૃત્તિ કરવાથી ૧૨ × ૯ = ૧૦૮ ની સંખ્યા પૂરી થાય છે. તેમાં બે જાતની પદ્ધતિનો આશ્રય લેવો પડતો નથી.

જમણા હાથે ગણના કરતાં નંદ્યાવર્ત સાથિયાના જેવો અંદર થઈને બહાર નીકળતો આવર્ત થાય છે, એટલે તેને નંદ્યાવર્ત કહેવામાં આવે છે, તે આ પ્રમાણે:



નંદ્યાવર્ત

ડાબા હાથની ગણનામાં શંખના જેવો અંદર પડતો આવર્ત થાય છે, એટલે તે શંખાવર્ત કહેવાય છે, તે આ પ્રમાણે :



શંખાવર્ત

જૈન સંપ્રદાયમાં કરમાલા વડે જપ કરતાં બીજા પણ અનેક આવર્તોનો આશ્રય લેવાય છે, પણ તેનું વિવેચન અહીં જરૂરી નથી.

આંગળીઓના વેઢાઓનો સીધો ઉપયોગ કરીએ તેના કરતાં આમાં વિશેષ સાવધાની રાખવી પડે છે, એટલે મન જ્યાં ત્યાં જતું નથી અને એકાગ્રતાનું પ્રમાણ સારી રીતે જળવાઈ રહે છે.

જમણા ઢીંચણ પર જમણો હાથ અને ડાબા ઢીંચણ પર ડાબો હાથ રાખીને આ ગણના કરવામાં આવે છે.

[૩૦]

## અક્ષમાલા વડે જપગણતરી

અક્ષ એટલે મણકો કે પારો. તેના વડે બનેલી જે માલા, તે અક્ષમાલા. આને જપમાલિકા કે જપમાલા પણ કહેવામાં આવે છે. તેનો સામાન્ય વ્યવહાર તો માત્ર માલા તરીકે જ થાય છે. જપની ગણતરી કરવામાં આ માલાનો સહુથી વધારે ઉપયોગ થાય છે, કારણ કે તેમાં વિશેષ સરલતા રહેલી છે. ૧૦૮ મણકાની માલા લઈ તેના મણકા અનુસાર જપ કરીએ કે ૧૦૮ જપ પૂરા થાય.

માલાઓ અનેક પ્રકારની હોય છે અને ફલની અપેક્ષાએ તેમાં તરતમ ભાવ હોય છે, એટલે કયારે કઈ માલાનો ઉપયોગ કરવો, તે જાણી લેવું જરૂરનું છે.

તંત્રશાસ્ત્રોમાં અનેક પ્રકારની માલાઓનું વર્ણન આવે છે. જેમકે-સુવર્ણ, રત્ન અને મણિની માલા, ઈન્દ્રાક્ષની માલા, કમલબીજની માલા, રુદ્રાક્ષની માલા, ભદ્રાક્ષની

માલા, પુત્રજીવકની માલા, શંખની માલા, સ્ફટિકની માલા, પ્રવાલની માલા, મોતીની માલા, રજત (ચાંદીના મણકા)ની માલા, રતાંજલિની માલા વગેરે.

તેમાં સુવર્ણ, રત્ન અને મણિની માલા તો અતિ ધનાઢ્ય પુરુષો જ બનાવી શકે, એટલે તેનો ખાસ પ્રચાર નથી. ઈન્દ્રાક્ષ અને ભદ્રાક્ષની માલાઓ પણ આજે પ્રચારમાં રહી નથી. પુત્રજીવકની માલા કોઈક સ્થળે જોવામાં આવે છે, જ્યારે શંખની માલા, સ્ફટિકની માલા, પ્રવાલની માલા, મોતીની માલા, રજતની માલા, રતાંજલિની માલા વગેરે આજે પ્રચારમાં છે. ઉપરાંત ચંદનની માલા, તુલસીની માલા, કેરબાની માલા, અક્કલબેરની માલા, સૂતરની માલા, રેશમની માલા વગેરેનો પણ ઉપયોગ થાય છે.

અગાઉ ચૌદ મણકાની, પચીશ મણકાની, સત્તાવીશ-મણકાની, ત્રીશ મણકાની, પચાશ મણકાની, સો મણકાની માળાઓ બનતી અને તેનો ઉપયોગ જુદાં જુદાં કર્મોમાં થતો, પરંતુ ૧૦૮ મણકાની માલા સમસ્ત કામનાઓની સિદ્ધિ માટે ઉપયોગી ગણાતી, એટલે કાલક્રમે તેનો જ વિશેષ પ્રચાર થયો અને આજે તો તેની જ મુખ્યતા છે. વળી તેના ચોથા ભાગ રૂપે સત્તાવીશ મણકાની માળાઓ પણ ઉપયોગમાં લેવાય છે. આ માલાઓને ૧૦૮ કે ૨૭ મણકા ઉપરાંત મેરુ નામનો મોટો પારો પણ હોય છે. જ્યાં આવો મોટો પારો નથી હોતો, ત્યાં ચાલુ ત્રણ મણકા મૂકી મેરુ બનાવવામાં આવે છે.

માલા બનાવવાનો પણ વિધિ છે. એના મણકા તૈયાર કરતી વખતે કે ગુંથતી વખતે ૐ, ઐં કે માતૃકા-વર્ણનો જપ કરતાં રહેવું જોઈએ, પરંતુ આજે તો ગમે તે માણસો માલા બનાવે છે અને તેના મણકા યંત્ર વગેરેથી એક સામટા બનાવે છે, તેમાં આ વિધિ જળવાવાનો સંભવ નથી, પરંતુ માલા તૈયાર થયા પછી તેને ગ્રહણ કરતી વખતે તેની શુદ્ધિ તથા પ્રતિષ્ઠા કરી લેવાથી આ દોષ દૂર થાય છે.

## માલાની શુદ્ધિ તથા પ્રતિષ્ઠા કરવાનો વિધિ

સંપ્રદાયભેદથી માલા પ્રતિષ્ઠિત કરવાનો વિધિ અનેક પ્રકારનો છે. તેમાંથી એક વિધિ એવો છે કે–પ્રથમ પીપળાનાં નવ પાંદડાં લઈ તેની પદ્માકાર રચના કરવી, અર્થાત્ તેનો પડિયો બનાવવો, પછી તેમાં પંચગવ્ય મૂકવું. પંચગવ્ય એટલે ગાયના દૂધ, દહીં, ઘી, મૂત્ર તથા છાણને એકત્ર કરીને બનાવેલી વસ્તુ. પછી તેમાં માલાને ડૂબાડવી, પણ મેરુ પોતાના હાથમાં પકડી રાખવો. ત્યાર બાદ શુદ્ધ જલથી તેને ધોઈ નાખવી અને અગુરુ, કપૂર, ચંદન, ધૂપ વગેરેથી વાસિત કરી તેને ડાબા હાથમાં મૂકવી. પછી ૧૦૮ વાર મંત્રજપ કરવો. અહીં તે જ મંત્ર બોલવો કે જેનો પોતાને જપ કરવાનો છે. પછી ૧૦૮ વાર આહુતિ આપી ઘીનો હોમ કરવો અને ગુરુને દક્ષિણા આપી એ માલાનો ઉપયોગ કરવો.

જે માલાના મણકા ઘણા કઠિન હોય તેમાં આ વિધિ ઉપયુક્ત છે, પરંતુ સૂતર કે રેશમની માલા હોય

તો તેને પંચગવ્યમાં ન ડૂબાડતાં સીધો ધૂપ કરી ૧૦૮ વાર મૂલમંત્રથી અભિમંત્રિત કરી લેવી અને ત્યાર બાદ હોમ તથા ગુરુદક્ષિણાનો વિધિ કરવો.

જૈન સંપ્રદાયમાં તો જે માલાને અભિમંત્રિત કરવાની હોય તેને ચાંદીના થાળમાં મૂકી, ત્રણ નમસ્કારમંત્ર બોલી તેનાથી અધિવાસિત કરવામાં આવે છે અને પછી તેના દરેક મણકા પર મૂલમંત્ર બોલી વાસક્ષેપ નાખવામાં આવે છે. આ રીતે એ માલા પ્રતિષ્ઠિત થઈ ગણાય છે.

મૂલ વાત એ છે કે માલાને શુદ્ધ કરી, પવિત્ર ભાવનાઓથી વાસિત કરી પછી તેનો ઉપયોગ કરવો જોઈએ.

માલાની સંખ્યા માટે જુદી જુદી રીતો પ્રચલિત છે. જેમ કે-જપ કરતી વખતે એક વાડકામાં ચાંદીના મણકા કે કમળકાકડી લઈને બેસવું અને એક માળા ફેરવીએ કે તેમાંનો એક મણકો કે એક કમળકાકડી બાજોઠ પર મૂકવી.

દાખલા તરીકે રોજની ૨૦ માળા ગણવી હોય તો આવા ૨૦ મણકા કે ૨૦ કમળકાકડી રાખવી. તે બધી બાજોઠ પર આવી જાય, એટલે સમજવું કે ૨૦ માલા પૂરી થઈ.

કેટલાક એક કાગળ પર ૧ થી ૨૦ કે જેટલી જરૂર હોય તેટલા આંકડા લખે છે અને માલા પૂરી થતી જાય તેમ તેમ પેનસીલ કે પેનથી ચેકતા રહે છે. જેમ કે-

√ ૧
√ ૨
√ ૩
૪
૫
૬ વગેરે.

સંખ્યા મોટી હોય તો બે હારમાં આંકડા લખીને આ પ્રમાણે ચેકી શકાય.

હવે કયા પ્રસંગે કેવી માળા વાપરવી? તેનો નિર્દેશ કરીશું.

## શાંતિ કર્મ માટે

સ્ફટિકની માલા ઉત્તમ છે. તે ન મળે તો મોતીની માલા, રૂપેરી મણકાની માલા, નાના શ્વેત શંખલાની માલા, શ્વેત રેશમ કે સૂતરની માલાને ઉપયોગમાં લઈ શકાય.

## સૌભાગ્ય, આકર્ષણ અને લોકપ્રિયતા માટે

પ્રવાલની માલા ઉત્તમ છે. તે ન મળે તો રતાંજલિની માલા, લાલ રેશમની માલા કે લાલ સૂતરની માલા પણ ઉપયોગમાં લઇ શકાય.

## લક્ષ્મીની વૃદ્ધિ અને સ્થિરતા માટે

કેરબાની માલા ઉત્તમ છે. તે સિવાય પીળા રંગના બીજા મણકાની માળાઓ પણ ઉપયોગમાં લઈ શકાય. આકર્ષણને લગતી માલાઓનો ઉપયોગ પણ આમાં થઈ શકે છે.

## નામસ્મરણ કે નિત્ય જપ માટે

તુલસી, ચંદન વગેરેની માલાઓ ઉપયોગી છે. શિવભક્તો અહીં રુદ્રાક્ષની માલાને પસંદગી આપે છે.

## પ્રકીર્ણ

જૈન સંપ્રદાયમાં શ્રીપાર્શ્વનાથના મંત્રજપ વખતે લીલા રંગની માળાનો ઉપયોગ થાય છે.

શનિ અને રાહુની દશામાં અક્કલબેરની માલા ઉપયોગમાં લેવાય છે.

આ સિવાય અમુક કામ્ય કર્મ સિદ્ધ કરવા માટે જુદી જુદી જાતની માલાઓનો ઉપયોગ થાય છે, પણ તેનું વર્ણન અહીં જરૂરી નથી.

## જપમાલા અંગે કેટલાક નિયમો

(૧) પોતાની માલાનો બીજાને ઉપયોગ કરવા દેવો નહિ.

(૨) માળા એકથી વધુ વખત ફેરવવી પડે ત્યારે મણકા પૂરા થતાં મેરુનું ઉલ્લંઘન કરવું નહિ, પણ તેને ઉલટી ફેરવી છેલ્લા મણકાને પહેલો બનાવવો અને એ રીતે તેને ફેરવવી.

(૩) માળામાં ૧૦૮ કરતાં વધારે કે ઓછા મણકા હોય તો તે કામમાં લેવી નહિ. તેમજ મણકા ખંડિત હોય તેવી માલા પણ ઉપયોગમાં લેવી નહિ.

(૬) માલા ફેરવતી વખતે સમગતિ રાખવી, એટલે કે તેની ઝડપી વધારી દેવી નહિ કે ઘટાડી દેવી નહિ.

(૭) માલા ફેરવતી વખતે તે બીજી વસ્તુઓને ન અડે તેનું ધ્યાન રાખવું.

(૮) માલા એવી રીતે ફેરવવી કે તે ખૂબ હાલે નહિ કે ગુંચવાઇ જાય નહિ.

(૯) માલા ગણતી વખતે તેને નખનો સ્પર્શ ન થાય તે જોવું.

(૧૦) માલા ગણતી વખતે તે હાથમાંથી પડી ન જાય, તેનું ખાસ ધ્યાન રાખવું. જો પડી જાય તો મંત્ર-દેવતાની ક્ષમા માગી તેને ધૂપથી વાસિત કરી પછી કામમાં લેવી.

(૧૧) જપસાધના દરમિયાન માલા બદલવી નહિ. કોઇપણ કારણસર બદલવી પડે તો તેને ફરી પ્રતિષ્ઠિત કરી લેવી.

## માલા ગણતી વખતે આંગળીનો ઉપયોગ

માલા ગણતી વખતે કઈ આંગળીઓનો ઉપયોગ કરવો? તે બાબતમાં સંપ્રદાયભેદ છે. કેટલાક મધ્યમા આંગળી પર માલા રાખી અંગૂઠાથી જપ કરે છે અને તર્જની આંગળીનો ઉપયોગ કરતા નથી: જ્યારે કેટલાક તર્જની આંગળી પર માળા રાખી તેનો અંગૂઠાથી જપ કરે છે. વળી બીજા કેટલાક અંગૂઠા પર માળા રાખી મધ્યમા આંગળી વડે તેનો જપ કરે છે.

પરંતુ તંત્રમાર્ગના અનુભવી એક મહાત્માએ કહ્યું છે કે–

મોક્ષ જાપ અંગૂઠડે, વૈરી રૂઠડેરે તર્જનાંગુલી હોય;
બહુ સુખદાયક મધ્યમા, અનામિકારે વશ્યારથ હોય.
આકર્ષણ ચટી અંગુલી વલી, સુણયોરે ગણવાની રીત;
મેરુ ઉલ્લંઘન મત કરો, મત કરયોરે નખ અગ્રે પ્રીત.

'જેને મોક્ષની ઇચ્છા છે, તેણે અંગૂઠા પર માલા રાખીને જપ કરવો. જ્યારે વૈરી રૂઠયો હોય, એટલે કે તે આપણા પર આક્રમણ કરી રહ્યો હોય અને તેમાંથી બચવા જપ કરવાનો હોય, ત્યારે તર્જની આંગલી પર માલા રાખીને જપ કરવો. મધ્યમા આંગળી પર માલા રાખીને જપ કરતાં ઘણું સુખ મળે છે અને અનામિકા આંગળી પર માલા રાખીને જપ કરતાં લોકો વશ થાય છે. વળી ચટી એટલે કનિષ્ઠા કે ટચલી આંગળી પર માલા રાખીને જપ કરતાં આકર્ષણ થાય છે.

માલા ગણવાની રીત એવી છે કે મેરુનું ઉલ્લંઘન કરવું નહિ અને તેને નખ અડવા દેવો નહિ.'

તાત્પર્ય કે આંગળીઓની બાબતમાં જેને જે સંપ્રદાય પ્રાપ્ત થયો હોય, તેણે તે પ્રમાણે વર્તવું.



અધ્યાત્મવાદને આગળ વધારવાની
અનન્ય ધગશ ધરાવનાર
**શ્રીમાન્ નારાણજી શામજી મોમાયા.**
સામાજિક ક્ષેત્રે તેમની સેવાઓ
સમુજ્જવલ છે.

[ ૩૧ ]

# આટલું યાદ રાખો કે–

મંત્રજપ માત્ર વૈખરી વાણીથી કરીએ, એટલે કે હોઠ ફફડાવીને કરીએ તેનું ફલ ઘણું અલ્પ છે; હૃદયગતા મધ્યમા વાણીથી કરીએ તેનું ફલ મધ્યમ છે; અને નાભિગતા પશ્યંતી વાણીથી કરીએ તેનું ફલ ઉત્કૃષ્ટ છે. અન્ય શબ્દોમાં કહીએ તો મંત્રનો જપ કરતી વખતે નાભિમાંથી ઘોષ ઉઠે એ રીતે એનો ઉચ્ચાર થવો જોઈએ. તો જ તેમાંથી આંદોલન (Vibration) ઉઠે, તેની આપણા શરીર, પ્રાણ તથા મન પર અસર થાય, આપણી આસપાસની સૃષ્ટિ પર પણ તેનો પ્રભાવ પડે અને નિયત સમયમાં તેનું પરિણામ આવે.

આજે ૐકાર ૐકારની રીતે બોલાતો નથી, હ્રીઁકાર હ્રીઁકારની રીતે બોલાતો નથી અને બીજા મંત્રાક્ષરોના ઉચ્ચારો પણ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત આદિના વિવેક વિના ગમે તેમ બોલાય છે. તે એની ફલદાયકતાને ઘટાડી નાખે છે. અફસોસની વાત એ છે કે આજે પાઠશાલાઓમાં કેટલાક

મંત્રોના પાઠ આપવામાં આવે છે, પણ તેનું ઉચ્ચારણ શીખવવામાં આવતું નથી. ધર્મગુરુઓ તરફથી પ્રાપ્ત થતા મંત્રોમાં પણ મોટા ભાગે આ જ દશા હોય છે. પરિણામે મંત્રોચ્ચારની બાબતમાં અંધેર ચાલે છે, પણ તે બધાને કોઠે પડી ગયું છે, એટલે તે અંગે વિશદ ચર્ચા-વિચારણા થતી નથી. જેટલું મહત્ત્વ અક્ષરશુદ્ધિનું છે, તેટલું જ મહત્ત્વ ઉચ્ચારશુદ્ધિનું છે, એ ભૂલવાનું નથી. તાત્પર્ય કે મંત્રના અક્ષરો યથાક્રમે શુદ્ધ બોલવા જોઈએ અને તેનો ઉચ્ચાર ઘોષપૂર્વક વ્યવસ્થિત થવો જોઈએ.

અક્ષરશુદ્ધિ અને ઉચ્ચારશુદ્ધિની જેમ ક્રિયાશુદ્ધિ પણ મહત્ત્વની છે. ક્રિયાશુદ્ધિ એટલે તે માટે નિયત થયેલા ક્રમનું યથાર્થ અનુસરણ. જે ક્રિયા પહેલી કરવાની હોય, તે પછી કરીએ અને પછી કરવાની હોય, તે પહેલી કરીએ તો તેમાં અવ્યવસ્થા દોષ આવે છે અને ક્રિયાને અશુદ્ધ બનાવે છે. વળી તેમાં ભૂતશુદ્ધિ, પ્રાણાયામ આદિ જે જે ક્રિયાઓ કરવાની છે, તે ગમે તેમ પતાવી દઈએ તો પણ ક્રિયાશુદ્ધિનો સિદ્ધાંત જળવાતો નથી અને માલા પણ તેના નિયમ વિરુદ્ધ ફેરવીએ તો ક્રિયા અશુદ્ધ બને છે.

રસોઈ બનાવવાની ક્રિયા બરાબર ન કરીએ તો રસોઈ બને છે ખરી? અથવા અમુક ઔષધ અમુક પ્રક્રિયાથી બનાવવાનું હોય તે પ્રક્રિયાને અનુસરીએ નહિ તો એ ઔષધ બને છે ખરૂં? જપસાધનાની બાબતમાં પણ એવું જ છે. જો તે અંગે નિયત થયેલી ક્રિયા યથાર્થપણે કરીએ નહિ

તો એ જપસાધના અશુદ્ધ-ખામીવાળી બને છે અને તે ઈષ્ટફળ આપી શકતી નથી.

હજી એક વસ્તુ બાકી રહી તે ભાવશુદ્ધિ. અનુભવી પુરુષો કહે છે કે જપસાધનામાં અક્ષરશુદ્ધિ હોય, ઉચ્ચારશુદ્ધિ હોય અને ક્રિયાશુદ્ધિ પણ હોય, પરંતુ ભાવશુદ્ધિ ન હોય તો એ બધું છાર પર લીંપણા સમાન સમજવું. ભાવ એટલે અંતરનો ઉલ્લાસ. ઉમંગ, ઉત્સાહ, રસ, રુચિ એ બધા તેના પર્યાયશબ્દો છે. જે કાર્ય અંતરના ઉલ્લાસથી કરીએ તેમાં રંગ જામે છે અને તેનું પરિણામ સુંદર આવે છે; જ્યારે અંતરના ઉલ્લાસ વિના શૂન્ય હૈયે -શૂન્ય મને માત્ર કરવાની ખાતર જે કામ કરીએ તેમાં રંગ જામતો નથી અને તેનું પરિણામ સુંદર આવતું નથી. આપણા રોજિંદા વ્યવહારમાં તેના અનેક દાખલાઓ જોવામાં આવે છે. 'રોતો જાય તે મૂઆના સમાચાર લાવે' એ ઉક્તિમાં આ જ રહસ્ય સમાયેલું છે.

ભાવશુદ્ધિનો બીજો અર્થ મનઃશુદ્ધિ પણ થાય છે. તે અંગે ઓગણીસમા તથા એકવીસમા પ્રકરણમાં કેટલુંક વિવેચન થઈ ગયેલું છે. પાઠકોએ તેનું ફરી અવલોકન કરી જવું.

મંત્રવિશારદ મહાપુરુષોએ ભાવશુદ્ધિ અંગે-ભાવ અંગે શું કહ્યું છે? તે પણ સાંભળી લો.

बहुजापात् तथा होमात् कायक्लेशादिविस्तरैः ।
न भावेन विना देव-यन्त्र-मन्त्राः फलप्रदाः ॥

'ઘણા જપ કરો, ઘણા હોમ કરો અને અનેક પ્રકારના કાયકલેશો સહન કરો, પણ તેમાં ભાવ ન હોય,

ભાવશુદ્ધિ ન હોય તો દેવો, યન્ત્રો ને મન્ત્રો ફલ આપતાં નથી.' તાત્પર્ય કે જપસાધનામાં ભાવશુદ્ધિનું મહત્ત્વ ઘણું જ છે. તે બરાબર હોય તો મંત્રદેવતા પ્રસન્ન થાય છે અને ધાર્યું ફલ આપે છે.

'મેં આટલા જપ કર્યા, આટલા હોમ કર્યા, આટલા વ્રત-નિયમ કે ઉપવાસ કર્યા, પણ કંઈ પરિણામ દેખાયું નહિ.' એવી ફરિયાદ કરનારાઓએ પોતાનું આત્મનિરીક્ષણ કરી લેવું અને ભાવશુદ્ધિની અપેક્ષાએ તેઓ કયાં ઊભા હતા, તેનો નિર્ણય કરી લેવો.

## શ્રી ચક્રેશ્વરી દેવી કોઠે વસ્યા

ઘણાં વર્ષો પહેલાં અમદાવાદ ફતાસાની પોળમાં નાગરદાસ નામનો એક વણિક રહેતો હતો. તે એકલો જ હતો અને પરચુરણ ધંધો કરીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તે જૂઠું બોલતો નહિ, કોઈને છેતરતો નહિ કે અણહકનો એક પૈસો પણ લેતો નહિ. પોતાની પ્રામાણિક મહેનતથી જે કંઈ મળે તેનાથી સંતોષ માનતો હતો અને રાત્રિના બીજા પ્રહરે શ્રી ચક્રેશ્વરીદેવીની માલા ગણવા બેસી જતો. તે દોઢ-બે કલાક સુધી ચાલતી. એ વખતે તેના હૈયાંનો ઉછરંગ અનેરો રહેતો. તે એમ માનતો કે મારા ધન્ય ભાગ્ય હોવાથી જ મને આ રીતે માતાજીની ઉપાસના કરવાનો અવસર મળે છે.

એક વાર નાગરદાસ પોતાની ઓરડીનાં બારણાં બંધ કરીને પોતાના રોજના કાર્યક્રમ પ્રમાણે માલા ગણતો હતો, ત્યારે કોઈ પાછળથી આવ્યું અને તેણે ઘીના ભરેલા

કોડિયામાં દીપક પ્રગટાવી તેની સન્મુખ મૂક્યો. નાગરદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બારણું તો બંધ છે, છતાં અહીં કોણ આવ્યું ? અને તેણે આ ઘીનો દીવો મારી સન્મુખ શા માટે મૂક્યો ? પણ તે વધારે વિમાસણમાં પડે તે પહેલાં પાછળથી અવાજ આવ્યો: 'નાગર ! હું તારી શ્રદ્ધા, તારી સચ્ચાઈ અને તારી ભક્તિથી પ્રસન્ન થઈ છું અને તારા કોઠે રહેવા આવી છું, માટે તું જરા પણ ભય પામીશ નહિ.' ત્યારે નાગરદાસનો જીવ હેઠો બેઠો, એટલું જ નહિ પણ તે ઘણો જ રાજી થયો. તેણે માતાજીનાં દર્શન કરી તેમને વારંવાર નમસ્કાર કર્યા અને માતાજી અદૃશ્ય થયા.

નાગરદાસ બીજા દિવસે સવારમાં પોતાના નિયમ અનુસાર નજીકના ધર્મસ્થાનકે પોતાના ત્યાગી ગુરુદેવને વંદન કરવા ગયો, ત્યારે તેણે રાત્રે બનેલી હકીકત કહી સંભળાવી. ગુરુને આ બાબતમાં શ્રદ્ધા બેઠી નહિ, કારણ કે પોતે વિદ્વાન હતા, શાસ્ત્રોના જાણકાર હતા અને શ્રી ચક્રેશ્વરીદેવીનો જપ કરતા હતા, છતાં તેમને અત્યાર સુધી આવો કોઈ અનુભવ થયો ન હતો. તેમણે કહ્યું : 'બેટા નાગર ! તને કોઈ ભ્રમ તો થયો નથી ને ?' નાગરદાસે કહ્યું : 'બાપજી ! હું પૂરેપૂરા સાનભાનમાં હતો અને મારા રોજના નિયમ પ્રમાણે માલા ગણતો હતો, ત્યારે જ આમ બન્યું છે.'

ગુરુએ કહ્યું : 'આ કાળમાં આવું બનવું મુશ્કેલ છે !'

નાગરદાસે કહ્યું : 'જો આપને આ બાબતમાં વિશ્વાસ ન બેસતો હોય તો મારી સાથે માલા લાવ્યો છું, તે ગણવા માંડું.'

ગુરુએ તેમાં સંમતિ આપી, એટલે નાગરદાસ માલા ગણવા લાગ્યો. જ્યાં અર્ધી માલા ગણાઇ કે તેનું શરીર ઝૂજવા લાગ્યું અને તેનો તેનો ચહેરો–મહોરો બદલાઈ ગયો. ગુરુ સમજી ગયા કે આને કોઠે વસેલા શ્રી ચક્રેશ્વરીદેવી જાગૃત થયા છે. તેમણે પ્રશ્ન કર્યો : 'મારા ૫૮૭ નંબરના દાબડામાં સહુથી ઉપરની પોથી કઈ છે?' તેનો તરત જવાબ મળ્યો. પછી બીજા પણ થોડા એવા જ અટપટા પ્રશ્નો પૂછ્યા, તેના પણ બરાબર જવાબ મળ્યા. આથી ગુરુને ખાતરી થઈ કે શ્રી ચક્રેશ્વરીદેવી ખરેખર તેના કોઠે વસ્યા છે. ત્યારબાદ અનેક પ્રસંગોએ તેને આ રીતે પ્રશ્નો પૂછી તેના જવાબ મેળવ્યા હતા.

જ્યારે તેનું આયુષ્ય બે દિવસનું બાકી રહ્યું, ત્યારે તેને માતાજીએ કહ્યું : 'નાગર! હવે તારે જવાનો સમય થયો છે. તું પરમ દિવસે સવારના નવ વાગ્યે દેહ છોડીશ.' તેણે બરાબર એ જ સમયે દેહ છોડયો અને ગુરુના સૂચનથી તેમના ભક્તોએ એના દેહને ચંદનની ચિતામાં અગ્નિદાહ દીધો.

આ પરથી આપણને ખાતરી થાય છે કે–

भावेन लभते सर्वं, भावेन देवदर्शनम् ।
भावेन परमं ज्ञानं, तस्मात् भावावलम्बनम् ॥

'ભાવથી સર્વ પ્રકારના લાભો મળે છે, ભાવથી

દેવતાનાં દર્શન થાય છે અને ભાવથી પરમ જ્ઞાન મળે છે, તેથી ભાવનું આલંબન લઈને સર્વ ક્રિયા કરવી.'

એ પણ યાદ રાખવા જેવું છે કે જપસાધના દરમિયાન પાંચ વસ્તુને સ્થિર રાખવી, એટલે કે તેમાં ફેરફાર કરવો નહિ. એક તો સ્થાન. જપસાધના માટે જે સ્થાન નક્કી કર્યું હોય ત્યાંજ જપસાધના કરવી. આજે અહીં, કાલે તહીં, એ રીતે સ્થાન બદલવું નહિ. બીજો સમય. જપસાધના માટે જે સમય નિયત કર્યો હોય, તે જ સમયે જપસાધના શરૂ કરવી, પણ તે સમયને આઘો –પાછો કરવો નહિ. ત્રીજું આસન. તે પણ એક જ રાખવું, તેને બદલવું નહિ. ચોથી માલા. તે પણ કાયમ એક જ રાખવી. પાંચમી દિશા. જે દિશામાં મુખ રાખીને જપસાધના શરૂ કરી હોય, તે જ દિશામાં કાયમ મુખ રાખવું. તે દિશા બદલવી નહિ. આ રીતે પાંચ વસ્તુ સ્થિર રાખવાથી ફલની પ્રાપ્તિ શીઘ્ર થાય છે.

જપ નિષ્કામભાવે થાય, એ ઈચ્છવા યોગ્ય છે, પરંતુ પરિસ્થિતિ તે પ્રકારની ન હોય, એટલે કે તેના દ્વારા અમુક ફલપ્રાપ્તિની કામના હોય, તો પણ જીવનનું ધોરણ ખૂબ ઊંચું રાખવું અને કોઈને નુકશાન પહોંચાડવું નહિ.

જપસાધનાથી જેમ શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, સૌભાગ્ય, આકર્ષણ, લોકપ્રિયતા આદિ પ્રાપ્ત થાય છે, તેમ વિદ્વેષણ, ઉચ્ચાટન, મારણ આદિ પણ સિદ્ધ થાય છે, પરંતુ એ રસ્તે કદી પણ જવું નહિ. વિદ્વેષણ એટલે બે મિત્રો કે

વ્યક્તિઓ વચ્ચે દ્વેષ ઊભો કરવો અને તેમનો સંબંધ તૂટે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી. ઉચ્ચાટન એટલે એક વ્યક્તિને તેના સ્થાન, સોભા કે વ્યાપાર-ધંધાથી ભ્રષ્ટ કરવી. મારણ એટલે કોઈનું મરણ નીપજાવવું. તાંત્રિક કર્મોમાં આ ક્રિયાઓનો સમાવેશ થાય છે, પણ દેશ, ધર્મ કે સાધુ-સતીઓની લાજ રાખવાના પ્રસંગે વિશિષ્ટ અધિકારીઓને જ તે કરવાનો આદેશ છે. સામાન્ય મનુષ્ય એ રસ્તે ચડે તો પોતે બરબાદ થાય છે અને મંત્રવિદ્યા નિંદાય છે, માટે તેનાથી બચવું.

[ ૩૨ ]

# ધ્યાન એક અનિવાર્ય ક્રિયા

પ્રથમ મંત્રદેવતાનું વિવિધ ઉપચારો વડે પૂજન કરવું, પછી તેમની સ્તોત્રાદિ વડે સ્તવના કરવી અને ત્યારબાદ તેમનો મંત્રજપ કરવો, એ વસ્તુ અમે પૂર્વપ્રકરણોમાં દર્શાવી ગયા છીએ. વળી જપ ક્યાં કરવો ? ક્યારે કરવો ? કેમ કરવો ? તેમાં કઈ વસ્તુનું લક્ષ્ય રાખવું ? તથા જપની સંખ્યા શી રીતે ગણવી ? તેનું પણ પૂર્વ પ્રકરણોમાં વિસ્તૃત વિવેચન કરી ગયા છીએ. હવે જપ પછી તરત શું કરવું જોઈએ ? તે દર્શાવીશું.

મંત્રયોગનાં ૧૬ અંગોમાં જપ પછી તરત ધ્યાનનો ક્રમ આવે છે, તે પાઠકો જાણી ચૂક્યા છે. (જુઓ પૃષ્ઠ ૮૫) વળી મંત્રની પંચાંગપદ્ધતિમાં પણ જપ પછી તરત ધ્યાનનો ક્રમ નિર્દેશાયેલો છે. (જુઓ પૃષ્ઠ ૮૭) તે જ રીતે જપ-સાધના અંગેની ક્રિયાઓનું ફલ દર્શાવતાં પણ આ જ ક્રમને અનુસરવામાં આવ્યો છે. જેમકે–

पूजाकोटिसमं स्तोत्रं, स्तोत्रकोटिसमो जपः।
जपकोटिसमं ध्यानं, ध्यानकोटिसमो लयः ॥

'પૂજા કરતાં સ્તોત્રનું ફલ કોટિગણું છે. સ્તોત્ર કરતાં જપનું ફલ કોટિગણું છે. જપ કરતાં ધ્યાનનું ફલ કોટિગણું છે. અને ધ્યાન કરતાં લયનું ફલ કોટિગણું છે.'

અહીં પ્રથમ મંત્રદેવતાની પૂજા, પછી તેમની સ્તોત્રાદિ વડે સ્તવના, પછી તેમનો મંત્રજપ, પછી તેમનું ધ્યાન અને છેવટે લય એટલે તેમાં ચિત્તવૃત્તિનું તદાકારપણું સૂચવાયેલું છે. એટલે જપ પછી ધ્યાન સુવિહિત છે.

જપ કરતાં મનનું પરિભ્રમણ અટકે છે, વૃત્તિઓ સ્થિર થાય છે, એટલે તેને ધ્યાનમાં જોડવાનું સરલ બને છે. એ દૃષ્ટિએ પણ જપ પછી ધ્યાનનો ક્રમ યોગ્ય લાગે છે.

અહીં ધ્યાનથી શું સમજવું ? તેનો ઉત્તર ઘેરંડ-સંહિતામાં આ પ્રમાણે અપાયો છે :

यस्य देवस्य यद्रूपं, यथाभूषणवाहनम् ।
तद्रूपं ध्यायते नित्यं, स्थूलध्यानमिदं विदुः ।

'જે દેવનું જે રૂપ હોય તેના જે ભૂષણ, વાહન, (આયુધ) આદિ હોય, તે રૂપનું નિત્ય ધ્યાન ધરવું. આ ધ્યાનને સ્થૂલ જાણવું.'

દેવતાઓની જે મૂર્તિઓ બને છે, તે તેમના રૂપને-સ્વરૂપને પ્રકટ કરનારી છે. મૂર્તિના અભાવે ચિત્ર કે છબી પણ તેનો ખ્યાલ આપે છે.

ભૂષણ એટલે આભૂષણ, અલંકાર, ઘરેણાં. તેમાં કેટલીક વખત આપણે પહેરીએ છીએ તેવાં ભૂષણો હોય છે, જ્યારે કેટલીક વખત તેમાં વિશેષતા હોય છે. શંકર ભગવાને ગળામાં નાગને ધારણ કરેલો છે, તે એનું ભૂષણ છે. કાલી માતાએ ગળામાં નરમૂંડની માળા પહેરેલી છે, તે એનું ભૂષણ છે. આ રીતે દેવ પરત્વે ભૂષણ જુદાં જુદાં હોય છે અને તેમાં કોઇ ગુપ્ત રહસ્ય છૂપાયેલું હોય છે.

વાહન એટલે દેવની સવારી માટેનું કોઈ પશુ કે પ્રાણી. સરસ્વતીનું વાહન હંસ છે, અંબાજીનું વાહન વાઘ છે, પદ્માવતીનું વાહન કુક્કુટ જાતિનો સર્પ છે, શંકરનું વાહન વૃષભ એટલે બળદ છે, ગણપતિનું વાહન ઊંદર છે, વગેરે.

દરેક દેવને અમુક હાથ હોય છે. એટલે કોઈને બે, કોઇને ચાર, કોઈને છ, કોઈને આઠ, કોઈને દશ તો કોઈને વીશ કે તેથી પણ અધિક હાથ હોય છે અને તે દરેકમાં એક વસ્તુ હોય છે, જેને તેમનું આયુધ ગણવામાં આવે છે. એટલે કે આયુધનો અર્થ શસ્ત્ર ન સમજતાં હાથમાં રહેલી વસ્તુ સમજવાની છે. આ વસ્તુ પણ રહસ્યમય છે અને તે ગુરુ કે અનુભવી પાસેથી જ જાણી શકાય છે.

ધ્યાનનો સ્પષ્ટ ખ્યાલ આવે, તે માટે અહીં તેના બે દાખલાઓ રજૂ કરીશું.

દશ મહાવિદ્યાઓમાંના× કમલા અથવા મહાલક્ષ્મીનું ધ્યાન નીચે પ્રમાણે આપેલું છે:

कान्त्या काञ्चनसन्निभां हिमगिरिप्रख्यैश्चतुर्भिर्गजै-
र्हस्तोत्क्षिप्तहिरण्मयामृतघटैरासिच्यमानां श्रियम् ।
बिभ्राणां वरमब्जयुग्ममभयं हस्तैः किरीटोज्ज्वलां,
क्षौमाबद्धनितम्बबिम्बललितां वन्देऽरविन्दस्थिताम् ॥

'જેની સુવર્ણ જેવી કાંતિ છે, જેને હિમાલય જેવા ચાર દિગ્ગજ પોતાની સૂંઢ વડે અમૃતથી ભરેલા સુવર્ણમય ઘટ વડે સિંચન કરે છે, જેણે એક હાથમાં વરદમુદ્રા, એક હાથમાં અભયમુદ્રા તથા બીજા બે હાથોમાં કમલપુષ્પો ધારણ કર્યાં છે, જેણે મસ્તક ઉપર મુગટ ધારણ કરેલો છે તથા જે કટિપ્રદેશ ઉપર રેશમી સાડી બાંધવાને લીધે અત્યંત લસિત સ્વરૂપવાળી છે અને જે કમલ પર બેઠેલી છે, એવી કમલાદેવીને હું નમસ્કાર કરું છું.'

શ્રી પદ્માવતીદેવીના ધ્યાન માટે નીચેનો શ્લોક **ભૈરવપદ્માવતીકલ્પ**માં અપાયેલો છે:

पाशफलवरदगजकरणकरा पद्मविष्टरा पद्मा ।
सा मां पातु भगवती त्रिलोचना रक्तपुष्पाभा ॥

---

× તાંત્રિક સંપ્રદાયમાં દશ મહાવિદ્યાઓ આ પ્રમાણે મનાયેલી છે: (૧) કાલી, (૨) તારા, (૩) ષોડશી–મહાત્રિપુરાસુંદરી, (૪) ભુવનેશ્વરી, (૫) ભૈરવી, (૬) ધૂમાવતી, (૭) છિન્નમસ્તકા (૮) બગલામુખી, (૯) માતંગી અને (૧૦) કમલા–મહાલક્ષ્મી. આ દરેક વિદ્યાનો મંત્ર, ધ્યાન, સ્તોત્ર, કવચ તથા યંત્ર હોય છે.

'જેના એક હાથમાં પાશ છે, બીજા હાથમાં ફલ (બીજોરું) છે, ત્રીજો હાથ વરદમુદ્રાવાળો છે અને ચોથો હાથ અંકુશને ધારણ કરનારો છે, વળી જે પદ્મ પર બેઠેલી છે, ત્રણ લોચનવાળી છે અને રક્ત પુષ્પના જેવી વર્ણવાળી છે, તે ભગવતી પદ્મા–પદ્માવતી દેવી મારું રક્ષણ કરો.'

સાધકે આ સ્વરૂપ બરાબર ચિંતવવાનું હોય છે અને એ રીતે તેનું સમગ્ર સ્વરૂપ મનમાં અંકિત કરવાનું હોય છે. અભ્યાસ થયા પછી તો એ ચિત્ર ચિંતનમાત્રથી મનની સપાટી પર ઉપસી આવે છે અને તેનાં દર્શનથી સાક્ષાત્ જોવા જેવો જ આહ્લાદ–આનંદ થાય છે.

અમે પૂજન સમયે શ્રી પદ્માવતી દેવીનું કેવી રીતે ધ્યાન ધરીએ છીએ, તેનું વર્ણન કરવાથી પાઠકોને આ વસ્તુનો સ્પષ્ટ ખ્યાલ આવી જશે.

શ્રી પદ્માવતીના ધ્યાનદર્શક શ્લોકમાં પ્રથમ પાશ આવે છે તો અમે તેમના ડાબા ઉપરના હાથમાં પાશની આકૃતિ ચિંતવીએ છીએ. પાશ એટલે દોરડાની ગોળાકાર આકૃતિ. પછી ડાબા નીચેના હાથમાં ફલ એટલે બીજોરું ચિંતવીએ છીએ. પછી જમણો નીચો હાથ જે વરદમુદ્રાએ રહેલો છે, તેનું ચિંતન કરીએ છીએ. તે પછી જમણા ઉપરના હાથમાં ગજને વશ કરવાનું કરણ–હથિયાર એટલે અંકુશ ચિંતવીએ છીએ. આ રીતે પ્રથમ ચાર હાથ અને તેના આયુધોનું ચિંતન કરીએ છીએ. તે પછી તે પદ્મનું આસન કરીને બેઠેલી છે, તે સ્થિતિમાં તેનું ચિંતન કરીએ

છીએ. ત્યાર પછી તેને ભગવતી એટલે પ્રકાશમય ચિંતવીએ છીએ. તેનો વર્ણ રક્ત પુષ્પ એટલે લાલ જાસુદ જેવો કહેલો છે, એટલે એ પ્રકાશ રક્તવર્ણો ચિંતવીએ છીએ. તે પછી તેના કપાળમાં ત્રીજું લોચન રહેલું છે, તેનું ચિંતન કરીએ છીએ.

આ ધ્યાન ધરતાં ઘણીવાર ચમત્કારિક અનુભવો થયા છે. દાખલા તરીકે જ્યારે તેના ફલવાળા હાથનું ચિંતન કરતાં હોઈએ અને એ હાથ ઊંચો થઈ આપણને તેમાં રહેલું ફલ બીજોરૂં આપતો જણાય, ત્યારે હાથ ધરેલા કાર્યનું ફલ શીઘ્ર અને નિશ્ચિત મળેલું છે; જ્યારે તેની મુખમુદ્રા હાસ્યભરિત જણાય ત્યારે તે અમારા ઉપર પ્રસન્ન થયાનો અનુભવ થયેલો છે અને તેનાં પ્રમાણો મળતાં રહ્યાં છે. જ્યારે ત્રીજા લોચનનું ધ્યાન ધરતાં તેમાંથી તેજનાં કિરણો નીકળી અમારા શરીરમાં પ્રવેશ કરતાં જણાયાં છે, ત્યારે અમે નૂતન શક્તિસંચારનો અનુભવ કર્યો છે અને તે આરોગ્ય તથા કાંતિપ્રદ નીવડયો છે; ઉપરાંત અમારી સ્ફૂર્તિને વધારનારો જણાયો છે. તાત્પર્ય કે જપ કર્યા પછી ધ્યાન ધરવાનો જે વિધિ છે, તે ઘણો મહત્ત્વનો છે અને જપ-સાધકે તે અનિવાર્ય રીતે કરવાનો છે. તે વિના આગળ પ્રગતિ થવાની નહિ.

અમે માનીએ છીએ કે જે જપસાધક પૂરેપૂરો શ્રદ્ધાન્વિત થઈને પૂજન-સ્તોત્ર-જપ-ધ્યાન નિયમિત કરે છે, તેમને આવા કોઈને કોઈ ચમત્કારિક અનુભવો અવશ્ય થવાના:

નામદેવે ધરેલું દૂધ વિઠોબાની મૂર્તિએ પી લીધું હતું અને શ્રી રામકૃષ્ણ પરમહંસને કાલી માતાની મૂર્તિએ હાથ લંબાવીને પ્રસાદ આપ્યો હતો, વગેરે ઘટનાઓ પર શાંત-સ્થિર ચિત્તે વિચાર કરવાથી આ કાલે પણ આવી ઘટનાઓ બનવાની શકયતા પ્રજ્ઞાવંત પાઠકોના મનમાં જરૂર ઉતરશે.

જે સાધકો સંસ્કૃતનું વિશેષ જ્ઞાન ધરાવતા નથી અને તે કારણે ધ્યાનદર્શક શ્લોક શુદ્ધિપૂર્વક યાદ રાખી બોલી શકે તેમ નથી, તેઓ મંત્રદેવતાની મૂર્તિની સામે એકાગ્રતાથી જોઈ રહે અને તેના અંગો આદિનું ક્રમશઃ ચિંતન કરે.

કોઈ એમ કહેતું હોય કે જપથી જ સિદ્ધિ મળે છે, પછી ધ્યાનની જરૂર શી? તો એ સમજ સુધારવા જેવી છે. તંત્રોમાં 'जपात्सिद्धिर्जपात्सिद्धिर्जपात् सिद्धिर्न संशयः' આદિ જે વચનો આવે છે, તે જપનું મહત્ત્વ સૂચવવા માટે છે, પણ તેથી મંત્રસિદ્ધિમાં ઉપકારક એવી ક્રિયાઓનો નિષેધ થતો નથી. જો માત્ર જપથી સિદ્ધિ થતી હોય તો મંત્રદેવતાનું પૂજન તથા સ્તોત્રાદિ વડે સ્તવના કરવાની પણ જરૂર શી? પરંતુ પરિસ્થિતિ એવી નથી. જપ-સાધનાને પુષ્ટ કરનારી અન્ય ક્રિયાઓનું પણ આલંબન લેવાનું હોય છે અને ધ્યાન એ જપસાધનાને પુષ્ટ કરનારી અતિ મહત્ત્વની ક્રિયા છે, એટલે તે અનિવાર્ય રીતે કરવાની છે.

મંત્રાક્ષરોને પણ મંત્રદેવતાનો દેહ માનવામાં આવ્યો છે, એટલે તેનું પણ ધ્યાન ધરવું જોઈએ, પરંતુ તેનો ક્રમ ઉપર્યુક્ત ધ્યાન પછી આવે છે. આ મંત્રાક્ષરો કયા વર્ણે

ચિંતવવા? એ પણ સમજવા જેવું છે. જેમને શાન્તિ-તુષ્ટિ-પુષ્ટિની ઈચ્છા હોય તે શ્વેત વર્ણો ચિંતવે, સૌભાગ્ય-આકર્ષણની ઈચ્છા હોય તે રક્ત વર્ણો ચિંતવે અને લક્ષ્મીની વૃદ્ધિ તથા સ્થિરતાની ઈચ્છા હોય તો પીળા રંગે ચિંતવે. નીલ તથા શ્યામ વર્ણ ઉગ્ર કર્મમાં ઉપયોગી હોવાથી એ રંગે ચિંતન કરવાનું નથી.

મંત્રાક્ષરો બને તેટલા મોટા ચિંતવવા જોઈએ અને છેવટે તેનું જ્યોતિર્મય ધ્યાન ધરવું જોઈએ, એટલે કે દરેક વર્ણને પ્રકાશમય ચિંતવવો જોઈએ. છેવટે તો મંત્ર-દેવતાનું ચિન્મય ધ્યાન ધરવાનું છે અને તેજ મંત્રચૈતન્ય પ્રકટાવનારું છે.

શરૂઆતમાં ધ્યાન યથાર્થ થતું નથી, પણ તેથી સાધકે મુંઝાવાનું નથી. એનો અભ્યાસ ચાલુ જ રાખવો, એથી ધીમે ધીમે ધ્યાન જામતું જશે અને છેવટે પરિપૂર્ણતાને પામશે.

નામસ્મરણમાં જપ અને ધ્યાન, ધ્યાન અને જપ એ ક્રમને અનુસરવો હિતાવહ છે. અનુભવી પુરુષોએ તેની ભલામણ કરી જ છે.

[ 33 ]

# હોમાદિ

પૂજા, સ્તોત્ર, જપ અને ધ્યાન એ જપસાધકનો રોજનો કાર્યક્રમ હોવો ઘટે. તેને આપણે સાધકનું નિત્યકર્મ પણ કહી શકીએ. આ નિત્યકર્મ અસ્ખલિતપણે અનુસરી જપસંખ્યા પૂરી કરવાથી મન શાંત–સ્થિર થાય છે, આત્માનો વિકાસ સધાય છે તથા મનના મનોરથો ફલે છે.

રોજના આ કાર્યક્રમમાં છેવટે હોમ હોવો જોઈએ એવો કેટલાકનો મત છે. ખાસ કરીને વૈદિક પરંપરાને અનુસરનારા અને યજ્ઞ–યાગમાં અનન્ય શ્રદ્ધા ધરાવનારાઓ તે માટે આગ્રહ રાખે છે અને હોમ કર્યા વિના મંત્ર ફલપ્રદ થતો નથી, એવું પ્રતિપાદિત કરે છે. જેમ કે–

नाजप्तः सिद्धयति मन्त्रोऽनाहुतश्च फलप्रदः ।
विभूतिं चाग्निकार्येण सर्वसिद्धिश्च विन्दति ॥

'જપ કર્યા વિના કોઈ મંત્ર સિદ્ધ થતો નથી, તેમ આહુતિ આપ્યા વિના અર્થાત્ હોમ કર્યા વિના તે ફલપ્રદ

થતો નથી. સર્વ પ્રકારની વિભૂતિ તથા સિદ્ધિ અગ્નિકાર્ય વડે પ્રાપ્ત થાય છે.'

હોમ કરવા માટે અગ્નિકુંડ કે વેદિકા હોવી જોઈએ. તેમ ન બને તો એક પાત્રમાં અગ્નિ ભરીને તેમાં અમુક પ્રકારનાં સમિધ–હોમ માટેનાં લાકડાં તથા સૂચિત દ્રવ્યોની આહુતિ આપવી જોઇએ. તેમાં ઘી, જવ, તલ વગેરેની મુખ્યતા છે. આહુતિની સંખ્યાનો આધાર જપ પર છે. જો પ્રતિદિન ૨૦૦૦ જપ કર્યા હોય તો તેના દશમા ભાગે ૨૦૦ આહુતિઓ આપવી જોઇએ અને ૩૦૦૦ જપ કર્યા હોય તો ૩૦૦ આહુતિઓ આપવી જોઇએ. પૂર્વ તૈયારી વિના આ બધું બની શકે નહિ. વળી તેમાં સમય અને દ્રવ્યવ્યયનો પ્રશ્ન પણ વિચારણીય બને છે. તાત્પર્ય કે સાધકવર્ગના મોટા ભાગને આ વસ્તુ અનુકૂલ પડે તેવી નથી.

અહીં એવો વિકલ્પ બતાવવામાં આવ્યો છે કે જો હોમ ન થઈ શકે તો આહુતિની સંખ્યાથી ચાર ગણા વધારે જપ કરવા. એટલે રોજના ૨૦૦૦ જપ થતા હોય તો ૨૦૦ આહુતિ આપવી ઘટે અને ૨૦૦ આહુતિ ન અપાય તો ૮૦૦ જપ વધારે કરવા જોઈએ. પરંતુ પ્રતિદિન માટે જે સંખ્યા નિયત કરી હોય તેટલો જ સાધકે જપ કરવાનો છે, એટલે તેમાં વધારો કરવો ઉચિત નથી, અથવા તો પોતે જે જપ કરે છે તેમાં $\frac{2}{5}$ ભાગ હોમ નિમિત્તનો છે, એમ માનીને ચાલવું જોઈએ.

કેટલાકનો અભિપ્રાય એવો છે કે જપસંખ્યા પૂરી થયા પછી તેની દશમા ભાગે હોમ કરવો. એટલે ૧,૦૦,૦૦૦ એક લાખ મંત્રનો જપ કર્યો હોય તો ૧૦,૦૦૦ હોમ કરવા જોઈએ.

કાલી–મહાવિદ્યાની ઉપાસનામાં કહ્યું છે કે–

लक्षमेकं जपेद्विद्यां, हविष्याशी दिवा शुचिः ।
ततस्तु तद्दशांशेन, होमयेद्धविसा प्रिये ।

'હે પ્રિયે! (પાર્વતી) પવિત્ર થઈને તથા હવિષ્યાન્નનું× લક્ષણ કરીને મૂલ મંત્રનો એક લાખ જપ કરવો. તે પછી દશમા ભાગે ઘી આદિનો હોમ કરવો.'

તારા–મહાવિદ્યાની ઉપાસનામાં કહ્યું છે કે–

लक्षद्वयं जपेद्विद्यां, हविष्याशी जितेन्द्रियः ।
पलाशकुसुमैर्देवी, जुहुयात्तद्दशांशतः ॥

'હે દેવી! હવિષ્યાન્ન ભક્ષણ કરીને તથા જિતેન્દ્રિય બનીને મૂલ મંત્રનો બે લાખ જપ કરવો. પછી તેના દશમા ભાગે પલાશ–કુસુમ એટલે કેશુડાંનો હોમ કરવો.'

હોમમાં મંત્રના પ્રકાર અનુસાર કુંડ, સમિધ તથા દ્રવ્યોનો ઉપયોગ કરવાનો હોય છે. **જ્ઞાનાર્ણવ**ના વીશમા પટલમાં તથા **મંત્રમહોદધિ**ના પચીશમા તરંગ વગેરેમાં આ વિષયની વિસ્તૃત માહિતી આપેલી છે, તે જિજ્ઞાસુએ ત્યાંથી જોઈ લેવી.

---

× વ્રત–ઉપવાસ વગેરેના દિવસે ખાઈ શકાય એવા પદાર્થોને હવિષ્યાન્ન કહેવાય છે.

આ સંપ્રદાયોમાં હોમ પછી દશમા ભાગે તર્પણ, તેના દશમા ભાગે બ્રહ્મભોજન તથા તેના દશમા ભાગે માર્જન કરવાનો વિધિ પણ બતાવેલો છે. દેવની તૃપ્તિ અર્થે મંત્ર બોલીને આચમની વડે જલ અર્પણ કરવું, તે તર્પણ કહેવાય છે. બ્રાહ્મણોને મીઠું ભોજન કરાવવું, તે બ્રહ્મભોજન કહેવાય છે અને શરીરની બાહ્ય–અભ્યંતર શુદ્ધિ માટે મંત્ર બોલી કુશ (દાભડા) આદિ વડે શરીર પર જલનાં છાંટણાં નાખવાં, તે માર્જન કહેવાય છે. પરંતુ અમુક અપવાદ સિવાય આજે તેનો પ્રચાર નથી. આ ક્રિયાઓ જપસાધના કરતાં ધર્મસંસ્કારોની વિશેષ પોષક છે. અમે તેને ફલપ્રાપ્તિ માટે અનિવાર્ય લેખતા નથી. જૈન, બૌદ્ધ, શીખ, ઈસાઈ, મુસલમાન, વગેરે ધર્મના અનુયાયીઓએ હોમ, તર્પણ, બ્રહ્મભોજન તથા માર્જનની ક્રિયાઓને અનુસર્યા વિના પણ મંત્રસિદ્ધિ મેળવેલી છે. પરંતુ જેમની શ્રદ્ધા આ ક્રિયાઓમાં હોય, તે એને જરૂર અનુસરે. તેથી નુકશાન તો થવાનું નથી જ.

[૩૪]

# જપનું તાંત્રિક અનુષ્ઠાન

જે મનુષ્યો એક યા બીજા કારણે જપસાધનાનો નિત્યકર્મ તરીકે સ્વીકારી કરી શકતા નથી, તે જપસાધના માટે તંત્રશાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણેનું અનુષ્ઠાન કરીને તેનો લાભ લઈ શકે છે. જપસાધના બિલકુલ ન કરવી, તેના કરતાં જ્યારે પણ સમય મળે ત્યારે અથવા તે માટે થોડો સમય જુદો કાઢીને અનુષ્ઠાન કરી લેવું, એ ડહાપણ-ભરેલો માર્ગ છે. પ્રાચીન પુરુષોએ જપને માનવજીવનનું એક મધુર ફલ કહ્યું છે, તેનાથી સુજ્ઞો વંચિત કેમ રહી શકે ? જેને જીવન સફલ કરવું છે અથવા તેની કૃતકૃત્યતા અનુભવવી છે, તેણે તો જપસાધના જરૂર કરવી જોઈએ.

અનુષ્ઠાન બની શકે તો ૨૧ દિવસનું, તેમ ન બની શકે તો ૧૪ દિવસનું અને છેવટે ૭ દિવસનું કરવું જોઇએ. તે સિવાય તેનો વિશિષ્ટ અનુભવ થઈ શકે નહિ, તેનો પ્રભાવ કે ચમત્કાર જોઇ શકાય નહિ.

૭ દિવસના અનુષ્ઠાનમાં કેટલો મંત્રજપ થઈ શકે ? એનો આધાર મંત્રના અક્ષરો તથા જપમાં બેસવાની સ્થિરતા ઉપર છે. આમ છતાં ૭ દિવસમાં સવા લાખ મંત્રનો જપ સારી રીતે કરી શકાય કે જેનો મોટો મહિમા છે. ૧૪ દિવસના અનુષ્ઠાનમાં તેથી બમણો એટલે અઢી લાખ મંત્રજપ થઈ શકે અને ૨૧ દિવસના અનુષ્ઠાનમાં તેથી ત્રણ ગણો એટલે પોણા ચાર લાખ મંત્રજપ થઈ શકે.

અમે ત્રણ દિવસમાં લાખ–સવા લાખ મંત્રજપ કરનારા જોયા છે, પણ તેમની ઝડપ જોઈને વિચારમાં પડયા છીએ કે આને શુદ્ધજપ કહી શકાય ખરો ? તંત્રકારોએ તો તેમાં દ્રુત નામનો દોષ માન્યો છે, એટલે તેનું નિવારણ કરવું જોઈએ. વળી જપ મંદગતિએ પણ કરવાનો નથી, એટલે સમગતિએ કરવો ઇષ્ટ છે. આ વસ્તુ ખ્યાલમાં રાખીને અમે ૭ દિવસમાં સવા લાખનો નિર્દેશ કર્યો છે.

અહીં એ પણ જણાવી દઈએ કે શ્રદ્ધા, શુદ્ધિ અને વિધિપૂર્વક થતા જપનું જ ખરું મહત્ત્વ છે, એટલે આપણે જે અનુષ્ઠાન કરીએ તે પૂર્ણ શ્રદ્ધાપૂર્વક, પૂર્ણ શુદ્ધિપૂર્વક તથા તેના વિધિને બરાબર અનુસરીને કરવું જોઈએ. આમાંથી એકપણ વસ્તુની ખામી હશે, તો તે અનુષ્ઠાન ધાર્યું ફલ આપી શકશે નહિ.

૭ દિવસમાં ૧,૨૫,૦૦૦ સવા લાખના હિસાબે ૧ દિવસમાં ૧૮૦૦૦ જપ કરવા જોઈએ. આટલા જપ એક બેઠકે ન થઈ શકે, એટલે સવારે અમુક, બપોરે અમુક

અને રાત્રિએ અમુક એ રીતે એનું વિભાજન કરવું જોઈએ. તેમાં સવારનો સમય વિશેષ હોઈને તે વખતે ૮૦૦૦, બપોરે ૪૦૦૦ અને રાત્રિએ ૪૦૦૦ એવો નિશ્ચય કરી શકાય. અહીં પ્રાતઃકાલથી અગિયાર–સાડા અગિયાર સુધીનો સમય સવાર સમજવાનો છે, બપોરના ત્રણથી પાંચ–સાડા પાંચનો સમય બપોર સમજવાનો છે અને રાત્રિના નવથી અગિયાર–સાડા અગિયાર સુધીનો સમય રાત્રિ સમજવાનો છે. સમયના આ પ્રમાણમાં જરૂર અનુસાર થોડો ફેરફાર પણ કરી શકાય, પરંતુ સામાન્ય વિભાજન આ પ્રકારનું રાખવું જોઈએ.

પહેલા દિવસે મંત્રદેવતાનું મહાપૂજન કરવાનું હોય છે, એટલે સવારમાં ૩૦૦૦ કે ૪૦૦૦ થી વધારે જપ થઈ શકે નહિ. તેની પૂર્તિ બપોર તથા રાત્રિના સમયે કરી લેવી જોઈએ, એટલે કે તે વખતે ૭૦૦૦, ૭૦૦૦ જપ કરી લેવા જોઈએ.

દરેક શુભ કાર્યનો આરંભ શુભ મુહૂર્તે કરવામાં આવે છે, તેમ અનુષ્ઠાનનો આરંભ પણ શુભ મુહૂર્તે કરવો જોઈએ. આ મુહૂર્ત ગુરુ કે સારા જ્યોતિષી પાસે કઢાવવું જોઈએ.

અનુષ્ઠાન માટે ખુલ્લી જગા પસંદ ન કરતાં ઓરડો પસંદ કરવો જોઈએ. આ ઓરડો ઠીકઠીક લાંબો–પહોળો તથા હવા ઉજાશવાળો હોવો જોઈએ. જો ઓરડો નાનો હોય તો તેમાં અનુષ્ઠાનને લગતી બધી સામગ્રી વ્યવસ્થિત રીતે ગોઠવી શકાય નહિ અને તેથી અનુષ્ઠાન યથાર્થપણે

થઈ શકે નહિ. હવા–ઉજાશ વિનાના સ્થાનમાં અમુક સમય બેસતાં મન મુંઝાવા લાગે છે અને તે અનુષ્ઠાનમાં વિક્ષેપ-કર્તા નીવડે છે, તેથી હવા–ઉજાશવાળા ઓરડાની પસંદગી કરવી ઇષ્ટ છે. આજે તો લોકો વીજળીના પંખા તેમજ એરકન્ડીશન્ડ (વાતાનુકૂલ) સ્થાનથી ટેવાયલા છે, એટલે પૂરતી હવા ન હોય, એવા સ્થાનમાં તેઓ લાંબો સમય બેસી શકે નહિ. ઉજાશથી મન પ્રસન્ન રહે છે અને દરેક ક્રિયા સ્ફૂર્તિથી સારી રીતે કરી શકાય છે. એક પદ્ધતિ માત્ર અંધકારમાં રહીને જપ કરવાની છે, પણ તે અહીં પ્રસ્તુત નથી. અહીં તો તાંત્રિક વિધાન પ્રમાણે અનુષ્ઠાન કરવાની વાત છે અને તેને અનુસરીને જ અમે આ ઉલ્લેખ કરી રહ્યા છીએ.

અનુષ્ઠાન માટે પસંદ કરાયેલા ઓરડાને સહુ પ્રથમ વાળી ઝૂડીને સાફ કરવો જોઈએ. જો એ સ્થાનમાં લીંપણ હોય તો ત્યાં તાજું લીંપણ કરાવી લેવું જોઈએ અને ફરસબંધી હોય તો તેને પ્રથમ જલથી ધોઈ પછી તેના પર ગુલાબજળનો છંટકાવ કરી તેને કપડાંથી લૂછી સ્વચ્છ કરી લેવી જોઈએ. આ કપડું પણ નવું કે ધોયેલું સ્વચ્છ હોવું જોઈએ.

હ્રીँકારવિદ્યાના અનુષ્ઠાનમાં તો આવા ઓરડાને ચૂનાથી ધોળી લેવાનો વિધિ છે, જેથી ચારે બાજુ શ્વેત-રંગનું વાતાવરણ જામે.

કેટલાંક સ્થાનોમાં ભૂત–પ્રેતાદિનો વાસ હોય છે, તેઓ

અનુષ્ઠાનમાં વિઘ્ન ન નાખે, તે માટે સ્થાનશુદ્ધિ કર્યા પછી નીચેનો શ્લોક બોલવો જોઈએ :

अपक्रामन्तु भूतानि, पिशाचाः सर्वतो दिशम् ।
सर्वेषामविरोधेन, पूजाकर्म समारभे ॥

'સર્વ દિશામાં રહેલા ભૂત–પિશાચો વગેરે દૂર ચાલ્યા જાઓ. સર્વના અવિરોધથી હું પૂજનક્રિયાનો આરંભ કરું છું.'

અહીં એ સ્પષ્ટતા પણ કરી દઈએ કે જે સ્થાનમાં ભૂત–પ્રેતાદિનો વાસ હોય, તે અનુષ્ઠાન માટે પસંદ કરવા યોગ્ય નથી. અહીં તો આપણે સારું માનીને પસંદ કરેલા સ્થાનમાં જો ભૂત–પ્રેતાદિના વાસનો સંભવ હોય તો તેને દૂર કરવાની વાત છે.

આ અનુષ્ઠાન મંત્રદેવતાની સમક્ષ કરવાનું છે, એટલે નિયત કરેલા સ્થાને ઊંચા આસન પર તેમની મૂર્તિ પધરાવવી જોઈએ અને મૂર્તિ ન મળે તો તેમની છબી પધરાવવી જોઈએ. વળી ત્યાં નિયમિત દીપ તથા ધૂપ થઈ શકે તે માટે નીચે બાજુના સ્થાનમાં તેમની જમણી બાજુએ દીપની વ્યવસ્થા અને તેમની ડાબી બાજુએ ધૂપની વ્યવસ્થા કરવી જોઈએ. દેવની જમણી બાજુ એટલે આપણી ડાબી બાજુ અને દેવની ડાબી બાજુ એટલે આપણી જમણી બાજુ એમ સમજવાનું છે, કારણ કે આપણે દેવની સન્મુખ બેસવાનું હોય છે.

આ દીપ અને ધૂપની વ્યવસ્થા કેવી હોવી જોઈએ ?

તે પણ જણાવી દઈએ. પ્રથમ તો આ દીપ અને ધૂપના સ્થાને લાકડાના બાજોઠ ગોઠવી દેવા જોઈએ અને તેના ઉપર જ આ બંને વસ્તુઓને સ્થાપવી જોઈએ.

અહીં જે દીપક પ્રકટાવવાનો છે, તે અનુષ્ઠાનની પૂર્ણાહુતિ સુધી અખંડ રહેવો જોઈએ. અનુષ્ઠાનમાં અખંડ દીપકનો મહિમા ઘણો છે. જો દીપક વચ્ચે વિરામ પામે—ઓલવાઈ જાય તો ઇષ્ટકાર્યની સિદ્ધિમાં વિઘ્ન આવે છે અને અખંડ રહે તો ઈષ્ટકાર્યની સિદ્ધિને સમીપ લાવે છે. દીપક એ જળહળતી જ્યોત છે અને શક્તિનું પ્રતીક છે, એટલી વસ્તુ ખ્યાલમાં રાખવી.

અખંડ દીપકની વ્યવસ્થા માટે નીચે પ્રમાણે વસ્તુઓ જોઈએ : ૧ તપેલી, ૧ ત્રાંબાનું કોડિયું, ૧ લાંબી વાટ, ૧ ઘી ભરવા માટેની તપેલી, તેના ઢાંકણા સાથે, ૧ ચમચો, ૧ લોખંડનો લાંબો સળિયો, ૧ ચાળણી, ૧ાા કીલો જેટલા ઘઉં તથા ૧ દીવાસળીની પેટી–તેમાં પ્રથમ તપેલી બે આંગળ ઊણી રહે, એ રીતે તેમાં ઘઉં ભરવા જોઈએ અને તેમાં ઘી તથા લાંબી દીવેટવાળું ત્રાંબાનું કોડિયું સહેજ ઢળતું રહે, એ રીતે ગોઠવવું જોઈએ. પછી દીવાસળીથી દીપક પ્રકટાવવો જોઈએ અને ઉપર ચાળણી ઢાંકી દેવી જોઈએ. ત્યારબાદ ચાર કે પાંચ કલાકે ઘી પૂરવું જોઇએ અને સળિયાથી વાટને સંકોરતાં રહેવું જોઈએ. જો વાટ પર મોઘરો જામ્યો હોય તો તેને સોયાથી ધીમેથી ખંખેરી નાખવો જોઈએ. ચાંદીના ફાનસમાં પણ દીવો મૂકીને તેનું અખંડપણું જાળવી શકાય છે.

ધૂપની વ્યવસ્થા માટે (૧) ધૂપદાન, (૨) ઊંચા પ્રકારનો ધૂપ જેવો કે દશાંગ, (૩) અગરબત્તીના સ્ટેન્ડ, (૪) ઊંચા પ્રકારની અગરબત્તી અને (૫) દીવાસળીની પેટી એટલાં સાધનો જોઈએ. તેમ જ સવાર-સાંજ સળગતા કોલસા મળી શકે એવી વ્યવસ્થા રાખવી જોઈએ, કારણ કે ત્યાં સવાર અને સાંજ ધૂપ કરવો આવશ્યક છે. ધૂપ થઈ રહ્યા પછી અગરબત્તીઓ પેટાવીને રાખી શકાય છે. જ્યાં સુધી જપ ચાલે ત્યાં સુધી તે સળગતી રહેવી જોઈએ.

જ્યાં મંત્રદેવતાને પધરાવવામાં આવ્યા હોય તેની આગળ એક પીઠ બનાવવી જોઈએ અને તેને વસ્ત્રથી આચ્છાદિત કરવી જોઈએ, જેથી તેના પર પૂજાની વસ્તુઓનું સમર્પણ કરી શકાય. વળી જપસાધકે તેની સામે બેસવાની જગા રાખવી જોઈએ અને તેની બંને બાજુ પાટલા ગોઠવી તથા તેના પર વસ્ત્ર ઢાંકી એક એક પીઠ બનાવી લેવી જોઈએ કે જ્યાં પૂજાનાં બધાં દ્રવ્યો તથા જપસામગ્રી રહી શકે.

પ્રથમ દિવસે મંત્રદેવતાનું મહાપૂજન કરવાનું હોય છે, એટલે તે અંગેની શુદ્ધ સામગ્રી આગળથી ભેગી કરી લેવી જોઈએ. તેમાં પુષ્પો તથા તોરણ તે જ દિવસે તાજાં મળે એવી વ્યવસ્થા કરવી જોઈએ.

ઓરડાના ઉપરના ભાગમાં એટલે છતની નીચે ચોકડી પડે એ રીતે આસોપાલવનું તોરણ બાંધવું જોઈએ. જો આસોપાલવ ન મળે તો આંબાનાં પાંદડાનું તોરણ બાંધી

શકાય અને તે પણ ન મળે તો પીંપળાનાં પાનથી તૈયાર કરેલા તોરણનો ઉપયોગ કરી શકાય. આ તોરણ મંડપના સ્થાને સમજવાનું છે. વળી તે ઓરડાના દ્વારે પુષ્પનું કે બીજું કલામય તોરણ બાંધવું જોઈએ, જેથી મંગલમયતામાં વૃદ્ધિ થાય અને અન્યને પણ ખબર પડે કે આ સ્થાન અનુષ્ઠાન માટે નક્કી થયેલું છે, એટલે ત્યાં ગમે તેમ અવરજવર કરી શકાય નહિ.

પૂજામાં જે નૈવેદ્યનો ઉપયોગ કરવાનો હોય, તે સૌભાગ્યવતી સ્ત્રીએ નાહી-ધોઈને અબોટ બનાવવું જોઈએ, એટલે કે તેમાંની કોઈ વસ્તુ ચાખવી ન જોઈએ. જો તે ચાખવામાં આવે તો ઉચ્છિષ્ટ થયું ગણાય અને તે દેવને ચડાવી ન શકાય.

પૂજનની બધી ક્રિયા વ્યવસ્થિત થાય, દીપ-ધૂપની બરાબર વ્યવસ્થા રહે તથા તે સ્થાનની સ્વસ્થતા જળવાઈ રહે, તે માટે એક કે બે ઉત્તરસાધકો રાખવા જોઈએ. તે માટે પૂજનના અનુભવી તથા કર્તવ્યપરાયણ મનુષ્યની પસંદગી કરવી જોઈએ અને તેને શું શું કાર્યો કેવી રીતે કરવાનાં છે? તેની અગાઉથી સ્પષ્ટ સમજણ આપી દેવી જોઈએ.

મંત્રદેવતાનું પૂજન વિવિધ ઉપચારો વડે કરવાનું હોય છે. તેમાં બની શકે તો ૧૬ ઉપચારથી પૂજન કરવું, તેમ ન બની શકે તો ૧૦ ઉપચારથી પૂજન કરવું અને તેમ પણ ન બની શકે તો ૫ ઉપચારથી પૂજન કરવું.

અહીં ૮ ઉપચારો વડે પણ પૂજન કરવાનો બળવાન સંપ્રદાય છે. મહાપૂજનમાં ઓછામાં ઓછા ૮ ઉપચારો તો હોવા જ જોઈએ, એમ અમારું માનવું છે.

તંત્રકારોએ ઉપચારની સંખ્યા આ પ્રમાણે ગણાવી છે::

## સોળ ઉપચાર

(૧) આસન.
(૨) સ્વાગત.
(૩) પાદ્ય–પગ ધોવા માટેનું પાણી.
(૪) અર્ધ્ય–અક્ષત, પુષ્પ, દુર્વા અને ઘસેલું ચંદન.
(૫) આચમન કરવા માટેનું પાણી.
(૬) મધુપર્ક–દહીં, ઘી, મધ, પાણી તથા સાકર એકત્ર કરીને બનાવેલ વસ્તુવિશેષ.
(૭) મુખપ્રક્ષાલન કરવા માટેનું પાણી.
(૮) સ્નાન માટેનું પાણી.
(૯) વસ્ત્ર.
(૧૦) ભૂષણ–અલંકાર.
(૧૧) ગંધ–સુગંધવાળા પદાર્થો.
(૧૨) પુષ્પ.
(૧૩) ધૂપ.
(૧૪) દીપ.
(૧૫) નૈવેદ્ય.
(૧૬) વંદના.

## દશ ઉપચાર

(૧) પાદ્ય.
(૨) અર્ઘ્ય.
(૩) આચમન.
(૪) મધુપર્ક
(૫) મુખપ્રક્ષાલન માટેનું પાણી.
(૬) ગંધ.
(૭) પુષ્પ.
(૮) ધૂપ.
(૯) દીપ.
(૧૦) નૈવેદ્ય.

## પાંચ ઉપચાર

(૧) ગંધ.
(૨) દીપ.
(૩) ધૂપ.
(૪) પુષ્પ.
(૫) નૈવેદ્ય.

## આઠ ઉપચાર

(૧) જલ.
(૨) ગંધ.
(૩) અક્ષત.
(૪) પુષ્પ.
(૫) નૈવેદ્ય.

(૬) દીપ.

(૭) ધૂપ.

(૮) ફલ.

અમે પોતે અનુષ્ઠાનમાં મોટે ભાગે આઠ ઉપચારોનો જ પ્રયોગ કરીએ છીએ. આ ઉપચારો અંગે થોડી સ્પષ્ટતા કરીશું.

(૧) **જલોપચાર** એટલે જલ વડે પૂજા કરવી. અહીં માત્ર જલ નહિ પણ પંચામૃતનો ઉપયોગ કરવાનો હોય છે. પંચામૃતમાં દૂધ, દહીં, ઘી, સાકર અને મધ એ પાંચ વસ્તુઓનું મિશ્રણ હોય છે. તે એક લોટામાં ભરી રાખવામાં આવે છે. પછી તેમાંથી જરૂર જેટલું એક પ્યાલામાં કાઢવામાં આવે છે અને તેમાંથી આચમની વડે અમુક પંચામૃત ગ્રહણ કરી, મંત્ર બોલી તરભાણામાં નાખવામાં આવે છે. આવું સમર્પણ ૧૦૮ વાર કરવામાં આવે તો ઉત્તમ બને છે. દરેક ઉપચારમાં આમ સમજવું.

(૨) **ગંધોપચાર** એટલે સુગંધી ચૂર્ણ વડે પૂજા કરવી. અહીં ચૂર્ણમાં અષ્ટગંધ કે વાસક્ષેપ વગેરેનો ઉપયોગ થાય છે. તેના વડે દેવના સર્વ અંગે પૂજા કર્યા પછી તેને મંત્ર બોલવાપૂર્વક તેમની સામે રહેલા થાળમાં તેનું સમર્પણ કરવામાં આવે છે.

(૩) **અક્ષતોપચાર** એટલે મંત્ર ભણી ચોખા વડે પૂજા કરવી. અહીં એક એક ચોખાનો દાણો નહિ, પણ ચપટી ભરીને ચોખા નાખવાના હોય છે. આ ચોખા અને

તેટલી સારી જાતના હોવા જોઈએ અને તે અગાઉથી સાફ કરી લેવા જોઈએ.

(૪) **પુષ્પોપચાર** એટલે પુષ્પો વડે પૂજા કરવી. આ પુષ્પો દેવને પ્રિય હોય તેવાં અને તાજાં વાપરવાં. દાખલા તરીકે શ્રી મહાલક્ષ્મીનું પૂજન હોય તો સોનચંપાનાં પુષ્પ વાપરવાં, શ્રી પદ્માવતીજીનું પૂજન હોય તો લાલ કરેણ કે કમળ વાપરવાં, વગેરે. જ્યાં આવું ખાસ વિધાન ન હોય ત્યાં સારાં સુગંધી પુષ્પોનો ઉપયોગ કરી શકાય. આ પુષ્પ પ્રથમ અંગૂઠા તથા તર્જની આંગળી વડે પકડી મંત્ર બોલીને ચડાવવાનું હોય છે.

(૫) **નૈવેદ્યોપચાર** એટલે નૈવેદ્ય ધરીને પૂજન કરવું. આમાં કયા દેવને કયું નૈવેદ્ય વધારે પ્રિય છે, તે ધ્યાન રાખી બધું તૈયાર કરવાનું હોય છે અને તે શ્રદ્ધાપૂર્વક દેવને અર્પણ કરવાનું હોય છે. અહીં નૈવેદ્યમંત્રની સંખ્યા ૧૦૮ કરવા માટે ૧૦૮ સાકરના ગાંગડાનો ઉપયોગ કરી શકાય છે. એટલે કે એક મંત્ર બોલી એક સાકરનો ગાંગડો ચડાવી શકાય છે. સાકરનો ગાંગડો એ નૈવેદ્યનું પ્રતીક છે.

(૬) **દીપોપચાર** એટલે દીપ વડે પૂજા કરવી. તેમાં ઘીનો દીવો સન્મુખ ધરવો એ દીપપૂજા છે. પરંતુ તેની સંખ્યા ૧૦૮ કરવા માટે અગાઉથી એવી દીપિકાઓ મેળવવી જોઈએ કે જેમાં આટલા દીપકો પ્રકટાવી શકાય. તેના ખાડામાં ઘી ભરી, વાટો મૂકી મંત્ર ભણવાપૂર્વક દીપક પ્રકટાવવો જોઈએ. આવી સામગ્રીના અભાવે દીપકવાળી

થાળી મંત્ર બોલવાપૂર્વક ૧૦૮ વાર સામે ધરીને પણ આ પૂજાનો લાભ લઈ શકાય છે.

(૭) **ધૂપોપચાર** એટલે ધૂપ વડે પૂજા કરવી. તે માટે ધૂપદાન કે તેવા જ કોઈ ખાસ પાત્રમાં અગ્નિ ભરી તેમાં મંત્ર બોલવાપૂર્વક ધૂપની ૧૦૮ આહુતિ આપવી જોઈએ.

(૮) **ફલોપચાર** એટલે ફલ વડે પૂજા કરવી. તેમાં દેવતાને પ્રિય ખાસ ફલ, તેમજ બીજાં સારાં તાજાં ફલોનું સમર્પણ કરી શકાય. ફલમંત્રની ૧૦૮ સંખ્યા પૂરી કરવા એક એક મંત્ર બોલીને એક એક બદામ ચઢાવી શકાય છે. બદામ એ ફલ છે.

પૂજા પછી સ્તોત્ર બોલવું જોઈએ. તેમાં ઇષ્ટદેવતાનાં સહસ્રનામવાળું સ્તોત્ર હોય તો તેને પસંદગી આપવી જોઈએ. અન્યથા સારગર્ભિત સુંદર સ્તોત્ર બોલવું જોઇએ.

તે પછી જપનો પ્રારંભ કરવો જોઈએ અને નિયત સંખ્યા પૂરી થયા પછી ધ્યાન ધરી સવારનો કાર્યક્રમ પૂરો કરવો જોઈએ.

અનુષ્ઠાનના દિવસો દરમિયાન બારથી ત્રણ વાગ્યા સુધીનો સમય ભોજન અને વિશ્રાંતિ માટે રાખવો. તેમાં સમય મળે તો સ્વાધ્યાય કરવો.

અનુષ્ઠાનના પ્રથમ દિવસે બની શકે તો ઉપવાસ કરવો, તેમ ન બની શકે તો એક વાર ભોજન કરવું, તેમ પણ ન બની શકે તો ફલાહાર અને દૂધ પર રહેવું અને

તેમ પણ ન બની શકે તો સાદું સાત્ત્વિક ભોજન લેવું. આ વખતે કોઈ અભક્ષ્ય પદાર્થ વાપરવો નહિ કે પીણાંનો ઉપયોગ કરવો નહિ. બને ત્યાં ત્યાં સુધી મિષ્ટાન્નનો પણ ત્યાગ કરવો.

આહારની અસર શરીર અને મન પર થાય છે, તેથી જ અહીં સાદા સાત્ત્વિક ભોજનની ભલામણ છે. વળી આ ભોજન પણ પેટ થોડું ઊણું રાખીને કરવું, જેથી શરીર અને મનની સ્ફૂર્તિ જળવાઈ રહે અને ધારણા મુજબ જપ-સાધના કરી શકાય.

સાયંભોજન બિલકુલ હલકું કરવું. ત્યારબાદ થોડો સ્વાધ્યાય કરવો અને રાત્રિના બીજા પ્રહરે મંત્રદેવતાની આરતી કરી જપ તથા ધ્યાનની પ્રવૃત્તિ કરવી. વચ્ચે સમય મળે ત્યારે થોડું ચંક્રમણ કરી શકાય, એટલે કે આંટા મારી શકાય. નજીકમાં બગીચો હોય તો ત્યાં જઈને પણ ટહેલી શકાય. આ રીતે થોડું ચંક્રમણ કરી લેવાથી શરીરની સ્ફૂર્તિ જળવાઇ રહે છે અને જપમાં કંટાળો આવતો નથી.

અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે અનુષ્ઠાનમાં પુષ્પજપનો મહિમા ઘણો છે. સાદા જપ કરતા પુષ્પજપનું ફલ અનેકગણું વધારે મળે છે. પુષ્પજપ એટલે પુષ્પ હાથમાં લઈ મંત્ર બોલીને દેવતાને સમર્પણ કરવું. તેમાં પ્રથમ ૧૦૮ પુષ્પ તો દેવતાને જે પુષ્પ અતિ પ્રિય હોય, તે ચડાવવાં અને બાકી જાઈનાં પુષ્પો ચડાવવાં. તે ન મળી શકે તો ચંદ્રિકા કે કાગડા જેવા શ્વેત પુષ્પોનો ઉપયોગ

કરી શકાય. આ પુષ્પો રોજ સવારમાં મેળવવાં જોઇએ અને તેમાં તૂટેલાં કે ખરાબ ન આવે એ રીતે તેની ગણના કરવી જોઈએ. આ રીતે સવારમાં ૩૦૦૦ પુષ્પજપ સારી રીતે થઈ શકે. જો તેટલી શારીરિક શક્તિ ન પહોંચે તો ૨૦૦૦ પુષ્પજપ કરવા અને બાકી સાદા જપ કરવા.

આ રીતે સવાર, બપોર અને રાત્રિના મળી ૧૮૦૦૦ જપ પૂરા કરવા જોઇએ.

અનુષ્ઠાનના છેલ્લા દિવસે જપસંખ્યા પૂરી કર્યા પછી મોટી આરતી ઉતારવી જોઇએ અને તેની ખુશાલીમાં બ્રાહ્મણો કે ગરીબોને યથાશક્તિ જમાડવાં જોઈએ. બાળકોને મીઠાઈ વહેંચીને પણ તેની ખુશાલી મનાવી શકાય.

મંત્રદેવતાની મૂર્તિ કે છબી, અખંડ દીપક વગેરેનું વિધિસર વિસર્જન કરવું જોઇએ. અનુષ્ઠાનના દિવસોમાં ધંધા–વ્યાપારનો ત્યાગ કરવો તથા સાંસારિક વાતોથી પર રહેવું. તે વખતે સમગ્ર ધ્યાન જપ ઉપર આપવું અને બાકીના સમયમાં સ્વાધ્યાય કરવો. વળી આ દિવસોમાં પાંચ વાગે જાગૃત થઈ નામસ્મરણાદિ સર્વક્રિયા કરવી કે જેનું સૂચન પૂર્વપ્રકરણોમાં થઈ ગયેલું છે.

આ દિવસોમાં બ્રહ્મચર્ય અવશ્ય પાળવું અને બને ત્યાં સુધી જપસાધના માટે નક્કી કરેલા ઓરડામાં એક શેતરંજી પર ઓશીકું રાખીને પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ સૂઇ રહેવું. માત્ર શેતરંજી પર ન સૂઈ શકાય તો ઊનના ધાબળાનો ઉપયોગ કરવો. નિદ્રાધીન થતા પહેલાં મંત્ર-

દેવતાનું અનન્ય મને સ્મરણ કરવું. નિદ્રાનું પ્રમાણ અલ્પ રાખવું.

અહીં એટલી સ્પષ્ટતા કરી દઈએ કે આવું અનુષ્ઠાન ગુરુ કે અનુભવી પુરુષના માર્ગદર્શન પૂર્વક જ વિધિસર થઈ શકે, એટલે તેમની સહાય અવશ્ય લેવી.

શ્રદ્ધા, શુદ્ધિ અને વિધિપૂર્વક કરેલું કોઈ અનુષ્ઠાન નિષ્ફલ જતું નથી. અમને પોતાને આવાં ઘણાં અનુષ્ઠાનોનો અનુભવ છે અને તેમાં અનેક પ્રકારની કાર્યસિદ્ધિઓ થતી જોઈ છે, તેથી જિજ્ઞાસુજનોને આ પ્રકારનું અનુષ્ઠાન કરવાનો આગ્રહભર્યો અનુરોધ કરીએ છીએ.

છેવટે એ પણ જણાવી દઈએ કે આવું અનુષ્ઠાન મોટાભાગે કામ્ય કર્મ માટે થાય છે, પણ તે નિષ્કામભાવે કરવું હોય તો પણ થઈ શકે છે અને તેના દ્વારા ચિત્ત-શાંતિ, પવિત્રતા, આધ્યાત્મિક વિકાસ આદિનો લાભ લઈ શકાય છે.

[ ૬૫ ]

# જપનું આધ્યાત્મિક અનુષ્ઠાન

સાંસારિક વાસનાઓ કે કામનાઓની પૂર્તિને લગતાં કર્મોને કામ્ય કર્મો કહેવામાં આવે છે. આવાં કામ્ય કર્મો અનેક પ્રકારનાં હોઈ શકે છે. જેમ કે–રોગનિવારણ, આપત્તિ-નિવારણ, ધનપ્રાપ્તિ, પદપ્રાપ્તિ, પુત્રપ્રાપ્તિ, ઇચ્છિત કન્યા કે વરની પ્રાપ્તિ, કોર્ટ–કચેરીમાં જયની પ્રાપ્તિ વગેરે. આ કામ્ય કર્મોની સિદ્ધિ ગત પ્રકરણમાં વર્ણવેલાં તાંત્રિક પદ્ધતિનાં અનુષ્ઠાનોથી થાય છે. જો અનુષ્ઠાનમાં કંઈ ખામી રહે તો તે બીજી વાર કે ત્રીજી વાર પણ કરવું પડે છે. જેઓ આવાં અનુષ્ઠાનો જાતે કરી શકતાં નથી, તેઓ આ વિષયમાં યોગ્ય અધિકારી પાસે અનુષ્ઠાનો કરાવીને પણ તથાપ્રકારનો લાભ મેળવી શકે છે, પરંતુ તેમાં તેણે યજમાન બનવું પડે છે અને શ્રદ્ધાપૂર્વક પૂજનાદિ કેટલીક ક્રિયાઓ તો અવશ્ય કરવી જ પડે છે.

હવે આધ્યાત્મિક ક્ષેત્ર પર આવીએ. તેમાં વિકાસ

સાધવા માટે પણ જપનાં ખાસ અનુષ્ઠાનો યોજી શકાય છે, જેનો સંકેત અહીં '**આધ્યાત્મિક અનુષ્ઠાન**' તરીકે કરવામાં આવ્યો છે. આધ્યાત્મિક વિકાસની અનેક ભૂમિકાઓ છે અને તે જીવનશુદ્ધિથી માંડીને પરમાત્મપદને સ્પર્શે છે, એટલે તે માટે એક કરતાં વધારે અનુષ્ઠાનો કરવા જરૂરી બને છે, પરંતુ એક અનુષ્ઠાનમાં જે અનુભવ મળે છે, તેથી આગળની ભૂમિકા ચડી શકાય છે અને તે જેવો તેવો લાભ નથી. વિદ્યાભ્યાસનું ધ્યેય બી. એ., કે એમ. એ., ની પદવી હોય તો તે માટે ક્રમશઃ અમુક ભૂમિકાઓ ચડવી જ પડે છે, ત્યારે આ તો પરમાત્મપદની પ્રાપ્તિની વાત છે, એટલે તેમાં અમુક ભૂમિકાઓ વટાવવી પડે, એ નિશ્ચિત છે.

આધ્યાત્મિક અનુષ્ઠાન ઓછામાં ઓછું ૨૧ દિવસનું કરવું જોઈએ, જેથી તેમાં અમુક ભૂમિકાએ પહોંચી શકાય. જો તેમ ન જ બની શકે તો ૧૪ દિવસ કે ૭ દિવસનું અનુષ્ઠાન કરીને પણ અધ્યાત્મનો પ્રસાદ ચાખી શકાય છે. એક વાર આ પ્રસાદ મીઠો લાગ્યો કે આગળ જતાં મોટા અનુષ્ઠાનોનો ઉત્સાહ વૃદ્ધિ પામવાનો અને તેથી ઘણો લાભ થવાનો, એટલે અમે ૧૪ કે ૭ દિવસના અનુષ્ઠાનનો નિષેધ કરતા નથી.

આધ્યાત્મિક ક્ષેત્ર પ્રત્યે અભિમુખ થયા સિવાય આધ્યાત્મિક વિકાસ સાધી શકાતો નથી, એટલે પ્રથમ પ્રશ્ન આધ્યાત્મિક ક્ષેત્ર પ્રત્યે અભિમુખ શી રીતે થવું? એ વિચારવાનો છે. આપણી વૃત્તિ અને પ્રવૃત્તિ મુખ્યત્વે સંસાર

તરફ ઝુકેલી છે અને તેથી લગભગ બધો જ વખત તેમાં રાચીએ છીએ. કુટુંબીજનો, સગાંસંબંધી, મિત્રો વગેરેનો સંગ તેમાં નિમિત્તભૂત બને છે. તેમનાથી થોડા દિવસ દૂર રહેવાનું થાય તો આપણને ગમતું નથી. અન્ય રીતે કહીએ તો સંસારસુખની મિથ્યા માન્યતાઓ અને મોહ આપણને આધ્યાત્મિક ક્ષેત્ર તરફ ઝુકતા અટકાવે છે. કોઈ સાધુ પુરુષનો સંગ કરતાં કે કોઈનું આધ્યાત્મિક સુંદર પ્રવચન સાંભળતાં કે કોઈ ગ્રંથનો સ્વાધ્યાય કરતાં આપણને આધ્યાત્મિક વિકાસ સાધવાની ભાવના જાગે છે, પણ સંસારી સંબંધીઓનાં વળગણને લીધે આપણે તે તરફ ઝુકી શકતા નથી કે ઝુકવાનો પ્રયત્ન કરીએ તો તેમાં અનેકવિધ અડચણો આવે છે. આ પરિસ્થિતિ ખ્યાલમાં રાખીને 'આધ્યાત્મિક અનુષ્ઠાન એકાંતમાં કરવું' એવો નિયમ બાંધવામાં આવ્યો છે.

એકાંત એટલે કોઈની અવરજવર ન હોય, તેવું સ્થાન. આવું સ્થાન ક્યાં મળી શકે? બધા મનુષ્યો વનના એકાંત પ્રદેશ કે ગિરિગુફાનો આશ્રય તો ન જ લઈ શકે. કદાચ તેઓ તેનો આશ્રય લેવાનો વિચાર કરે તો તેમની વર્તમાન રહેણી-કરણી આડે આવે છે અને તે સ્થાનમાં વસવા જેટલી નિર્ભયતા કેળવેલી હોતી નથી, તેથી છેવટે એ વિચાર માંડી વાળવો પડે છે.

આ સંયોગોમાં પોતાના ગામની નજીકમાં રહેલી નદીનો કિનારો કે ત્યાં એકાંતમાં આવેલા સ્થાનની પસંદગી વધારે ઈષ્ટ થઈ પડે છે. ત્યાં કોઈ મનુષ્ય દ્વારા ભોજન

આદિ નિયમિત મળતાં રહે એવી સગવડ કહી શકાય છે. આજે અનેક સાધુ-સંતો નર્મદાકિનારે તેમજ અન્ય નદીઓના કિનારે આ પ્રકારે વસી જપના આધ્યાત્મિક અનુષ્ઠાનનો લાભ લે છે અને આગળ વધે છે.

જો નજીકમાં કોઈ યોગાશ્રમ, સાધનાશ્રમ કે એવી જ બીજી કોઈ સંસ્થા હોય અને તેમાં ઓરડીઓની સગવડ હોય તો તેમાં એકલા રહીને આ પ્રકારનું અનુષ્ઠાન કરી શકાય છે. ગુજરાતમાં નડિયાદ ખાતે હરિ ૐ આશ્રમ જપસાધકોને આવા ઓરડા પૂરા પાડે છે.

જો આમ ન બની શકે અને પોતાના ઘરની જગા વિશાલ હોય તો તેનો એક ઓરડો પસંદ કરી તેમાં એકાંતનો આશ્રય લઈ શકાય છે. પરંતુ તે માટે ઘરના માણસોને ભોજન મૂકવા આદિ બાબતો સિવાય નહિ આવવાનું સમજાવી દેવું જોઈએ.

ઘણાને એકાંતમાં રહેતાં ભય લાગે છે, પણ સમજણ સુધારવાથી તથા હિંમત કરીને એકાંતમાં રહેવાથી એ ભય દૂર થઈ જાય છે. શિયાળાના દિવસો હોય અને ઠંડા પાણીએ નાવાનું હોય તો મનમાં એમ થાય છે કે ઠંડા પાણીથી શી રીતે નવાશે? જો આ વિચાર તીવ્ર બને તો ઠંડા પાણીથી નાવાનું માંડી વાળીએ છીએ, પણ હિંમત કરીને નળ નીચે બેસી જઈએ કે ઠંડા પાણીથી નાવાનું શરૂ કરી દઈએ તો કંઈ થતું નથી. પછી વિશ્વાસ પડતાં બીજા-ત્રીજા દિવસે ભય વિના ઠંડા પાણીથી નાઈ શકાય છે.

'એકાંતમાં રહેતાં એકલવાયા બની જવાય અને અમારા જીવનનો બધો રસ સૂકાઈ જાય તેનું શું?' એવો પ્રશ્ન પણ કેટલાક તરફથી ઉઠાવવામાં આવે છે, પણ આધ્યાત્મિક અનુષ્ઠાન એ જીવનપરિવર્તન માટેની એક ખાસ પ્રક્રિયા છે, એ ભૂલવાનું નથી. તાત્પર્ય કે અત્યાર સુધી આપણે સંસારભોગના વિવિધ સાધનોમાં રસ માન્યો છે, તેનું ધોરણ બદલવું જોઈએ અને 'મારા જીવનની શુદ્ધિ કેમ થાય? મારું મન શુદ્ધ અને સ્થિર કેમ થાય? મને દિવ્ય જીવનનો અનુભવ ક્યારે થાય?' વગેરે પ્રશ્નોમાં રસ લેવો જોઈએ. વળી 'જીવ એકલો આવ્યો છે અને એકલો જવાનો છે, તો થોડા દિવસ એકલપણાનો અનુભવ કરીએ તો ખોટું શું છે?' એમ વિચારવાથી એકલવાયાપણું અઘરું લાગતું નથી, સતાવતું નથી. એકલવાયાપણું ટાળવાનો અકસીર મંત્ર 'एकोऽहं' છે. તેનો જપ શરૂ કરો, એટલે એકલવાયાપણું સ્વાભાવિક લાગશે.

ટૂંકમાં એકાંતને લીધે અંતર્મુખતા પ્રગટે છે, મન વધારે શાંત અને સ્થિર બને છે અને પોતાની જાતને જોવાની એક અણમોલ તક સાંપડે છે. આજ સુધી આપણે આપણી જાતને જોઈ નથી, વધારે સ્પષ્ટ કહીએ તો મધ્યસ્થતાપૂર્વક જોઈ નથી, એટલે તેમાં કેવી ખોડ–ખાંપણો છે, કેવી કુટેવોએ ઘર કરેલું છે અને તેમાં કેવો વિસંવાદ તથા કેવી ભયંકરતા પ્રવર્તી રહી છે? તેનો સ્પષ્ટ ખ્યાલ નથી. જો આપણી જાતને મૂલ સ્વરૂપે જોવાની દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય

તો આપણે કેવા દેખાઈએ ? તે સંબંધમાં અહીં એક કથા રજૂ કરીશું.

## સ્વભાવથી મનુષ્ય કેવો હોય છે ? તે દર્શાવનારી કથા

દેવશર્મા નામનો એક બ્રાહ્મણ પાંચ પુત્રીઓનો પિતા હતો અને સ્થિતિ સાવ સામાન્ય હતી, એટલે આ પુત્રી-ઓને માટે યોગ્ય વર શી રીતે મેળવવો ? તેની મોટી મુંઝવણમાં પડયો. આખરે તેણે એક રાત્રિએ ઘર છોડયું અને કોઈ નદીના સંગમસ્થાન પર એક શિવાલય હતું, ત્યાં રહીને શિવજીની આરાધના કરવા માંડી. કેટલાક વખતે શિવજી પ્રસન્ન થયા અને તેમણે દર્શન આપ્યાં, ત્યારે આ બ્રાહ્મણે પોતાની મુશ્કેલીઓનો અંત લાવવા કેટલુંક દ્રવ્ય માગ્યું. શિવજીએ કહ્યું : 'દ્રવ્ય તો મનુષ્યલોકની વ્યવહાર ચલાવવાની માયિક વસ્તુ છે, તે મારી પાસે કયાંથી હોય ? કોઈ સારા મનુષ્ય પાસે જા, તે તને જોઈતું દ્રવ્ય આપશે.'

શિવજીનાં વચન પર વિશ્વાસ રાખી એ બ્રાહ્મણ પોતાના નગરમાં પાછો ફર્યો અને ત્યાં કોઈ સારા મનુષ્યને શોધી તેની પાસેથી દ્રવ્ય માગવા વિચાર્યું. એમ કરતાં તે એક બંગલાના દરવાજે આવીને ઊભો, તે એવી આશાએ કે આ બંગલામાંથી કોઈ સારો માણસ બહાર નીકળશે, એટલે તેને હું વિનંતિ કરીશ અને જોઈતું દ્રવ્ય મેળવી લઈશ.'

થોડી વારે એ બંગલામાંથી કડકડતાં કપડાંવાળો એક

મહેરબાન નીકળ્યા. તેને એ બ્રાહ્મણે વિનંતિ કરી કે 'બાબુ સાહેબ ! મારે પાંચ પુત્રીઓનાં લગ્ન કરવાં છે, માટે રૂપિયા પાંચ હજારની મદદ કરો.'

આ વચનો સાંભળતાં જ મહેરબાન ભડકયા અને રાતા–પીળા થઈ ગયા. 'બે રૂપિયા નહિ, પાંચ રૂપિયા નહિ, દશ, વીશ, પચીશ કે પચાસ રૂપિયા નહિ ને સીધા રૂપિયા પાંચ હજારની માગણી કરનારો આ ભામટો એના મનમાં શું સમજતો હશે? શું એનો બાપ અહીં મૂકી મૂકી ગયો છે તે આવી વિચિત્ર માગણી કરી રહ્યો છે?' તેણે પાસે ઊભેલા દરવાનને કહ્યું : 'આ બેવકૂફને અહીંથી દૂર કર. આવા ને આવા કયાંથી ચાલ્યા આવે છે? અને તું પણ ધ્યાન રાખતો નથી !' દરવાને ધક્કા મારીને એ બ્રાહ્મણને દૂર કાઢયો.

બ્રાહ્મણ વિચારમાં પડયો : 'આ શું ? શિવજીનાં વચન પર વિશ્વાસ રાખી સારા માણસ પાસે ધનની માગણી કરી, તો મારી આ વલે થઈ? માટે ફરી તેમની પાસે જવા દે અને બધો ખુલાસો કરવા દે.'

બ્રાહ્મણ ફરી શિવાલયમાં પહોંચ્યો. ત્યાં જપ–ધ્યાન –પ્રાર્થના કરતાં શિવજી પ્રકટ થયા અને તેમણે પૂછ્યું : 'કેમ શું થયું ? જોઈતું ધન મળી ગયું ?'

બ્રાહ્મણે કહ્યું : 'વાહ પ્રભો વાહ ! તમે પણ ખરી કરી ? જો મને બીજાના હાથે આ પ્રમાણે પીટાવવો હતો તો અહીં જ પૂરો કેમ ન કર્યો ?'

શિવજીએ કહ્યું : 'પણ શું બન્યું એ તો કહે.'

બ્રાહ્મણે કહ્યું : 'તમારા વચન પર વિશ્વાસ રાખી હું મારા નગરમાં પાછો ફર્યો અને એક સારા માણસ પાસે સવાલ નાખ્યો કે તે રાતો-પીળો થઇ ગયો અને દરવાન પાસે ધક્કા મરાવી મને હાંકી કાઢયો.'

શિવજીએ કહ્યું : 'પણ એ સારો માણસ ક્યાં હતો ? મેં તો તને સારા માણસ પાસે જઈને માગવાનું કહ્યું હતું.'

બ્રાહ્મણે કહ્યું : 'પ્રભો ! એ વિશાળ બંગલાનો માલીક હતો, ઘેર અનેક નોકર-ચાકરો અને ગાડી-ઘોડા હતા, શું એ સારો માણસ નહિ ?'

શિવજીએ કહ્યું : 'એ માણુસ જ ન હતો, પછી સારા માણસની તો વાત જ ક્યાં રહી !'

બ્રાહ્મણે કહ્યું : 'પ્રભો ! તમે આ શું કહો છો ? મેં નજરે જોયું તે બધું ખોટું ?'

શિવજીએ કહ્યું : 'માણસનું ખોળિયું પહેરવાથી જ માણસ થવાતું નથી. તે માટે માણસનો સ્વભાવ જોઈ એ.'

બ્રાહ્મણે કહ્યું : 'પ્રભો ! એની ખબર શી રીતે પડે ?'

શિવજીએ કહ્યું : 'હું તને એક જડી આપું છું, તે તારા કાને ચડાવીશ કે તને દિવ્યદૃષ્ટિ પેદા થશે અને તેથી મનુષ્યનો દેહ ધારણ કરી રહેલા મનુષ્યો સ્વભાવથી કેવા છે ? તે તું જોઈ શકીશ અને એ રીતે તેમાંથી સારો માણસ શોધી શકીશ.'

દેવશર્મા એ જડી લઈ ઘરે પાછો ફર્યો અને કાને જડી ચડાવી જોવા લાગ્યો તો કોઇ સ્વભાવથી માણસ દેખાય નહિ. એમ કરતાં તે મોચીવાડે આવ્યો, ત્યાં રામજી ભગતના નામથી ઓળખાતો મોચી સ્વભાવથી માણસ જણાયો, એટલે દેવશર્મા તેની દુકાને ચડ્યો. ત્યાં મોચી ભગતે તેને વંદન કરી બેસવાનું આસન આપ્યું અને હાથ જોડી કહેવા લાગ્યો : ‘ કંઈ સેવા–ચાકરી કે મારા જેવું કામકાજ હોય તો જણાવો. દાસ સર્વ પ્રકારે આધીન છે.’

બ્રાહ્મણે કહ્યું : ‘ ભાઇ ! હું આ શહેરમાં માણસ શોધતો હતો, પણ કોઈ સ્થળે માણસ જોવામાં આવ્યો નહિ. ફરતાં ફરતાં તમે એક જ માણસ જણાયા, એટલે તમારી પાસે આવ્યો છું.’

મોચી ભગતે કહ્યું : ‘ એ તો આપની કૃપા છે. બાકી આખું શહેર માણસોથી વસેલું છે. હું એકલો માણસ થોડો છું ? ’

બ્રાહ્મણે કહ્યું : ‘ પણ હું જેને માણસ જોઉં છું, એવા તો તમે એક જ છો. ’ પછી તેણે પોતાની બધી હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી.

મોચીભગતે કહ્યું : ‘ બ્રહ્મદેવ ! તમે કહો છો તે ઠીક છે, પણ ભગવાને મને એવો દ્રવ્યવાન બનાવ્યો નથી કે આપનું કાર્ય કરી શકું. હું મહેનત–મજૂરી કરી મારા વિશાળ કુટુંબનું ભરણ–પોષણ કરું છું. માથે ઈશ્વર જેવો

ધણી છે, એટલે બધું ચાલે છે. આમ છતાં જો પાંચ-પચીશ રૂપિયાની વાત હોત તો હજીયે હાથ જોડત, પણ આવડું મોટું કાર્ય મારાથી બની શકે એમ નથી.'

બ્રાહ્મણે કહ્યું: 'ભગત! મારો સવાલ તો તમારે જ પૂરો કરવો પડશે. આ ગામમાં હું બીજા કોઈને માણસ જોતો નથી, તો કોની પાસે જાઉં અને મારો સવાલ મૂકું ?'

રામજી ભગતે થોડી વાર વિચાર કરીને કહ્યું: 'વિપ્ર-દેવ! તે માટે મને એક ઉપાય સૂઝે છે, પણ તે માટે છ મહિનાનો સમય જોઈએ.'

બ્રાહ્મણે કહ્યું: 'એવો ઉપાય શું છે?'

રામજી ભગતે કહ્યું: 'હું એક ચમત્કારિક પગરખાં બનાવી જાણું છું. તે અતિ ઉત્તમ અને સુંવાળા બને છે અને ગમે તેવડા પગના માપનું માણસ પહેરે તેને બરાબર બંધબેસતાં થાય છે, પરંતુ મારા ઉદરપોષણ જેટલું રોજ કામ કર્યા પછી બાકીના સમયે જ તેને બનાવી શકું. જો આ પગરખાં રાજાને ભેટ કરીએ તો તે ખુશી થઈને મોં માંગ્યું ધન આપશે અને તેથી તમારું કામ થઈ જશે. મારે તેમાંથી એક પણ રૂપિયો હરામ છે.'

બ્રાહ્મણને આ ઉપાય ગમ્યો, ત્યારે રામજી ભગતે કહ્યું: 'પણ એ બધો વખત તમારે અહીં રહેવું પડશે. તે માટે અલગ ઉતારાની તથા સીધા-સામાનની વ્યવસ્થા કરી આપીશ.'

તેના વચન પર વિશ્વાસ રાખી દેવશર્માએ એ મુજબ કર્યું. બરાબર છ મહિનાના અંતે રામજી ભગતે અજબ કારીગરીના નમૂનારૂપ પગરખાંની જોડી તૈયાર કરી અને તેને મખમલની સુગંધીદાર પેટીમાં મૂકી યોગ્ય સમયે રાજાને ભેટ કરી, તેથી રાજા અત્યંત પ્રસન્ન થયો અને મનગમતું ઇનામ માગવા જણાવ્યું. ત્યારે મોચીભગતે કહ્યું: "કૃપાનાથ! મારે ત્યાં એક બ્રાહ્મણ છ મહિના થયા પડ્યો છે, તેનો મનોરથ પૂર્ણ કરી આપો, એટલી દાસની માગણી છે.'

રાજાએ કહ્યું: 'શું તારે ત્યાં આજે છ માસ થયા બ્રાહ્મણ રહ્યો છે?'

મોચી ભગતે કહ્યું: 'મહારાજ! કારણવશાત્ સર્વ કંઈ કરવું પડે છે, પરંતુ એ બ્રાહ્મણમાં મનુષ્યપરીક્ષાની ભારે કરામત છે.'

કરામત શબ્દ સાંભળતાં જ રાજાનું મન આકર્ષાયું અને તેણે બીજા દિવસે બ્રાહ્મણને પોતાની સાથે રાજસભામાં લાવવાનું જણાવ્યું. બીજા દિવસે મોચીભગત તથા દેવશર્મા રાજાની સભામાં ગયા. ત્યાં બ્રાહ્મણે પેલી બૂટી પોતાના કાને ચડાવેલી હતી, એટલે સભાનું દૃશ્ય જોઈ અત્યંત આશ્ચર્ય અનુભવવા લાગ્યો.

તે જોઈ રાજાએ પ્રશ્ન કર્યો: 'ભૂદેવ! તમે મારી રાજસભામાં એવું તે શું જોયું કે આટલા આશ્ચર્યચકિત જણાઓ છો?'

દેવશર્માએ કહ્યું: 'મહારાજ! આપ કશું ન કરો

અને ગુનો માફ કરો તો સત્ય હકીકત કહી સંભળાવું.' રાજાએ કહ્યું : 'બોલો, તમને સર્વ પ્રકારે છૂટ છે.' ત્યારે દેવશર્માએ જણાવ્યું : 'કૃપાનાથ! મેં છ મહિના સુધી બરાબર નિરીક્ષણ કરીને જોયું તો આ શહેરમાં આ એક મોચીભગત અને આપ નામદાર સિવાય બીજો કોઈ મનુષ્ય મારા જોવામાં આવ્યો નહિ. મનમાં કંઈક ભરોસો હતો કે આપની રાજસભા અમુક સારા મનુષ્યોની બનેલી હશે, પણ મેં ધારીને જોયું તો અહીં પણ અંધારું છે. આપની રાજસભામાં મને કોઈ મનુષ્ય દેખાતો નથી. બધાં ચિત્ર-વિચિત્ર જીવડાંઓ એકઠાં થયાં છે અને તે જ મારા આશ્ચર્યનું કારણ છે.'

'શું તમને મારી આ રાજસભામાં કોઈ મનુષ્ય દેખાતો નથી?' રાજાએ ખૂબ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

'કોઈ નહિ.' દેવશર્માએ એટલી જ ઠાવકાઈથી ઉત્તર આપ્યો.'

રાજાએ પૂછ્યું : 'ત્યારે એ બધા કોણ છે?'

દેવશર્માએ કહ્યું : 'જેનું પૂછો તેનું જણાવું.'

રા૦ 'ત્યારે બોલો જોઈએ અમારા વજીર સાહેબ કોણ છે?'

દે૦ 'તેઓ ગધેડા છે.'

રા૦ 'દિવાન સાહેબ?'

દે૦ 'તેઓ રાક્ષસ છે.'



આ ગ્રંથના પ્રકાશનને પ્રોત્સાહન આપનાર
શ્રીમાન્ જયંતિલાલ હઠીસિંગ શાહ,
તૃપ્તિ ટ્રાન્સપોર્ટના સંચાલક–મુંબઈ

રા૦ 'સેનાપતિ સાહેબ ?'

દે૦ 'એ વાઘ છે.'

રા૦ 'દરોગા સાહેબ ?'

દે૦ 'એ રીંછ છે.'

રા૦ 'ફોજદાર સાહેબ ?'

દે૦ 'એ કૂતરા છે.'

રા૦ 'ખજાનચી સાહેબ ?'

દે૦ 'એ વરુ છે.'

રાજા એક પછી એકનું પૂછતો ગયો અને દેવશર્મા જવાબ આપતો ગયો. સભામાં ભારે હસાહસ થઈ રહી. છેવટે રાજાએ કહ્યું : 'આ તો તમે મારી રાજસભાનું હડાહડ અપમાન કરી રહ્યા છો. જો તમે આ વસ્તુ સાબીત નહિ કરી આપો, તો તમારે માથે મોટી જવાબદારી સમજજો.'

દેવશર્માએ કહ્યું : 'હું આ વસ્તુ હમણાં જ આપને સાબીત કરી આપું છું.' પછી તેણે પોતાની પાસેની જડી રાજાને આપી અને તેમને કાને ચડાવીને સભાજનોનું નિરીક્ષણ કરવાનું કહ્યું, તો બ્રાહ્મણે કહ્યું હતું તેવા જ બધા દેખાયા. આથી રાજા આશ્ચર્ય અને ખેદ પામ્યો, પણ તેણે બ્રાહ્મણની આ કરામતની કદર કરી તેને જોઈતું દ્રવ્ય આપ્યું અને બ્રાહ્મણ તથા મોચી ભગત ખુશ થઈ પોતપોતાના સ્થાને પાછા ફર્યા.

તાત્પર્ય કે આપણને મનુષ્યનો દેહ મળ્યો છે, પણ અંદર પાશવી વૃત્તિઓ છુપાઇ રહેલી છે અને તે આપણને

સાચા અર્થમાં મનુષ્ય થવા દેતી નથી. જ્યાં મનુષ્યપણું નથી, ત્યાં મહામનુષ્યત્વ કે દેવત્વની વાત તો રહી જ ક્યાં? એટલે મનુષ્યે પોતાની જાતનું નિરીક્ષણ કરતાં રહેવાનું છે અને તેમાંથી પાશવી વૃત્તિઓને દૂર કરવાની છે. આધ્યાત્મિક વિકાસનો આ જ સાચો માર્ગ છે અને તે નરને નારાયણ બનાવે છે.

એકાંતમાં રહેવાથી મૌનનો લાભ આપોઆપ મળે છે, કારણ કે ત્યાં અન્ય કોઇ વ્યક્તિ નહિ હોવાથી સંભાષણ કે વાર્તાલાપનો પ્રસંગ આવતો જ નથી. મૌનથી મન શાંત અને સ્થિર થાય છે તથા આંતરિક ચેતના જગાડી શકાય છે. તેથી જ અનેક સાધુ-સંતો અમુક સમયનું મૌન ધારણ કરે છે. તંત્રકારોએ પણ જપસાધના મૌનપૂર્વક કરવાની હિમાયત કરેલી છે.

જેઓ એકાંતનો લાભ ન મેળવી શકે તેઓ મૌનનો લાભ તો મેળવી જ શકે છે, કારણ કે તે પોતાની ઇચ્છા મુજબ કોઈપણ સ્થળે ધારણ કરી શકાય છે. જેઓ એકસામટું વધારે દિવસનું મૌન ધારણ ન કરી શકે તે અઠવાડિયે એક દિવસ મૌનનો પાળવાની કે રોજ અમુક કલાક મૌન રાખવાની ટેવ પાડીને આગળ જતાં વધારે દિવસનું મૌન ધારણ કરી શકે છે.

એકાંત સાથે અંધકાર ભળે તો એ વધારે ઉપકારક બને છે, એમ કેટલાકનું માનવું છે. તેથી જ તેઓ એકાંત ગુફા જેવાં સ્થાનોને પસંદ કરે છે, અથવા તો તે પ્રકારનાં

ખાસ સ્થાનો બનાવી લે છે. ખાસ કરીને માટે જમીનમાં તે ઊંડાં ભોંયરાં બનાવે છે. અમદાવાદ–સાબરમતીના કિનારે એક બંગાલી સાધક ૪૦ ફુટ ઊંડું ભોંયરું બનાવીને તેમાં જપસાધના કરી રહેલ છે.

એકાંતમાં સ્થાન જમાવ્યા પછી ઇષ્ટમંત્રનો જપ શરૂ કરવામાં આવે છે. આ જપની સંખ્યા ગણવાની જરૂર નથી, એટલે તેમાં પ્રાયઃ અક્ષમાલા કે કરમાલાનો ઉપયોગ થતો નથી. એ તો જપ ચાલ્યો, એટલે ચાલ્યો. કલાકોના કલાકો સુધી તેની ધારા વહેતી રહે છે અને જ્યારે મન શ્રાંત થાય કે શરીરને આરામની જરૂર પડે ત્યારે જ તેને બંધ કરવામાં આવે છે.

આ અનુષ્ઠાનમાં ભોજન એક કે બે વાર પણ અલ્પ લેવાનું હોય છે અને નિદ્રા પણ ઓછી કરવાની હોય છે. અનુભવ તો એમ કહે છે કે જપના સાતત્ય વડે અંતર-ચેતના જાગૃત થવા લાગે, એટલે નિદ્રાનું પ્રમાણ આપોઆપ ઘટી જાય છે.

આવા પ્રસંગે મંત્રદેવતા તથા ગુરુની છબી સાથે રાખવી હોય તો રાખી શકાય છે અને સ્વાધ્યાય કરવા યોગ્ય થોડાં પુસ્તકો રાખવાં હોય તો તે પણ રાખી શકાય છે. વળી મંજીરા કે કરતાલ જેવું સાધન રાખવું હોય તો તે પણ રાખી શકાય છે. તેમાં મંત્રદેવતા તથા ગુરુની છબી ઊંચા સ્થાને પધરાવવી જોઈએ અને તેની સામે આસન માંડીને જપમાં બેસવું જોઈએ.

જપ કરતાં થાક લાગે ત્યારે ધ્યાન ધરી શકાય છે, સ્વાધ્યાય કરી શકાય છે, મંજીરા કે કરતાલના તાલપૂર્વક સ્તવ-ભજન-કીર્તન કરી શકાય છે, અથવા તો થોડું ચંક્રમણ કરીને તાજગી મેળવી શકાય છે.

આ પ્રકારનું અનુષ્ઠાન કરતાં—

(૧) પાપમય જીવનનો પરિહાર થાય છે.

(૨) પવિત્ર જીવન ગાળી શકાય છે.

(૩) આત્મનિરીક્ષણ કરી ચારિત્ર સુધારી શકાય છે.

(૪) નિર્ભયતા કેળવાય છે.

(૫) આત્મવિશ્વાસ વધે છે.

(૬) શરીર અને મનનું જાડ્ય ઓછું છતાં શારીરિક તથા માનસિક સ્ફુર્તિ અનુભવી શકાય છે.

(૭) ચેતનાશક્તિ જાગૃત થાય છે.

(૮) આત્મા તથા પરમાત્માના અસ્તિત્વનું ભાન થાય છે.

(૯) ભાવના અનુસાર અનેક પ્રકારનાં દૃશ્યો દેખાય છે.

(૧૦) કેટલાક આગળ વધેલા જપસાધકોને ઇષ્ટદેવનો સાક્ષાત્કાર પણ થાય છે.

આવું અનુષ્ઠાન કર્યા પછી સાધકને પાપમય જીવનની ઘૃણા થાય છે અને પવિત્ર જીવન ગાળવાનો ઉત્સાહ પ્રકટે છે, તે એનો સહુથી મોટો લાભ છે. પવિત્ર જીવન પરાકાષ્ઠાએ પહોંચે એ જ નરમાંથી નારાયણ બનવાની સ્થિતિ છે.

[ ૩૬ ]

## અજપા જપ

જ્યારે કોઈ મંત્રનો ઘણો જપ થાય, ત્યારે તે વગર પ્રયત્ને આપણા મન પર આવી જાય છે અને તેનું રટણ ચાલવા લાગે છે, તેને આપણે અજપાજપ સમજવાનો છે, કારણ કે તે વિશિષ્ટ પ્રયત્ન વિના થાય છે. ખાસ કરીને જ્યારે આપણે નવરા પડીએ, ત્યારે આવો જપ વિશેષ થાય છે અને ઘણીવાર તો ઊંઘમાં પણ ચાલતો હોય છે. આ વિધાન કદાચ આશ્ચર્યકારક લાગશે, પણ અમે આ અનુભવ કરેલો છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ કહીએ તો જેનો આંતરમન (Subconcious mind) પર ગાઢ સંસ્કાર પડ્યો હોય છે, તે બાહ્ય મનની સપાટી પર અનેક રીતે પ્રકટ થતો રહે છે. આ અજપા જપથી મંત્રદેવતા સાથેનું અનુસંધાન નિશ્ચિત બને છે, એટલે તેની કૃપા આપણા પર ઉતરે છે અને તે યશ તથા લાભકારક નીવડે છે.

પરંતુ અહીં અમે જે અજપા જપની વાત કરવા ઇચ્છીએ

છીએ, તેનો નિર્દેશ આ ગ્રંથના આઠમા પ્રકરણમાં કરી ગયા છીએ. ત્યાં અમે જણાવ્યું છે કે 'આપણા શરીરમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા નિરંતર ચાલી રહી છે. તેમાં શ્વાસ લેતી વખતે સો અને મૂકતી વખતે હં એવો શબ્દ પ્રકટ થાય છે. મનુષ્ય એક રાત્રિ-દિવસમાં ૨૧૬૦૦ વાર શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે. એટલે આ સોહં શબ્દ પણ તેટલી જ વાર પ્રકટ થાય છે. તે પણ એક પ્રકારનો જપ છે, પણ આપણા ખાસ પ્રયત્ન વિના થાય છે, એટલે અજપા જપ તરીકે ઓળખાય છે.'

આ અજપા જપનો લાભ આપણે કેવી રીતે લઈ શકીએ અને તેનું શું પરિણામ આવે? તેની અહીં ખાસ વિચારણા કરવાની છે.

આપણા ઘરમાં ધનનો ભંડાર છૂપાયેલો હોય, પણ આપણે પ્રયત્ન કરીને તેને બહાર ન કાઢીએ તો તેનાથી શો લાભ થાય? અજપા જપનું પણ એમ જ સમજવાનું છે. જો તે અંગે પ્રયત્નશીલ થઈએ તો જ તેનો લાભ મળી શકે છે. આ લાભ જેવો તેવો નથી, અર્થાત્ ઘણો મહાન છે અને તે આપણને છેવટે પરમાત્મપદ પર પ્રતિષ્ઠિત કરે છે.

જે મનન કરવા યોગ્ય હોય, તે મંત્ર કહેવાય. અથવા જેના મનનથી ત્રાણ સાંપડે તે મંત્ર કહેવાય. આ રીતે અજપા જપમાં પ્રકટ થતો સોહં શબ્દ મંત્રરૂપ છે. તેને

આપણે નૈસર્ગિક (Natural) મંત્ર કહી શકીએ, કારણ કે તે નિસર્ગની–પ્રકૃતિની એક ભેટ છે.

જે મંત્ર નાનો હોય તે જપવામાં ઘણો સુગમ પડે છે અને તેનો જપ ઘણો વધારે થઈ શકે છે, તો 'सोहं' મંત્ર માત્ર બે જ અક્ષરનો છે, એટલે તે પસંદ કરવા લાયક છે. વળી તે બે મહાન રહસ્યોથી યુક્ત છે. તેમાંનું એક રહસ્ય એ કે તેમાં ओम्–ॐ છૂપાયેલો છે. सोहं–सोहम् શબ્દનું બરાબર નિરીક્ષણ કરો, એટલે આ વાત સમજમાં આવી જશે. स અક્ષર ओ થી અલંકૃત છે અને ह ઉપર રહેલું અનુસ્વાર म् નું સૂચન કરે છે, એટલે सोहंનો જપ કરતાં ॐનો જપ આપોઆપ થાય છે. ॐનો જપ કેવો મંગલમય તથા કલ્યાણકારી છે, તે અમે **મંત્રચિંતામણિ** નામના ગ્રંથમાં વિસ્તારથી દર્શાવ્યું છે. તેનો ટૂંકો સાર એ છે કે ॐકારનો જપ **કામદ** એટલે સર્વ કામની પૂર્તિ કરનારો, તેમજ **મોક્ષદ** એટલે મોક્ષને આપનારો છે. ઘણા સાધુ–મહાત્માઓ ॐકારનો નિરંતર જપ કરતા હોય છે.

કેટલાક કહે છે કે ગૃહસ્થોએ ॐકારનો જપ કરવાનો નથી, તેનાથી નુકશાન થાય છે, પણ આ કથન ભૂલભરેલું છે. ॐકાર પરમાત્માનો વાચક છે અને પરમાત્માનો જપ તથા પરમાત્માનું ધ્યાન નિરંતર કરવા યોગ્ય છે. વળી માત્ર ॐકારના અનુષ્ઠાનથી પણ વ્યાવહારિક લાભો થયાના દાખલાઓ અનેક છે. અમારા એક મિત્રે પ્રાતઃકાલમાં વહેલા ઉઠીને ॐકારનો જપ શરૂ કર્યો હતો. તેઓ બેથી અઢી કલાક

આવો જપ કરતા હતા. આ રીતે એક મહિનો જપ કરતાં તેમની કામના ફળી હતી.

વળી ૐકાર તો વિશ્વવ્યાપી છે અને દુનિયાના દરેક ધર્મમાં તેનો એક યા બીજા સ્વરૂપે સ્વીકાર થયેલો છે. જૈનો તો તેને પંચપરમેષ્ઠીના પ્રથમાક્ષરો अ + अ + आ + उ + म् થી નિષ્પન્ન થયેલો માને છે × અને તેનું નિરંતર સ્મરણ કરવાનું ફરમાવે છે. એટલે ૐકારનો જપ ગૃહસ્થથી ન થાય એને એક પ્રકારનો વહેમ સમજવાનો છે.

सोहं નું બીજું રહસ્ય એ છે કે તેનો અસ્ખલિત ઉચ્ચાર કરતાં हंसो – हंसः શબ્દ બોલાય છે; તે પણ એક મહાન મંત્રરૂપ છે. सो हं सो हं सो हं આદિ. 'મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું' એ પંક્તિ પાઠકોએ જરૂર સાંભળી હશે. તેમાં હંસલો–હંસ જીવાત્મા કે જીવનું સૂચન કરનારો છે. યોગીઓ, અવધૂતો, સાધુઓ, સંતો તથા ભક્તજનો જીવને બહુધા હંસ તરીકે જ ઓળખે છે.

**હંસોપનિષદ્**માં કહ્યું છે કે 'જે સાધક બ્રહ્મચારી છે, શાંત છે, દાંત છે તથા ગુરુભક્ત છે, તેણે 'हंसः' મંત્રનું નિત્ય ધ્યાન ધરવું જોઈએ. જેમ લાકડામાં અગ્નિ રહેલો છે અને તલમાં તેલ રહેલું છે, તેમ સમસ્ત શરીરમાં ચૈતન્ય વ્યાપેલું છે. તેને જાણવાથી મનુષ્ય સંસારસાગર તરી જાય છે, એટલે કે તેને ફરી જન્મ ધારણ કરવો પડતો નથી.'

---

× તેના ખુલાસા માટે જુઓ પૃષ્ઠ ૭૪.

અહીં એ પણ જણાવી દઈએ કે हंसः हंसः એવા શબ્દો કાન પર પડતાં સર્પનું ઝેર ઉતરવા માંડે છે, એવી નોંધ જૈન શાસ્ત્રોમાં થયેલી છે. એક ડોશીના પુત્રને સર્પદંશ થયો અને ઝેર ચડતાં તેનો પુત્ર બેહોશ થઈ જમીન પર ઢળી પડયો. હવે તેના પુત્રનું નામ હંસ હતું, એટલે તે ડોશી હંસ હંસ એમ પોતાના પુત્રને વારંવાર સંભારી રડવા લાગી. આ શબ્દો તેના પુત્રના કાન પર અથડાતા ગયા, તેમ ઝેર ઉતરતું ગયું અને છેવટે તે નિર્વિષ થઈ ગયો.

જૈન પરંપરામાં તો વિષાપહાર મંત્રોને ઘણા ભાગે હંસમંત્રો જ કહેવામાં આવે છે. તાત્પર્ય કે सोहं ના જપમાં हंसः મંત્રનો જપ પણ સ્વાભાવિક જ થાય છે.

सोहं શબ્દ सो + हं એ બે અક્ષરોનો બનેલો છે, પણ सः અને अहं એ બેની સંધિ કરતાં પણ 'सोऽहं' એવો શબ્દ બને છે અને તે ઘણું અર્થગૌરવ ધરાવે છે. सः એટલે તે, અને अहं એટલે હું. તાત્પર્ય કે તે પરમાત્મા હું જ છું. આનો વિશેષાર્થ એમ સમજવાનો છે કે જે પરમ તત્ત્વ સકલ બ્રહ્માંડમાં–અખિલ વિશ્વમાં વ્યાપી રહ્યું છે, તે જ પરમતત્ત્વ મારામાં વ્યાપી રહ્યું છે. હું જો કે અત્યારે મોહ–માયાના બંધનને લીધે ભૌતિક દેહરૂપી પાંજરામાં પૂરાયેલો છું અને જીવાત્મા કે જીવ તરીકે ઓળખાઉં છું, પણ વાસ્તવમાં તો પરમાત્મા જ છું. જો મારાં અજ્ઞાનનાં પડળ હડાવી દઉં અને મોહ–માયાનાં બંધનો તોડી નાખું તો પરમાત્મા તરીકે બિરાજી શકું છું. 'આત્મા તે જ પરમાત્મા છે.' અથવા 'નર પોતાની કરણીથી નારાયણ થાય છે.' એ સંતવચનો સત્ય છે.'

'સોઽહં' મંત્રની અર્થભાવના કરતાં આવી આવી આધ્યાત્મિક વિચારણાઓ સ્ફુરે છે અને તે મનુષ્યના મનનું વલણ જે બહુધા ભૌતિક વસ્તુઓ પર કેન્દ્રિત થએલું છે, તેને પલટી નાખે છે. પરિણામે આધ્યાત્મિક વિકાસ થવા લાગે છે અને કૃતકૃત્યતા અનુભવાય છે.

'સોઽહં' મંત્રનો જપ વગર બોલ્યે પણ કરી શકાય છે અને બોલીને પણ કરી શકાય છે. મનુષ્ય જો શાંત-સ્વસ્થ બનીને પોતાના શ્વાસ-ઉચ્છ્વાસ પર ધ્યાન આપે તો 'સોઽહં' શબ્દ સંભળાવા લાગે છે અને તે સાધકને માટે જપરૂપ બને છે. વળી 'સોઽહં' શબ્દનું પ્રકટ ઉચ્ચારણ કરતાં ભાષ્યમાણ કે વાચિક જપ થાય છે અને હોઠ બીડીને હૃદયગતા વાણીથી રટણ કરતાં ઉપાંશુ જપ થાય છે.

'સોઽહ' મંત્રનો જપ કરવા માટે બ્રાહ્મ મુહૂર્ત તથા નિદ્રાધીન થતાં પહેલાંનો અર્ધા-પોણા કલાકનો સમય વધારે અનુકૂલ છે. બાકી તો લગની પર આધાર છે. જો લગની લાગી તો આઠ પ્રહર અને સાઠ ઘડી પણ તેનો જપ કરી શકાય છે.

અનુભવી પુરુષો કહે છે કે બીજા કોઈ પણ મંત્રના જપ કરતાં 'સોઽહં' મંત્રના જપથી ચિત્તવૃત્તિઓ જલ્દી શાંત અને સ્થિર થઈ જાય છે અને તેથી આધ્યાત્મિક વિકાસ ઝડપથી સાધી શકાય છે.

જેમને મનની સતત મથામણને લીધે કે અન્ય કોઈ કારણે નિદ્રાનાશનો રોગ લાગુ પડ્યો હોય, તે સૂતાં પહેલાં સોહં મંત્રનો નિયમિત જપ કરે તો નિદ્રા આવી જાય છે. વળી સતત પરમાત્માના વિચારથી અન્ય રોગો પણ મટે છે અને અપૂર્વ-અચિંત્યશક્તિનો પ્રવાહ વહેવા લાગે છે. ટૂંકમાં આધ્યાત્મિક વિકાસ માટે 'સોઽહમ્' નો જપ શ્રેષ્ઠ છે.

[ ૩૭ ]

# ઉપયોગી મંત્રસંગ્રહ

## (૧) કેટલાક જાપ્ય મંત્રો

જપસાધનામાં ઉપયોગમાં લેવા લાયક કેટલાક જાપ્ય-મંત્રો અહીં આપવામાં આવે છે.

**આત્મજાગૃતિ–આત્મસાક્ષાત્કાર કરાવનારા મંત્રો**

(૧) ॐ ।
(૨) ॐ नमः ।
(૩) ॐ तत् सत् ।
(૪) सोऽहम्
(૫) शिवोऽहम् ।
(૬) ॐ तत्त्वमसि ।
(૭) ॐ ब्रह्मास्मि ।
(૮) कोऽहं ।

**શ્રીરામના મંત્રો**

(૯) राम ।
(૧૦) श्री राम ।

(૧૧) ॐ श्री रामाय नमः ।

(૧૨) ॐ रं रामाय नमः ।

(૧૩) ॐ हूँ जानकीवल्लभाय नमः ।

(૧૪) ॐ श्रीरामः शरणं मम ।

(૧૫) ॐ सीतारामशरणं मम ।

(૧૬) ॐ श्रीसीतारामचन्द्राभ्यां नमः ।

(૧૭) सीताराम । राधेश्याम । राधेकृष्ण ।

(૧૮) श्रीराम जय राम जय जय राम ।

(૧૯) हरे राम हरे राम, राम राम हरे हरे ।

(૨૦) श्री राम राम रामेति, रमे रामे मनोरमे ।
सहस्रनामतत्तुल्यं, श्रीरामनाम वरानने ॥

(૨૧) आपदामपहर्तारं, दातारं सर्वसम्पदाम् ।
लोकाभिरामं श्रीरामं, भूयो भूयो नमाम्यहम् ॥

(૨૩) आर्तानामार्तिहन्तारं, भीतानां भीतिनाशनम् ।
द्विषतां कालदण्डं तं, श्रीरामचन्द्रं नमाम्यहम् ॥

(૨૪) रामाय रामभद्राय, रामचन्द्राय वेधसे ।
रघुनाथाय नाथाय, सीतायाः पतये नमः ॥

## શ્રીકૃષ્ણના મંત્રો

(૨૫) ॐ श्रीकृष्णाय नमः ।

(૨૬) ॐ क्लीँ कृष्णाय नमः ।

(૨૭) ॐ नमो भगवते वासुदेवाय ।

(૨૮) ॐ क्लीं कृष्णाय गोविन्दाय गोपीजनवल्लभाय नमः ।

(૨૯) ॐ नमो नारायणाय ।

(૩૦) हरि ॐ ।

(૩૧) हरि ॐ तत् सत् ।

(૩૨) हरे कृष्ण हरे कृष्ण, हरे कृष्ण हरे हरे ।

(૩૩) ॐ श्रीकृष्णशरणं मम ।

(૩૪) ॐ कृष्ण कृष्ण महायोगिन् , भक्तानामभयंकर ।
गोविन्द परमानन्द, सर्वं मे वशमानय ।

(૩૫) ॐ श्रीमन्नारायणचरणौ शरणं प्रपद्ये ।

## શિવના મંત્રો

(૩૬) ॐ नमः शिवाय ।

(૩૭) ॐ ह्रौं ।

## ગણપતિના મંત્રો

(૩૮) ॐ गं गणपतये नमः ।

(૩૯) ॐ गाँ गीं गूं गैं गौं नमः ।

(૪૦) ॐ ह्रीं गं ह्रीं महागणपतये नमः ।

## સરસ્વતીના મંત્રો

(૪૧) ॐ ह्रीं ह्सौं सरस्वत्यै नमः ।

(૪૨) ॐ ऐं सरस्वत्यै नमः ।

(૪૩) ॐ ह्रीं ऐं ह्रीं ॐ सरस्वत्यै नमः ।

(૪૪) ॐ वद वद वाग् वादिन्यै नमः ।

(૪૫) ॐ ह्रीं ऐं धीं क्लीं सौं श्रीं सरस्वत्यै नमः ।

## મહાલક્ષ્મીના મંત્રો

(૪૬) श्रीँ ।

(૪૭) ॐ श्रीँ महालक्ष्म्यै नमः ।

(૪૮) ॐ ह्रीँ श्रीँ महालक्ष्म्यै नमः ।

(૪૯) ॐ ह्रीँ क्लीँ श्रीँ महालक्ष्म्यै नमः ।

(૫૦) ॐ श्रीँ ह्रीँ श्रीँ कमले कमलालये प्रसीद ॐ श्रीँ ह्रीँ श्रीँ महालक्ष्म्यै नमः ।

## કાલીનો મંત્ર

(૫૧) क्रीँ क्रीँ क्रीँ ह्रीँ ह्रीँ हुं हुं दक्षिणकालिके क्रीँ क्रीँ क्रीँ ह्रीँ ह्रीँ हुँ हुँ स्वाहा ।

## દુર્ગાનો મંત્ર

(૫૨) ॐ दुं दुर्गायै नमः ।

## ચામુંડાદેવીનો (નવાર્ણ) મંત્ર

(૫૩) ॐ ऐँ ह्रीँ क्लीँ चामुण्डायै विच्चे ।

## શ્રી નૃસિંહદેવનો મંત્ર

(૫૪) ॐ आँ ह्रीँ क्ष्रौँ क्रौँ हुँ फट् ।

## દક્ષિણામૂર્તિનો મંત્ર

(૫૫) ॐ ह्रीँ दक्षिणामूर्तये तुभ्यं वटमूलनिवासिने । ध्यानैकनिरताङ्गाय नमो रुद्राय शम्भवे ॐ ह्रीँ ।

## દત્તાત્રેયના મંત્રો

(૫૬) ॐ दत्तात्रेयाय नमः ।

(૫૭) ॐ नमो भगवते दत्तात्रेयाय ।

(૫૮) ॐ द्राँ ॐ नमः श्रीगुरुदेवाय परमपुरुषाय सर्वदेवता-वशीकराय सर्वारिष्टविनाशनाय त्रैलोक्यं वशमानय स्वाहा ॐ द्राँ ॐ ।

## ગાયત્રી મંત્ર

(૫૯) ओ(३)म् भुर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ।

## મૃત્યુંજય મંત્ર

(૬૦) ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय मामृताम् ।

## હનુમાનના મંત્રો

(૬૧) ॐ श्री हनुमते नमः ।

(૬૨) ॐ हं पवननन्दनाय नमः ।

## સૂર્યના તેર મંત્રો

આ મંત્રો સૂર્યને દંડવત્ કરવાપૂર્વક બોલવાના હોય છે.

(૬૩) ॐ मित्राय नमः ।

(૬૪) ॐ रवये नमः ।

(૬૫) ॐ सूर्याय नमः ।

(૬૬) ॐ भानवे नमः ।

(૬૭) ॐ खगाय नमः ।

(૬૮) ॐ पूष्णे नमः ।

(૬૯) ॐ हिरण्यगर्भाय नमः ।

(७०) ॐ मरीचये नमः ।

(७१) ॐ आदित्याय नमः ।

(७२) ॐ सवित्रे नमः ।

(७३) ॐ अर्काय नमः ।

(७४) ॐ भास्कराय नमः ।

(७५) ॐ मित्र-रवि-सूर्य-भानु-खग-पुष-हिरण्यगर्भ-मरीच्यादित्य-सावित्रार्क-भास्करेभ्यो नमः ।

## જૈન મંત્રો

(७६) नमो अरिहंताणं ।
नमो सिद्धाणं ।
नमो आयरियाणं ।
नमो उवज्झायाणं ।
नमो लोऐसव्वसाहूणं ॥
एसो पंच-नमुकारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥

(७७) चत्तारि मंगलं ।
अरिहंता मंगलं ।
सिद्धा मंगलं ।
साहू मंगलं
केवलिपन्नत्तो धम्मो मंगलं ॥



શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ

તથા

તેમના શાસનની સેવા કરનાર

શ્રી ધરણેન્દ્ર અને પદ્માવતીદેવીને

અમારી કોટિ કોટિ વંદના.

શ્રી રમણીકલાલ મંગલદાસ શાહ

અને કુટુંબીજનોના સૌજન્યથી.

चत्तारि लोगुत्तमा ।
अरिहंता लोगुत्तमा ।
सिद्धा लोगुत्तमा ।
साहू लोगुत्तमा ।
केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो ॥

चत्तारि सरणं पवज्जामि ।
अरिहंते सरणं पवज्जामि ।
सिद्धे सरणं पवज्जामि ।
साहू सरणं पवज्जामि
केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ॥

(૭૮) ॐ अर्हं नमः ।
(૭૯) ॐ ह्रीँ अर्हँ नमः ।
(૮૦) ॐ ह्रीँ श्रीँ अर्हँ नमः ।
(૮૧) ॐ अ सि आ उ सा नमः ।
(૮૨) ॐ अर्हँ अ सि आ उ सा नमः ।
(૮૩) ॐ ह्रीँ श्रीँ अर्हँ अ सि आ उ सा नमः ।
(૮૪) ॐ ह्रा ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः अ सि आ उ सा नमः ।
(૮૫) ॐ ऐँ ह्रीँ श्रीँ क्लीँ ॐ अ सि आ उ सा नमः ।
(ત્રિભુવનસ્વામિની વિદ્યા)
(૮૬) ॐ ह्रीँ अर्हँ अ सि आ उ सा क्ष्रीँ नमः ।
(૮૭) ॐ ह्रीँ वरे सुवरे अ सि आ उ सा नमः ।
(૮૮) ॐ अरिहंत-सिद्ध-आयरिय-उवज्झाय-साहू ।
(૮૯) ॐ अरिहंत-सिद्ध-सयोगिकेवली स्वाहा ।
(૯૦) ॐ ह्राँ ह्रीँ ह्रुँ ह्रूँ ह्रेँ ह्रैँ ह्रौँ ह्रः अ सि आ उ सा ज्ञानादर्शन-चारित्रेभ्यो नमः । (શ્રી ઋષિમંડલનો મૂળ મંત્ર)

(૯૧) ॐ पार्श्वनाथाय ह्रीँ ।

(૯૨) ॐ ह्रीँ पार्श्वनाथाय ह्रीँ ।

(૯૩) ॐ ह्रीँ अर्हँ श्री पार्श्वनाथाय नमः ।

(૯૪) ॐ ह्रीँ श्रीँ कलिकुण्डस्वामिने नमः ।

(૯૫) ॐ नमो भगवते पार्श्वनाथाय क्षेमङ्कराय ह्रीँ नमः ।

(૯૬) ॐ ह्रीँ श्रीँ धरणेन्द्र-पद्मावती-पूजिताय श्री शंखेश्वर-पार्श्वनाथाय नमः ।

(૯૭) ॐ ह्रीँ श्रीँ धरणेन्द्र-पद्मावती-परिपूजिताय श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ।

(૯૮) श्री धरणेन्द्र-पद्मावती-सहिताय ॐ ह्रीँ श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ।

(૯૯) ॐ ह्रीँ नमः । (હ્રીઁકારવિદ્યા)

(૧૦૦) ॐ ह्रीँ ऐं क्लीँ श्री पद्मावतीदेव्यै नमः ।

(૧૦૧) ॐ ह्रीँ श्रीँ क्रौँ ह्रीँ ऐँ क्लीँ ह्सौ पद्मावत्यै नमः ।

(૧૦૨) ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पास विसहर वसह जिणफुलिंग ॐ ह्रीँ श्रीँ नमः । (ચિન્તામણિ મંત્ર)

આ જૈન મંત્રોની વિધિ માટે અમારા રચેલા **નમસ્કાર-મંત્રસિદ્ધિ** ગ્રંથનું ૩૨-૩૩-૩૪મું પ્રકરણ જુઓ.

## (૨) પ્રાયોગિક મંત્રો

### લક્ષ્મીપ્રાપ્તિ-વૃદ્ધિ-સ્થિરતા માટે

મહાલક્ષ્મીના બધા મંત્રો ઉપયોગી છે. મહાલક્ષ્મીની છબી તથા મહાલક્ષ્મીયંત્રનું પ્રથમ પૂજન કરીને તથા તેનું સ્તોત્ર બોલીને રોજ ૧૦૦૦ મંત્રનો જપ કરવો; આ વખતે

આસન તથા માળા પીળી રાખવી. શ્રીઁ બીજ એકલાનો જપ કરવો હોય તો રોજ ૨૦૦૦૦ જપ કરવો. કુલ દશ લાખ જપથી સિદ્ધિ થાય છે.

નવાર્ણ મંત્રનો એકાંત સ્થાનમાં બીલીના વૃક્ષ નીચે રોજ ૧૦૦૦ મંત્રજપ કરવાથી અને જપ પૂરો થતાં હવન કરવાથી પણ યથેષ્ટ ધનની પ્રાપ્તિ થાય છે.

શ્રીપદ્માવતીજીના મંત્રો પણ ધન તથા સૌભાગ્યનું આકર્ષણ કરવામાં અક્સીર છે.

'ૐ હ્રીઁ નમઃ' મંત્રનું સવા લાખનું અનુષ્ઠાન કરવાથી પણ યથેચ્છ ધન-સંપત્તિ મળે છે.

ગાયત્રીનું અનુષ્ઠાન પણ અમુક રીતે કરવાથી યથેચ્છ ધન-સંપત્તિ મળે છે. તેના વિધિ માટે જુઓ અમારા રચેલા **મંત્રચિંતામણિ** ગ્રંથનું પૃ. ૩૦૬.

## સંતાનપ્રાપ્તિ માટે

(૧૦૩) ૐ देवकीसुत गोविन्द, वासुदेव जगत्पते ।
देहि मे तनयं कृष्ण, त्वामहं शरणं गतः ।

પતિ-પત્ની બ્રહ્મચર્યવ્રત ધારણ કરી નાહી ધોઈ રોજ ૧૦૦૦ વાર આ મંત્રનો જપ કરે. પછી સ્ત્રી ઋતુ-શુદ્ધ થયે યોગ્ય દિવસે સહવાસ કરે તો ગર્ભાધાન થાય અને પુત્ર પ્રસવે.

(૧૦૪) ૐ नमः शक्तिरूपाय मम गृहे पुत्रं कुरु कुरु स्वाहा ।

પ્રથમ જેને એક વાર પુત્ર થઈ ચૂક્યો હોય, પણ પછીથી તેને કોઈ સંતાન થતાં ન હોય તો તેને કાકવન્ધ્યા નામનો દોષ કહેવામાં આવે છે. તેના નિવારણ માટે આ મંત્ર અક્સીર છે. આ મંત્રની રોજ ૧ માળા ફેરવવી.

આની સાથે **મંત્રવિદ્યામાં** નીચેનો પ્રયોગ કરવાની ભલામણ કરવામાં આવી છે.

પુષ્ય નક્ષત્રયુક્ત રવિવારના દિવસે અશ્વગંધાની જડ લાવીને તેને ભેંસના દૂધમાં ઘસીને (અથવા એ જડનું ચૂર્ણ કરીને તેને ભેંસના દૂધમાં મેળવીને) એક તોલાથી દોઢ તોલા જેટલા ચૂર્ણનું પ્રતિદિન સેવન કરવાથી તે સ્ત્રી સાત જ દિવસમાં ગર્ભ ધારણ કરે છે.

(૧૦૫) ॐ ह्राँ ह्रीँ ह्रुँ पुत्रं कुरु कुरु स्वाहा ।

આંબાના વૃક્ષ પર ચડીને રોજ આ મંત્રનો એકાગ્ર ચિત્તે યથાશક્તિ જપ કરવો. આ પ્રયોગ ચાલે ત્યાં સુધી રોજ શંકરનાં દર્શન કરવા તથા બિલીપત્ર ચડાવવાં, તેથી પુત્રની પ્રાપ્તિ થાય છે.

(૧૦૬) गोपालवेषधराय वासुदेवाय हुं फट् स्वाहा ।

આ મંત્રનો ૧ લાખ જપ કરવાથી સંતાનની પ્રાપ્તિ થાય છે.

(૧૦૭) ॐ ह्रीँ ऐँ क्लीँ श्रीपद्मावतीदेव्यै नमः ।

પ્રથમ શ્રી પદ્માવતી દેવીનું મહાપૂજન કરી કે કરાવી રોજ આ મંત્રની માલા ફેરવવી. ચાલીશ દિવસ સુધી રોજ ૧૦ માળા ફેરવવાથી બાર માસની અંદર પુત્ર થાય છે.

(૧૦૮) ॐ हं ॐ सः ।

આ મંત્રનું સદા સ્મરણ કરવાથી સંતતિની પ્રાપ્તિ થાય છે.

## વીંછીનો ડંખ ઉતારવા માટે

(૧૦૯) ॐ देवदानवयुद्धे मथ्यमाने महोदधौ ।
जातोऽसि वृश्चिराजत्त्वं स्वगृहं गच्छ महाविष ॥

૧૨૫૦૦ જપ કરવાથી આ મંત્ર સિદ્ધ થાય છે. પછી કોઇને વીંછી ડંખ મારે ત્યારે આ મંત્ર સો વાર બોલી કપડાના છેડા વડે તેનો ઝાડો મારવાથી વીંછી ઉતરી જાય છે.

(૧૧૦) ॐ पक्षि स्वाहा ।

૧૦૦૦૦ જપથી સિદ્ધ થાય છે અને ૨૧ વાર બોલવાથી ઝેર ઉતરે છે.

(૧૧૧) ॐ द्रं जं क्षी जं स्वाहा ।

૧૦૦૦૦ જપથી સિદ્ધ થાય છે અને ૨૧ વાર બોલવાથી ઝેર ઉતરે છે.

## સાપનું ઝેર ઉતારવા માટે

(૧૧૨) ॐ ह्रीँ हंसः ।
(૧૧૩) ॐ ह्राँ हंसः ।

આ બંને મંત્રો ૧ લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. પછી આ મંત્ર ભણીને કુશ વડે માર્જન કરતાં સાપનું ઝેર ઉતરી જાય છે.

(૧૧૪) सर्पापसर्प भद्रं ते गच्छ सर्पमहाविष ।
जन्मेजयस्य यज्ञान्ते, आस्तिकं वचनं स्मर ॥

(૧૧૫) आस्तिकस्य वचनं श्रुत्वा, यः सर्पो न निवर्तते ।
शतधा भिद्यते मुर्ध्नि, शिशवृक्षफलं यथा ॥

બંને મંત્રો ૧૨૫૦૦ પાઠ કરવાથી સિદ્ધ થાય છે. પછી કામ પડયે આ મંત્ર વડે અભિમંત્રિત કરેલા જલની અંજલિઓ છાંટવાથી સાપનું ઝેર ઉતરી જાય છે.

## ભય નિવારવા માટે

(૧૧૬) ॐ नमो नमो ह्राँ ह्रीँ ह्रूँ ह्रः चः क्षः ह्रीँ फट् फट् स्वाहा ।

(૧૧૭) ॐ ह्रीँ क्षाँ क्षाँ क्षाँ क्षाँ क्षेँ क्षैँ क्षौँ क्षः ।

(૧૧૮) ॐ क्षीँ क्षीँ क्षँ क्षँ क्षेँ क्षैँ क्षः ।

આ મંત્રનો રોજ ૧૦૦૮ જપ કરવાથી ભયનું નિવારણ થાય છે.

## તાવ ઉતારવા માટે

(૧૧૯) ॐ शान्ते शान्ते सर्वारिष्टनाशिनि स्वाहा ।

૧ લાખ મંત્રનો જપ કરવાથી સિદ્ધ થાય છે. પછી કામ પડયે આ મંત્ર સાત વાર બોલીને અભિમંત્રિત કરેલું જલ પીવડાવવાથી ગમે તેવો તાવ ઉતરી જાય છે.

## શૂલની પીડા દૂર કરવા માટે

(૧૨૦) कालि कालि महाकालि नमोऽस्तु ते हन हन दह दह शूलं त्रिशूलेन हुं फट् स्वाहा ।

આ મંત્ર ૧૦૮ વાર ભણીને અભિમંત્રિત કરેલું જલ દર્દીને પાવડાવવાથી સર્વ પ્રકારના શૂલની પીડા મટે છે.

## સર્વ રોગો દૂર કરવા માટે

(૧૨૧) ॐ सं सां सिं सीं सुं सूं सें सैं सौं सं सः वं वां विं वीं वुं वूं वें वैं वों वौं वं वः हंसः अमृतवर्चसे स्वाहा ।

એક નવું માટીનું શરાવ (કોડિયું) લાવી તેમાં પાણી ભરવું અને ઉપરનો મંત્ર ૧૦૮ વાર બોલી એ પાણીને અભિમંત્રિત કરવું. પછી તેને પી જવું. આ પ્રયોગ બાર મહિના કરવાથી બધા રોગો મટી જાય છે અને નીરોગી અવસ્થા પ્રાપ્ત થાય છે.

## કર્ણ પિશાચીની માટે

(૧૨૨) ॐ ह्रीं कर्णपिशाचिनि हुं फट् स्वाहा ।

રાત્રિના સમયે બાર વાગ્યા પછી આ મંત્રજપ શરૂ કરવો. તે પહેલાં દીવાનું તેલ પગે મસલવું. આ દીવો સરસિયા તેલનો કરવો. આ રીતે બ્રહ્મચર્યપૂર્વક ૧ લાખ જપ કરવાથી સિદ્ધિ થાય છે.

મંત્ર સિદ્ધ થયા પછી સાધક મનમાં જે કોઈ પ્રશ્ન પૂછશે, તેનો ઉત્તર કર્ણપિશાચિની દેવીના ખરડા ઉપર લખેલો જણાશે.

## વરસાદ લાવવા માટે

(૧૨૩) ॐ ऐं कालि कालि ऐं स्वाहा ।

આ મંત્રથી પીંપળાની સમિધા અને ઘીનો હવન ૧૦૦૦૦ કરવાથી દુષ્કાલમાં વરસાદ આવે છે.

## બુદ્ધિ-સ્મૃતિ વધારવા માટે

(૧૨૪) ॐ ऐं नमः ।

આ મંત્રનો ૧ લાખ જપ કરવાથી બુદ્ધિ-સ્મૃતિ વધે છે.

## એકાક્ષી નાલિયેર માટે

(૧૨૫) ॐ ऐं ह्रौं ऐं ह्रीं श्रीं एकाक्षिनालिकेराय नमः ।

વિધિસર સ્થાપેલા એકાક્ષી નાળિયેર પર આ મંત્ર બોલીને ગુલાબનું ફૂલ ચડાવવું. આ રીતે ૧૦૮ ફૂલ ચડાવવાથી સર્વજન વશ થાય છે.

(૧૨૬) ॐ ह्रीं ऐं एकाक्षिनालिकेराय नमः ।

આ મંત્ર બોલી ૨૧ કરેણનાં ફૂલ ચડાવે અને ૧૦ માલાનો જપ પાંચ દિવસ સુધી કરે તો સ્વપ્ન આવે અને તેમાં જવાબ મળે-

(૧૨૭) ॐ ऐं ह्रीं श्रीं एकाक्षिनालिकेराय नमः ।

રોજ ૧૦૮ ડોલરના ફૂલ ચડાવી પૂજન કરે અને ૨૧ દિવસ સુધી ઉપરના મંત્રની એક માળા ફેરવે તો સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

## દક્ષિણાવર્ત શંખ માટે *

(૧૨૮) ॐ ह्रीं श्रीं क्लीं ब्लूं सुदक्षिणावर्तशङ्खाय नमः ।

આ પૂજનમંત્ર છે. તે બોલીને શંખનું પૂજન કરવું.

(૧૨૯) ॐ ह्रीं क्लीं ब्लूं दक्षिणमुखाय शङ्खनिधये समुद्रप्रभवाय शङ्खाय नमः ।

આ જાપ્ય મંત્ર છે. તેની રોજ ૧૦ માળા એક મહિના સુધી ફેરવવાથી ધનની વૃદ્ધિ થાય છે.

## સર્વ પ્રકારના લાભ માટે

(૧૩૦) ॐ ह्रीँ श्रीँ क्लीँ क्लूँ ह्रीँ घंटाकर्णो नमोऽस्तु ते ॐ नरवीर ठः ठः स्वाहा ।

આ ઘંટાકર્ણનો મંત્ર છે. ઉત્તર દિશા તરફ મુખ રાખી લાલ માળા ફેરવવાથી સર્વ પ્રકારે લાભ થાય છે.

## લક્ષ્મી તથા સુખ-સૌભાગ્ય માટે

(૧૩૧) ॐ ह्रीँ श्रीँ क्लीँ क्रौँ ॐ घंटाकर्ण महावीर लक्ष्मीं पूरय पूरय सुख-सौभाग्यं कुरु कुरु स्वाहा ।

ઘંટાકર્ણના આ મંત્રની ધનતેરશના દિવસે ચાલીશ માળા, કાળીચૌદશ કે રૂપચૌદશને દિવસે બેંતાલીશ માળા અને દીવાળીના દિવસે તેંતાલીશ માળા ગણવાથી લક્ષ્મી તથા સુખ-સૌભાગ્યની વૃદ્ધિ થાય છે.

## મુકદ્દમો જિતવા માટે

(૧૩૨) ॐ पद्मावति पद्मनेत्रे पद्मासने लक्ष्मीदायिनि वाञ्छा-पूर्णि ऋद्धिं सिद्धिं जयं जयं जयं कुरु कुरु स्वाहा ।

રોજ શ્રી પદ્માવતી દેવીનું પૂજન કરવું તથા પ્રવાળ કે લાલ સૂતરના મણકાની ૧ માળા ફેરવવી. તેથી મુકદ્દમો જીતી શકાય છે.

## ઇચ્છિત વરની પ્રાપ્તિ માટે

(૧૩૩) ॐ ह्राँ ह्रीँ सूर्याय सहस्रकिरणाय मम वाञ्छितं देहि देहि स्वाहा ।

(૧૩૪) ॐ घृणि सूर्य–आदित्याय स्वाहा ।

(૧૩૫) ॐ ह्राँ ह्रीँ सः ।

સૂર્યનારાયણનાં દર્શન કરી તેની સામે ઊભા રહી આ મંત્ર રોજ ૧૦૮ બોલવાથી થોડા વખતમાં ઇચ્છિત વરની પ્રાપ્તિ થાય છે.

અન્ય ઉપયોગી મંત્રસંગ્રહ માટે અમારો રચેલો **મંત્રદિવાકર** નામનો ગ્રંથ જુઓ.

[ ૧ ]

# ઉપક્રમ

જપ અંગે, જપસાધના અંગે જણાવવા જેવું જણાવી ગયા; હવે ધ્યાન અંગે કેટલુંક વિવેચન કરી તેની પૂર્તિ કરીશું. જપ અને ધ્યાન સ્વતંત્ર વિષયો હોવા છતાં, તે એક–બીજાના પૂરક છે. વધારે સ્પષ્ટ કહીએ તો ધ્યાનની સહાય વિના જપની સિદ્ધિ થતી નથી અને જપની સહાય વિના ધ્યાનની સિદ્ધિ થતી નથી. આ વિધાન કેટલાકને આશ્ચર્યજનક લાગશે, પણ પ્રથમ દૃષ્ટિએ આશ્ચર્યજનક લાગતાં અનેક વિધાનો સત્ય હોય છે અને તે આપણી આંખ ખોલનારાં નીવડે છે. પત્થર કરતાં પાણી બળવાન છે, એવું વિધાન ઘણાને આશ્ચર્ય ઉપજાવે છે, પણ જ્યારે તેઓ પાણીના પ્રવાહથી મોટી મોટી શિલાઓને તૂટી પડતાં, તેના નાના નાના ટૂકડાઓ થતાં અને છેવટે રેતીરૂપ બની જતાં નિહાળે છે, ત્યારે તેમનું એ આશ્ચર્ય શમી જાય છે.

ધ્યાનની સહાય વિના જપની સિદ્ધિ થતી નથી, એ

વસ્તુ પ્રથમ સમજી લઈએ. જ્યારે મનને અન્ય વિષયો-માંથી ખેંચી લઈને મંત્રાર્થમાં જોડવામાં આવે છે, ત્યારે જપ બરાબર થાય છે. હવે મનનો સ્વભાવ તો ભ્રમરની જેમ ભ્રમણ કરવાનો છે, એટલે કે તે એક વિષયથી બીજા વિષય પર અને બીજા વિષયથી ત્રીજા વિષય પર દોડી જાય છે. આ તેની ભ્રમણક્રિયા નિરંતર ચાલુ રહે છે, એટલે તેને મંત્રાર્થમાં જોડી રાખવાનું કામ સહેલું નથી. આપણે તેને મંત્રાર્થમાં જોડીએ છીએ, પણ તે તેના સ્વભાવ પ્રમાણે થોડી જ ક્ષણોમાં ત્યાંથી હઠી જાય છે અને બીજા વિષયોને પકડી લે છે.

ચંચલતા એ મનનો સ્વભાવ છે અને ધ્યાનના અભ્યાસ-થી જ તેમાં પરિવર્તન આવે છે, એટલે કે તે સ્થિર બનતું જાય છે. હવે તમે જ કહો કે ધ્યાનની સહાય વિના જપ સિદ્ધ થઈ શકે ખરો? આજે જપના ફલ વિષે જે ફરિયાદ ઉઠી રહી છે, તેનું ખરૂં કારણ એ છે કે તેમાં ધ્યાન ભળેલું હોતું નથી. જો તેમાં ધ્યાન ભળે તો એકાગ્રતા આવે, મન અને મંત્ર એક થઈ જાય અને તેથી ધાર્યું પરિણામ અવશ્ય આવે.

રોજનો નિયત જપ પૂરો થયા પછી ધ્યાન ધરવાનું જે વિધાન છે, તે ઘણું સૂચક છે. તેથી ચિત્તવૃત્તિઓમાં એકાગ્રતા આવતી જાય છે અને તે જપક્રિયાને ઉત્તરોત્તર શુદ્ધ બનાવે છે. આ રીતે ધ્યાનની સહાયથી જ જપસાધના

તેનું શુદ્ધ સ્વરૂપ પકડે છે અને છેવટે ફલવતી થાય છે. તાત્પર્ય કે ધ્યાનની સહાય વિના જપસિદ્ધિ થતી નથી.

હવે જપની સહાય વિના ધ્યાનસિદ્ધિ થતી નથી, એ એ વિધાનનો મર્મ સમજી લઈએ. ચિત્તવૃત્તિઓનું સંપૂર્ણ એકાગ્ર થવું એ ધ્યાનસિદ્ધિ છે. તે માટે અનેક ઉપાયો કામે લગાડવા પડે છે કે જેનું વર્ણન યોગશાસ્ત્રમાં વિસ્તારથી કરેલું છે. તેમાંનો એક ઉપાય સ્વાધ્યાય એટલે મંત્રજપ છે. મનને મંત્રજપમાં જોડતાં તેનું ભ્રમણ ઓછું થાય છે, ઘટી જાય છે અને તે ધારાબદ્ધ બને છે, એટલે તેનામાં ધારણા કરવાની યોગ્યતા આવે છે. આ ધારણા સિદ્ધ થતાં ધ્યાન બરાબર થવા લાગે છે અને તે જ ધ્યાનસિદ્ધિ છે. યોગીઓ પ્રણવ એટલે ૐકારમંત્રનો વારંવાર જપ કર્યા કરે છે, તે એમ બતાવે છે કે જપની સહાય વિના ધ્યાન-સિદ્ધિ થતી નથી.

જપ અને ધ્યાન માનવજીવનનો ઉત્કર્ષ સાધવા માટે સુંદર–સચોટ સાધનો છે, છતાં આપણા જીવનમાં ખાસ સ્થાન પામી શક્યા નથી, એ કેટલું શોચનીય છે? તેમાં જપ તો હજીયે કંઈક સ્થાન પામી શક્યો છે, પણ ધ્યાનના નામે ધબડકો છે. જેઓ સંસારનો ત્યાગ કરી સાધુ બન્યા છે અને મોક્ષ મેળવવા કે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા મથી રહ્યા છે, તેમની સ્થિતિ પણ લગભગ આવી જ છે. આનો અર્થ તો એ થયો કે અધ્યાત્મની વાતો કરવા છતાં આપણી દૃષ્ટિ અધ્યાત્મ ભણી–આધ્યાત્મિક વિકાસ ભણી

નથી. આપણને બાહ્ય આડંબર ખૂબ ગમે છે અને તેથી તેમાં જ રચ્યાપચ્યા રહ્યા છીએ.

રાત્રિ અને દિવસની મળી ૬૦ ઘડીઓ થાય, ૨૪ કલાક થાય, તેમાં જપ અને ધ્યાનમાં કેટલો સમય જાય છે? એના આંકડા માંડી જુઓ, એટલે સત્ય પરિસ્થિતિ સામે આવી જશે. અમે તો પોકારીને કહીએ છીએ કે સાધુ-જીવનની સાધના જપ અને ધ્યાન પર નિર્ભર છે. જો તેનો યોગ્ય આશ્રય લેવાશે તો આ સાધના સફલ થશે અને મોક્ષની પ્રાપ્તિ કે ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકશે; અન્યથા હાલત બૂરી છે, એટલે કે એક યોનિમાંથી બીજી યોનિમાં જન્મ લેવાનું ચાલુ જ રહેશે અને જન્મ, જરા તથા મરણનાં અકથ્ય દુઃખો ભોગવવાં જ પડશે.

ગૃહસ્થોમાં એક ભ્રમ એવો પેસી ગયો છે કે 'અમારી પાસે ઘણું ધન હોય તો જ અમે સુખી થઈ શકીએ' અને તેઓ રાત્રિ-દિવસ એનો જ પ્રયત્ન કર્યા કરે છે. વધારે દુઃખની-અફસોસની વાત તો એ છે કે તેઓ ધન કમાવાની ધૂનમાં નીતિને નેવે મૂકે છે, ધાર્મિક આચરણોને ભૂલી જાય છે અને અધ્યાત્મના આદર્શથી ઘણે દૂર રહે છે. धर्मेण हीनाः पशुभिः समानाः । એ પ્રાચીન ઉક્તિના ધોરણે કહીએ તો આ માનવતાનો વિકાસ નથી, પણ પશુતા તરફનું પ્રયાણ છે. વધારે વિચિત્ર વાત તો એ છે કે ધન કમાવાની આંધળી દોટના કારણે તેઓ પોતાનું આરોગ્ય ગુમાવે છે, મનની શાંતિ ખોઈ નાખે છે અને વિવિધ પ્રકારના સંઘર્ષોમાં સપડાઈ

અનેક પ્રકારની ચિંતાઓ તથા અનેક પ્રકારના ઉદ્વેગોમાં પોતાનું આયુષ્ય પૂરું કરે છે. શું આને માનવજીવનની સફળતા કે સાર્થકતા કહીશું ખરાં?

સંસારનો વ્યવહાર ચલાવવા માટે ધન-સંપત્તિની જરૂર છે, પણ તેની મર્યાદા હોવી જોઈએ. જો આવી મર્યાદાનો સ્વીકાર કરવામાં આવે તો આધ્યાત્મિક વિકાસ માટે કેટલોક સમય જરૂર ફાજલ પાડી શકાય અને તેમાં જપ તથા ધ્યાન જેવાં ઉત્તમ સાધનોનો અભ્યાસ અવશ્ય કરી શકાય. અપરિગ્રહ-વ્રત આમાં મદદ કરી શકે છે.

કેટલાક કહે છે કે 'અમારી વિટંબણાઓનો પાર નથી. અમે ત્રણ સાંધીએ ત્યાં તેર તૂટે છે, તો જપ અને ધ્યાનનો અભ્યાસ શી રીતે કરીએ?' પરંતુ આ મહાનુભાવોએ સમજી લેવું જોઈએ કે જપ અને ધ્યાનનો આશ્રય લેવાથી વિટંબણાઓ હઠી જાય છે, સંતોષ અને શાંતિભર્યું જીવન પ્રાપ્ત થાય છે અને ઉત્તરોત્તર ઉન્નતિ સધાય છે. જપ અને ધ્યાનનો માર્ગ અંગીકાર કરનારની કદી અધોગતિ થતી નથી. આ વસ્તુ વધારે તો અનુભવે સમજાય એવી છે. તે માટે અમે ગમે તેવાં વિધાન કરીએ તો પણ તેની સામે તર્ક થવાનો કે 'એ બની શી રીતે શકે?' એટલે અહીં એક જાતઅનુભવની ઘટના રજૂ કરીશું.

સને ૧૯૩૪-૩૫ની સાલમાં અમે અમદાવાદ ખાતે ગ્રંથપ્રકાશન, પત્રપ્રકાશન તથા તેને લગતું મુદ્રણકાર્ય કરવા

માટે એક મુદ્રણાલય ખોલી 'ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ' નામે એક સંસ્થા ઊભી કરી હતી. તેમાં ધાર્યા કરતાં નાણાનું રોકાણ વધારે થવા લાગ્યું અને અમારી પાસેના માલનાં નાણાં છૂટાં થાય એવી પરિસ્થિતિ ન હતી. ઘણા પ્રયત્નો કરવા છતાં એમાંથી રસ્તો નીકળ્યો નહિ અને આખરે એ સંસ્થા સમેટવી પડી. આથી અમને આઘાત થાય, એ સ્વાભાવિક હતું, પરંતુ આ સંસ્થા સમેટતાં અમારી બધી મૂડી ચાલી ગઈ અને ઉપરથી રૂપિયા વીશ હજારનું દેવું થયું. આ ઘટના પહેલાં બે વર્ષ પૂર્વે અમે કાયમ રહેવાની ગણતરીએ મુંબઈ આવી ગયા હતા. ×

ધંધો હાથથી ગયો અને ઉપરથી દેવું થયું. કોઈ મિત્ર કે સ્નેહી પાસે જવા જેવી પરિસ્થિતિ ન હતી, કારણ કે તેઓ ઓછાવત્તા ખરડાયેલા હતા. આ વખતે બીજો કોઈ ઉપાય ન સૂઝવાથી અમે ધ્યાનમાં બેસી પરમાત્માને પ્રાર્થના કરવા લાગ્યા કે 'તું મને રસ્તો બતાવ. હવે મારે શું કરવું ? અને આ દેવું શી રીતે કાપવું ?' થોડા દિવસ ધ્યાન અને પ્રાર્થનાનો આ ક્રમ ચાલ્યો કે એક દિવસ એકાએક અંતઃકરણમાં સ્ફુરણા થઈ કે 'વૈદકનો ધંધો શરૂ કર. તેમાં તારાં સાત વર્ષ નીકળી જશે અને તું દેવામાંથી મુક્ત થઈશ.'

આથી અમે આશ્ચર્ય પામ્યા, પરંતુ સમજતાં વાર ન લાગી કે આ તો અમારી ધ્યાનગત પ્રાર્થનાનો જ જવાબ છે. હવે વૈદકનો ધંધો અમે કદી કર્યો ન હતો અને વગર

× આ સાલ સને ૧૯૩૭-૩૮ની હતી.

આવડતે એ ધંધો ખેડવામાં કેવાં જોખમો રહેલાં છે, તે અમે જાણતા હતા. હા, એટલું ખરું કે નાનપણમાં એક કુશળ વૈદ્યના પુત્ર સાથે વગડામાં જઈને કેટલીક વનસ્પતિઓ ઓળખેલી અને તેનો વૈદકમાં કેવો ઉપયોગ થાય છે, તે જાણેલું. વળી આર્યભિષક્ ગ્રંથ આખો રસપૂર્વક વાંચી ગયેલા. પરંતુ એ કંઈ વૈદકના ધંધા માટેની યોગ્યતા ગણાય નહિ. હવે બનાવ શું બન્યો ? તે જુઓ.

આ ઘટનાના બીજા જ દિવસે વૈદકનો ધંધો કરનાર એક મહાશય અમારું નામ પૂછતાં અમારી પાસે આવ્યા અને કેટલીક ઔપચારિક વાતો બાદ કહેવા લાગ્યા કે 'હવે મારો વિચાર મુંબઈમાં સ્થિર થવાનો છે. પરંતુ આ શહેરમાં મારી ખાસ ઓળખાણ નથી. જો તમે આ બાબતમાં રસ લ્યો અને સારા સારા ગ્રાહકો લાવી આપો તો મારું પણ કામ થાય અને તમારું પણ કામ થાય.'

તેમની વાતચીત પરથી એટલી તો ખાતરી થઈ કે તે વૈદકનો સારો અનુભવ ધરાવે છે અને દર્દીઓને જરૂર ફાયદો થશે. એટલે અમે તેમની માગણીનો સ્વીકાર કર્યો અને ભાગીદારીમાં કામ શરૂ કર્યું.

આ ઘટના દૈવી સંકેતના અનુસંધાનમાં બની હતી, એટલે અમે તેમાં વિશેષ રસ લીધો અને તેમના સહવાસથી તથા વૈદકના ખાસ ખાસ ગ્રંથો વાંચીને તૈયાર થયા અને અમારો પ્રિય વિષય માનસિક સુધારણાનો હોઈ માનસવૈદ્ય તરીકે કામ કરવા લાગ્યા. અહીં એટલી સ્પષ્ટતા

કરી દઈએ કે અમારી ભાગીદારી તો થોડા જ વખતમાં છૂટી થઈ ગઈ હતી, પણ અમે સ્વતંત્ર રીતે અમારું વૈદકનું કામ ચાલુ રાખ્યું હતું.

અહીં પ્રાસંગિક એ પણ જણાવી દઈએ કે અમે આ વખતે વૈદક ઉપરાંત યોગ અને મંત્ર-તંત્ર સંબંધી પણ વિપુલ વાંચન કર્યું, જે અમને ઘણું ઉપયોગી થયું. સાથે એ પણ જણાવી દઈએ કે અમારી પાસે ઘણીવાર અટપટા કેસો આવતા અને તેની શી ચિકિત્સા કરવી? તે સંબંધી ધ્યાન ધરતા-ઊંડું ચિંતન કરતા કે અંતરમાંથી સ્ફુરણા થતી કે 'આને આ દવા આપો' અને એ દવા આપતાં તેને સારું થઈ જતું. એટલે તે દર્દી બીજા દર્દીઓને બોલાવી લાવતો અને એ રીતે અમારી ગ્રાહકસંખ્યા વધવા પામી.

આ ધંધો બરાબર સાત વર્ષ ચાલ્યો અને અમે દેવામાંથી પૂરેપૂરા મુક્ત થઈ ગયા. ત્યારબાદ એક એવી ઘટના બની કે અમે પાછા સાહિત્યના ક્ષેત્રમાં આવી ગયા અને તેના સર્જન, પ્રકાશન તથા પ્રચારમાં રસ લેવા લાગ્યા. ત્યારથી આજ સુધી એમાં જ મગ્ન છીએ. એમાં અમને કોઈ આર્થિક મુશ્કેલી નડી નથી. અમે અમારા પગ પર ઊભા રહીને બધું કાર્ય સારી રીતે કરી શકીએ છીએ.

આ રીતે ધ્યાનનો પ્રભાવ નિહાળવાના પ્રસંગો અમારા જીવનમાં અનેક વાર આવ્યા છે, તેથી જ અમને ધ્યાનની શક્તિમાં અનન્ય શ્રદ્ધા છે અને ધ્યાનનો આશ્રય લેવાની સહુ કોઇને જોરદાર ભલામણ કરીએ છીએ.

[ ૨ ]

# ધ્યાનનો અપૂર્વ મહિમા

ધ્યાન એ દિવ્ય જીવનનો દરવાજો છે, શક્તિના અખૂટ ભંડારની ચાવી છે અને અપૂર્વ ચિંતામણિ રત્ન છે. કદાચ કોઈને આ વચનો અતિશયોક્તિભરેલાં લાગશે, પણ હવે પછીનું વિવેચન તેની પ્રતીતિ કરાવશે.

## દિવ્યજીવનનો દરવાજો

માનવજીવનના ગુણ કે પ્રકૃતિ પ્રમાણે ત્રણ વિભાગો પડે છે: (૧) પશુજીવન, (૨) માનવજીવન અને (૩) દિવ્ય જીવન.

જે મનુષ્યમાં તમોગુણ અધિક હોય અને તેથી ક્રૂર, સ્વાર્થી, લંપટ, દુષ્ટ જીવન જીવતો હોય, તેના જીવનને આપણે પશુજીવન કહી શકીએ, કારણ કે પશુઓની જેમ તેને કર્તવ્યાકર્તવ્યનું ભાન નથી અને તે હેતુવિહીન યદૃચ્છા જીવન જીવે છે.

એક વાર કોઈએ એક નગ્ન જેવા જણાતા મનુષ્યને પૂછ્યું કે 'તારી આ લંગોટી ચિંથરેહાલ કેમ થઈ ગઈ છે?'

પેલાએ કહ્યું: 'એ લંગોટી નથી, પણ માછલાં પકડવાની જાળ છે.'

'તો શું તું માછલાં પકડવાનું કામ કરે છે?' પ્રશ્નકારે ફરી પ્રશ્ન કર્યો.

પેલાએ કહ્યું: 'એકલા માંસાહારમાં મજા આવતી નથી, એટલે તેની સાથે મત્સ્યભક્ષણ કરવા માટે માછલાં પકડું છું.'

આથી પ્રશ્નકાર વિસ્મય પામ્યો અને તેણે ફરી પ્રશ્ન કર્યો કે 'શું તું માંસાહાર પણ કરે છે?'

પેલાએ કહ્યું: 'મારા બધા ચોરમિત્રો માંસાહાર કરે છે, તેથી હું પણ માંસાહાર કરું છું.'

આથી પ્રશ્નકાર વધારે વિસ્મય પામ્યો અને એક વધુ પ્રશ્ન કર્યો: 'એટલે તું ચોરી પણ કરે છે, એમ ને?'

પેલાએ કહ્યું: 'શું કરું? જુગાર રમતાં હારી જવાથી ચોરી કરીને પૈસા લાવું છું અને તે લેણદારોને ચૂકવી દઉં છું.'

પેલા મનુષ્યોના ઉત્તરો એવા હતા કે કોઈને પણ આશ્ચર્ય થયા વિના રહે નહિ. એ પ્રશ્નોત્તરી આગળ ચાલી.

'ત્યારે તો તું જુગારી પણ છે? જુગારનો નાદ તને ક્યાંથી લાગ્યો?'

'હું એક વેશ્યાને ત્યાં જતો હતો, ત્યાંથી મને આ નાદ લાગ્યો.'

'હા! હા! ત્યારે તો તું બધી વાતમાં પૂરો છે. વેશ્યાગમન કરવાનું કંઇ કારણ? શું તારે પોતાની સ્ત્રી નથી?'

'મારી સ્ત્રી કદરૂપી હતી, એટલે મેં તેને છોડી દીધી. ત્યાર પછી ઘણી સ્ત્રીઓ ભોગવી, પણ કોઈથી સંતોષ ન થયો, એટલે વેશ્યાગમન શરૂ કર્યું.'

'તારા જેવા નિર્ધનને વેશ્યા કેમ સંઘરે છે?'

'તેને હરણનાં બચ્ચાનું માંસ બહુ ભાવે છે, એટલે હું જંગલમાં જઈને તેનો શિકાર કરી લાવું છું અને એ રીતે એનો શોખ પૂરો કરું છું, એટલે તે મને સ્થાન આપે છે.'

પ્રશ્નકારે કહ્યું: 'હવે મારે કોઈ પ્રશ્ન પૂછવો નથી. તું માનવદેહમાં પશુનું જીવન જીવી રહ્યો છે, તેનો મને પૂરો ખ્યાલ આવી ગયો.'

જેઓ વાતવાતમાં છરીઓ કાઢે છે, ચોરીઓ કરે છે, ખૂન કરે છે અને લાગ મળતાં ધાંધલ કે તોફાનો મચાવી પ્રજાને લૂંટે છે, તેઓને શું આપણે માનવજીવન જીવનારા કહી શકીએ ખરા?

એક વિચારકે એમ કહ્યું છે કે—

येषां न विद्या न तपो न दानं,
न चापि शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता,
मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥

'જેઓ મનુષ્યનો દેહ મળવા છતાં કોઈ વિદ્યા સંપાદન કરતા નથી, કોઈ જાતની તપશ્ચર્યા કરતા નથી, કોઈ સુપાત્ર કે ગરીબ-ગરબાંને દાન આપતા નથી, કોઈ વ્રતનિયમ ધારણુ કરતા નથી, કોઈ મહાન ગુણો કેળવતા નથી કે ધર્મનું આચરણ કરતા નથી, તે આ મનુષ્યલોકમાં ભૂમિને ભારરૂપ છે અને માનવના રૂપમાં પશુ તરીકે પોતાનું જીવન વ્યતીત કરી રહેલ છે.'

આ પરથી એમ સમજવાનું કે જે મનુષ્યના આચાર-વિચાર સારા હોય અને જે હેતુપૂર્વકનું નિયમિત જીવન જીવતા હોય, તે સાચા અર્થમાં મનુષ્યનું જીવન-માનવ જીવન જીવે છે અને પૃથ્વીપટને શોભાવે છે. આ જીવનમાં રજોગુણની અધિકતા હોય છે.

જે મનુષ્ય સર્વ સાંસારિક પદાર્થોનો મોહ છોડીને તથા વૈરાગ્ય, ત્યાગ આદિ મહાન ગુણોથી વિભૂષિત થઈને પરમાત્માનો પ્રકાશ મેળવવા પ્રયત્ન કરે છે, તેના જીવનને દિવ્ય જીવન કહેવામાં આવે છે. દિવ્ય એટલે પ્રકાશવંત. આપણું જીવન અજ્ઞાનથી-અંધકારથી આવૃત્ત હોય છે, તેની અપેક્ષાએ આ જીવન પ્રકાશવંત હોવાથી તેને દિવ્ય જીવન સમજવાનું છે. આ જીવનમાં સત્ત્વગુણની અધિકતા હોય છે.

આવું દિવ્ય જીવન ભારતના ઋષિ-મહર્ષિઓ,

તીર્થંકરો, તથાગતો વગેરે જીવ્યા હતા અને તેમના પગલે ચાલનારા બીજા અનેક મહાન પુરુષો પણ જીવ્યા હતા, એટલે આવું જીવન શક્ય છે અને તે સત્સંગ, સ્વાધ્યાય, પૂજા, પ્રાર્થના, તપ, જપ તથા ધ્યાનનો આશ્રય લેવાથી પ્રાપ્ત થઈ શકે છે. આ બધા સાધનોમાં ધ્યાનની મુખ્યતા છે. અન્ય શબ્દોમાં કહીએ તો સત્સંગ, સ્વાધ્યાય, પ્રાર્થના, પૂજા, તપ અને જપ ચાલુ હોય, પણ ધ્યાનનો યોગ્ય આશ્રય લેવામાં ન આવે ત્યાં સુધી દિવ્ય જીવનનાં દ્વાર ખૂલતાં નથી, તેથી જ ધ્યાનને **દિવ્ય જીવનનો દરવાજો** સમજવાનો છે.

## શક્તિના અખૂટ ભંડારની ચાવી

આપણે એટલું જાણીએ છીએ કે આપણી પાસે વિશેષ–વધારે–ઘણી વધારે શક્તિ હોય તો આપણે ઘણું કરી શકીએ અને એ રીતે લાભ તથા યશના ભાગીદાર બની શકીએ, એટલે વિશેષ–વધારે–ઘણી વધારે શક્તિ મેળવવા માટે પ્રયત્ન કરીએ છીએ, પણ આપણો એ પ્રયત્ન મુખ્યત્વે બહારથી શક્તિ મેળવવાનો હોય છે, જ્યારે એ શક્તિનો ભંડાર તો આપણી પોતાની અંદર જ રહેલો છે અને તે ધ્યાનના બળે પ્રકટ થાય છે.

આપણા ઋષિ–મુનિઓએ ધ્યાનના બળે એવી શક્તિ મેળવી હતી કે તેઓ કોઈ પર અનુગ્રહ એટલે કૃપા કરે તો તેનું કલ્યાણ થઈ જાય, તેનો બેડો પાર થઈ જાય અને કોઈને શાપ આપે તો તે પાયમાલ થઈ જાય.

દ્વારિકા નગરીનું દહન એક ઋષિ કે તાપસના શાપને આભારી હતું. વળી આ ઋષિ-મુનિઓએ એવી શક્તિ કેળવી હતી કે તેઓ ભૂતકાળ, વર્તમાનકાલ તથા ભવિષ્યકાલની બધી વાતો જાણી શકતા અને પોતાના સ્થાને બેઠાં હજારો ગાઉ દૂર બની રહેલા બનાવો કે થઈ રહેલી વાતોનું જ્ઞાન મેળવી શકતા.

આજે પણ એવી વ્યક્તિઓ વિદ્યમાન છે કે જે હજારો માઈલ દૂર બની રહેલી ઘટનાઓને જોઈ શકે છે અને હજારો માઈલ દૂર થતી વાતોને સાંભળી શકે છે. પૂનાવાસી બાપુસાહેબ મીટકરે આ વસ્તુની અનેકવાર પ્રતીતિ કરાવી છે. વિદેશમાં પણ એવી શક્તિ ધરાવનારના કેટલાક દાખલાઓ નોંધાયેલા છે. સંશોધનના પરિણામે એમ જણાયું છે કે તેમને આવી શક્તિ ધ્યાનના બળે પ્રાપ્ત થઈ હતી.

આપણા ઋષિમુનિઓના કથન અનુસાર આપણા દેશના બે આંગળ ઉપરના ભાગમાં તથા લિંગમૂળથી બે આંગળ નીચેના ભાગમાં લગભગ ચાર આંગળના વિસ્તારવાળું મૂલાધારપદ્મ વિદ્યમાન છે. ત્યાં સ્વયંભૂ લિંગને સાડા ત્રણ આંટા લગાવીને કુંડલિની રહેલી છે. તેને કુલકુંડલિની કે કુંડલિની શક્તિ પણ કહે છે. જો આ કુંડલિની શક્તિને જાગૃત કરી શકીએ તો તેમાંથી શક્તિનો અખૂટ પ્રવાહ વહેવા લાગે છે અને આપણે કૃતકૃત્ય બનીએ છીએ. એ કુંડલિની શક્તિ જાગૃત કરવા અંગે વિશિષ્ટ વિધિ-વિધાન છે, પણ તેમાં મુખ્યતા ધ્યાનની છે. તાત્પર્ય કે ધ્યાન એ **શક્તિના અખૂટ ભંડારની ચાવી** છે.

## અપૂર્વ ચિંતામણિરત્ન

ચિંતામણિરત્ન જગતની એક અદ્ભુત વસ્તુ ગણાય છે, કારણ કે તેનાથી મનમાં ચિંતવેલી આ દુનિયાની કોઇ-પણ વસ્તુની પ્રાપ્તિ થાય છે, પરંતુ તે પરમ પુણ્યોદયે કે દૈવીકૃપાથી કોઈકને જ પ્રાપ્ત થાય છે, એટલે આપણે તેને સહેલાઈથી મેળવી શકીએ એમ નથી, પરંતુ તેથી નિરાશ થવાની જરૂર નથી. ધર્મશાસ્ત્રો અને યોગશાસ્ત્રો આપણને જણાવે છે કે આ ચિંતામણિરત્નથી પણ ચડિયાતું એક રત્ન વિદ્યમાન છે અને તે સહુ કોઇ મેળવી શકે એવું છે. પ્રિય પાઠકો ! આ રત્ન કોઈ સ્થૂલ રત્ન નથી, એટલે કે કાર્બન આદિનું બનેલું નથી. એ તો આપણા પોતાના પુરુષાર્થથી ઉત્પન્ન થતું ધ્યાનરત્ન છે, ધ્યાન છે.

પેલું ચિંતામણિરત્ન તો સંસારના સર્વ મનોરથો પૂરા કરે છે, જયારે આ ચિંતામણિરત્ન સંસારના સર્વ મનોરથો પૂર્ણ કરવા ઉપરાંત મોક્ષનો મનોરથ પણ સિદ્ધ કરે છે, તેથી તેને અપૂર્વ ચિંતામણિરત્ન કહેવામાં આવે તો અયોગ્ય નથી.

ઇન્દોરના એક ગૃહસ્થ રોજ ૐકારનું ધ્યાન ધરતા હતા, તેમને શેરના ભાવોની આગાહી થતી હતી અને તે સાચી જ પડતી હતી. તેઓ બપોરના બજારમાં જઇ પોતાની મર્યાદા અનુસાર વ્યાપાર કરી આવતા. તેમાં તેમને લાભ જ થતો. આ જોઈ વ્યાપારીઓ તેમનું અનુ-કરણ કરવા લાગ્યા હતા અને તેમનું નામ પ્રસિદ્ધ થઈ ગયું હતું.

આ રીતે અન્ય મંત્રોનું ધ્યાન ધરતાં પણ અનેકને અનેક પ્રકારનો લાભ થયેલો છે.

આજના મનોવિજ્ઞાનને અનુસરનારા વિદ્વાનોએ પણ ધ્યાનની આ ચમત્કારિક શક્તિનો સ્વીકાર કર્યો છે. તે અંગે ચિકાગોના એક માસિક પત્રમાં કેટલાક વખત પહેલાં **ટી. ડબ્લ્યુ. સ્મિથ** નામના એક વિદ્વાનનો '**ધ્યાન દ્વારા ઐશ્વર્યપ્રાપ્તિ**' નામનો જે લેખ પ્રકટ થયો હતો, તેનો અનુવાદ અહીં રજૂ કરીએ છીએ.

'વિચારોથી–ચિંતનથી સમસ્ત વસ્તુઓને આકર્ષિત કરી શકાય છે, આ સિદ્ધાંતનું રહસ્ય ઘણા થોડા માણસો જાણે છે. જે વસ્તુનું આકર્ષણ કરવું હોય, તેનું માનસ-ચિત્ર જ્યાં સુધી સ્પષ્ટ બનાવવામાં ન આવે, ત્યાં સુધી જ કાર્યસિદ્ધિમાં વિલંબ થાય છે. જ્યારે આપણે પોતાના વિચાર અન્ય કોઈ સ્થળે મોકલતા હોઈએ છીએ, ત્યારે આપણું બધું બળ વિચારો પર લગાડી દઈએ છીએ, પરંતુ આપણે આ વિચારોને કેટલા સ્પષ્ટ મૂર્તિમાન બનાવી શકીએ છીએ, તેના પર એની પૂર્ણતા નિર્ભર છે.'

તેમણે ધ્યાનની વિધિ આ પ્રમાણે દર્શાવી છે :

(૧) દિવસનો કોઈ પણ સમય નક્કી કરો કે જ્યારે તમે ઉન્નતિને માટે પોતાના વિચારો એકાગ્ર કરી શકો.

(૨) એકાન્ત સ્થાનમાં બેસીને બંને હાથ ખોળામાં રાખી લો, નેત્રો બંધ કરો અને શરીરને ઢીલું છોડી દો.

(૩) આ વખતે નીચે પ્રમાણે ધ્યાન કરો. બીજો કોઈ વિચાર મનમાં ઉઠવા દો નહિ.

'હું ઉન્નતિ ચાહું છું. મારી આવક વાર્ષિક....થાય.'

તમને જેટલી આવકની આવશ્યકતા હોય તેનો નિર્ણય કરો, પરંતુ એક વાર નિર્ણય કર્યા પછી તે પૂર્ણ ન થાય ત્યાં સુધી બીજો નિર્ણય કરો નહિ.

હવે ધ્યાનમાં લીલો રંગ જોવાનો આરંભ કરો. શ્રાવણ-ભાદરવા માસમાં સર્વત્ર હરિયાળી નજરે પડે છે, તેમ તમે પોતાને, પોતાનાં વસ્ત્રોને, પોતાના ઓરડાને, પોતાની ઓફિસ કે દુકાનને તથા તેની સમસ્ત વસ્તુઓને લીલા રંગની જુઓ. બાગ-બગીચા; પુષ્પ-ફલ, જલ-સ્થલ વગેરે જે કંઈ માનસચક્ષુઓથી જુઓ, તે બધું લીલા રંગના જ જુઓ. તે ત્યાં સુધી કે સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી, સમુદ્ર, ઘર, રસ્તા બધી વસ્તુઓ લીલાં રંગની જ જુઓ.

આ વખતે તમે તમારી ચારે બાજુ ગ્રાહકોની ભીડ જુઓ અને તમારી દુકાન પર મોટી લેણ-દેણ થઇ રહી છે, એવું નિહાળો. વિદેશમાંથી તમારી ટપાલ આવી છે, તમારો કારભાર ઘણા વેગથી ચાલી રહ્યો છે, તમે તમારા ગ્રાહકોના લાભનું પૂરેપૂરું ધ્યાન રાખી રહ્યા છો, ખૂબ સહૃદયતા-પૂર્વક વાતચીત કરી રહ્યા છો, પોતાની દુકાનનું કામ સચ્ચાઈ અને ઈમાનદારીથી ચલાવી રહ્યા છો; એવો ખ્યાલ કરો.

આ બધું લીલા રંગમાં જ જુઓ; કારણ કે ધન

તથા ઐશ્વર્યનું આકર્ષણ કરવા માટે લીલા રંગ જેવો બીજો કોઈ રંગ નથી. જ્યારે તમે તમારા રોમ-રોમમાં અને બહારનું બધું જગત્ લીલા રંગમાં જોવામાં તન્મય થઈ જાઓ, તે વખતે નીચે લખેલાં વાક્યોનો દશ વાર જપ કરો :

"હું પૂર્ણ છું. હું જેવો થવા ચાહું છું, તેવો અવશ્ય થઈશ."

આ અભ્યાસ રોજ ૩૦ મીનીટ કરવો જોઈએ. ૧૫ મીનીટ પ્રાતઃકાલમાં ઉઠતી વખતે, ૫ મીનીટ બપોરે અને ૧૦ મીનીટ રાત્રે સૂતી વખતે.

વિશ્વમાં કોઈ અપૂર્ણતા નથી, પરંતુ અભિલષિત વસ્તુઓને પ્રાપ્ત કરવાનો માર્ગ આપણે જાણતા નથી, તેથી આપણે સફલતા પ્રાપ્ત કરતા નથી. કેટલાક અઠવાડિયા કે કેટલાક મહિના સુધી આ પ્રમાણે ધ્યાન કરતા રહો. થોડા જ સમયમાં તમે ધારી હશે, તેથી પણ વધારે ઉન્નતિ થશે. તમે જોઈ શકશો કે ઉન્નતિનાં બધાં સાધનો અદૃષ્ટ અને અજ્ઞાત હાથોથી તમારી પાસે પહોંચવા લાગશે. તમારું જીવન તમારી અભિલાષા પ્રમાણે નિર્માણ થઈ જશે.'

અમારા યુવાન મિત્રો કે જેઓ અનેક પ્રકારની આશાઓ, અભિલાષાઓ કે મહત્ત્વાકાંક્ષાઓ ધારણ કરીને પોતાની જીવનનૌકા હંકારી રહ્યા છે, તેમને આ પ્રયોગ કરી જોવાની અમારી ભલામણ છે.

ધ્યાનદ્વારા આરોગ્યપ્રાપ્તિ પણ કરી શકાય છે. તે અંગે 'પર્સનલ મેગ્નેટિઝમ' નામના ગ્રંથમાં જણાવ્યું છે કે 'તમારે કોઈ રોગીનો રોગ દૂર કરવો હોય, તેને સુખ–શાંતિ પહોંચાડવી હોય તો તમે એકાન્તમાં બેસી જાઓ અને તમારા શરીરને ઢીલું છોડો, પછી તમારી જાતને શ્વેતરંગવાળા આકાશમાં તરતી જુઓ અને એ આકાશમાંથી શ્વેતરંગની એક ધારા પ્રકટ થઈને પેલા રોગી પર પડી રહી છે અને તેને તેમાં તરબોળ કરી રહી છે, એવું ધ્યાન ધરો. જેટલા સમય સુધી અને જેટલા પ્રમાણમાં તમે એવું ધ્યાન ધરશો તેના પ્રમાણમાં એ રોગીનો રોગ સુધરી જશે અને તેને સુખ–શાંતિ પ્રાપ્ત થશે. તે રોગી સમક્ષ હોય કે દૂર હોય, પણ આ પ્રયોગથી તેને જરૂર લાભ થશે. આ પ્રયોગ પોતાની જાત ઉપર કરતાં પણ અજબ સ્ફૂર્તિનો અનુભવ થાય છે.'

આજે માનસિક ચિકિત્સાપદ્ધતિ તથા આધ્યાત્મિક ચિકિત્સાપદ્ધતિ વિકાસ પામી રહી છે, તેમાં પણ મુખ્ય પ્રયોગ ધ્યાનનો જ હોય છે.

મનુષ્ય જે સદ્ગુણનો વિકાસ કરવા ધારે, તે ધ્યાનથી કરી શકે છે. તે સંબંધમાં એક વાર મીસીસ એનીબેસન્ટે લખેલું કે 'એક હિંદી ન્યાયાધીશ ચાલીશ વર્ષથી સત્યનું ધ્યાન ધરતા હતા. મેં તેમને એક વાર પૂછ્યું કે 'તેનાથી તમને શો અનુભવ થયો ?' તેમણે મને કહ્યું : 'આ ધ્યાનથી મારામાં એવી શક્તિ વિકાસ પામી છે કે મારી સમક્ષ આવેલો અપરાધી કે સાક્ષી સાચું કહે છે કે ખોટું ? તે તરત

જાણી શકું છું. મારા જીવનમાં મને આ વસ્તુ જોઈતી હતી અને તે મને ધ્યાનથી મળી ગઈ છે.'

મુખ્ય વાત એ છે કે મનુષ્ય જો ધ્યાનશક્તિ અર્થાત્ મનની એકાગ્રતા કેળવીને વિદ્યાભ્યાસ, કલાભ્યાસ, અર્થોપાર્જન, લોકપ્રિયતા કે જીવનની અન્ય કોઇ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા તેનો ઉપયોગ કરવા ચાહે તો કરી શકે છે અને તેમાં સફળતા-સિદ્ધિ મેળવી શકે છે, તેથી જ ધ્યાનને **અપૂર્વ ચિંતામણિ રત્ન** માનવામાં આવ્યું છે.

[ ૩ ]

# સફલતાનું સબલ સાધન

મકાન કે મહેલ બાંધવાની શરૂઆત કરીએ પણ સાધનો જોઈએ તેવાં મળે નહિ, તો એ મકાન કે મહેલ બરાબર બંધાય છે ખરા? અથવા કોઈ નદીને નાથવા માટે બંધ બાંધવો હોય, પણ તેમાં સાધનો સારાં વપરાય નહિ, તો એ બંધ ટકે ખરો? હિમગિરિના ઉચ્ચત્તમ શિખરો પર આરોહણ કરવાના પ્રસંગે કે ચંદ્ર પર ચડાઈ કરવાના અવસરે જો સાધનોમાં નાની સરખી ભૂલ થાય છે, તો તેનું પરિણામ કેવું ખતરનાક આવે છે? તે કોઈથી અજાણ્યું નથી. સાધનની એક નાની સરખી ભૂલને કારણે ત્રણ રશિયન અવકાશયાત્રીઓ માર્યા ગયા હતા, તે હજી ગઈ કાલની જ વાત છે. તેથી એ વાત નિશ્ચિત છે કે કાર્યસિદ્ધિ માટે, પ્રવૃત્તિની સફળતા કાજે, જે સાધનો ઉપયોગમાં લઈએ, તે સારાં હોવા જોઈએ, સબળ હોવાં જોઈએ.

કોઈ પણ વ્યાવહારિક કે પારમાર્થિક પ્રવૃત્તિમાં ધારી

સફલતા મેળવવા માટે જે સાધનોનો ઉપયોગ કરવો પડે છે, તેમાં ધ્યાન એ સહુથી સબલ સાધન છે. **ધ્યાન એટલે ચિંતન, ધ્યાન એટલે મનની એકાગ્રતા.**

શ્રી હરિભદ્ર નામના જૈન મહાપુરુષે સિદ્ધિ કે સફલતા માટે ત્રણ ભૂમિકાઓ બતાવી છે: (૧) પ્રણિધિ, (૨) પ્રવૃત્તિ અને (૩) વિઘ્નજય. તેનો અર્થ એ છે કે કોઈ પણ કાર્ય શરુ કરતાં પહેલાં તેનું શું પરિણામ આવશે ? તેનો એકાગ્ર મને વિચાર કરવો. જો તેમાં પરિણામ હિતકારી લાગે તો તે અંગે પ્રવૃત્તિ કરવી અને તેમાં વિઘ્નો આવે તો તેનો જય કરવો, અર્થાત્ એ વિઘ્નોને હિંમતથી પાર કરી જવા, એટલે સિદ્ધિ અવશ્ય સાંપડે છે.

આમાં પ્રણિધિ તો સ્પષ્ટતયા ધ્યાનનું-મનની એકાગ્રતાનું જ સ્વરૂપ છે. અને પ્રવૃતિ કરતાં, તેમ જ વિઘ્નોનો જય કરતાં પણ ધ્યાનની એટલે મનની એકાગ્રતાની જરૂર પડે છે. એક પ્રવૃત્તિ શરુ કર્યા પછી જો તેના પર ધ્યાન ન અપાય તો એ પ્રવૃત્તિ આગળ વધતી નથી, અધવચ્ચે જ તૂટી પડે છે અને ધર્યું સોનું ધૂળ થાય છે.

દાખલા તરીકે એક માળી બગીચાની સરસ જમીન જોઇ તેમાં ફૂલછોડ ઉગાડવાનો નિશ્ચય કરે છે અને તે માટે સારામાં સારી કલમો કે બીયાં લાવી તેને રોપી દે છે, પરંતુ ત્યારબાદ તે એના પર ધ્યાન આપતો નથી, એટલે તેની ફૂલછોડ ઉછેરવાની પ્રવૃત્તિ ભાંગી પડે છે અને તેણે તેમાંથી

જે સુગંધી–ખુશબોદાર પુષ્પો મેળવવાનો મનોરથ સેવ્યો હોય છે, તે અવશ્ય અધૂરો રહી જાય છે.

વ્યાપાર–ધંધામાં પણ આ જ હકીકત છે. તેને શરુ કર્યા પછી તેના પર બરાબર ધ્યાન આપનારા તેમાં સફલ થાય છે અને તેના તરફ બરાબર ધ્યાન નહિ આપનારા અર્થાત્ દુર્લક્ષ કરનારા એ વ્યાપાર–ધંધામાં અવશ્ય ખોટ કરે છે અને મોટા ભાગે તેને સમેટવાનો પ્રસંગ આવે છે, એટલે આર્થિક નુકશાન સાથે પ્રતિષ્ઠાને પણ મોટો ફટકો પડે છે.

જે વિદ્યાર્થીઓ અભ્યાસનાં સર્વ સાધનો લઈને નિશાળે ભણવા જાય છે, પણ ત્યાં ગયા પછી શીખવાતા વિષયો પર ધ્યાન આપતા નથી, તેમની પરીક્ષાનાં પરિણામો કેવાં આવે છે? વર્ગની છેલ્લી પાટલીઓ મોટા ભાગે તેમના માટે જ અનામત રહે છે.

આ રીતે કોઈ પણ પ્રવૃત્તિ શરૂ કર્યા પછી જો બીજું બધું ભૂલીને તેના પર એકાગ્ર થવામાં ન આવે તો તેનું પરિણામ કદી પણ સફલતામાં આવી શકતું નથી. **ચાર્લ્સ કિંગ્સલી**એ કહ્યું છે કે, 'હું મારું દરેક કામ એમ વિચારીને કરું છું કે જાણે એ વખતે દુનિયામાં બીજી કોઈ વસ્તી જ ન હોય.' બીજા એક તત્ત્વચિંતકે કહ્યું છે કે 'મનની એકાગ્રતા મનુષ્યની વિજયશક્તિ છે. તે મનુષ્ય જીવનની સમસ્ત શક્તિઓને એકાગ્ર કરી માનસિક ક્રાંતિ ઉત્પન્ન કરે છે.' 'ભણવું ત્યારે ભણવું અને રમવું ત્યારે

રમવું' નો અર્થ પણ એ જ છે કે જ્યારે જે કામ ચાલતું હોય, જે કાર્ય હાથ ધરેલું હોય, તેમાં મનને પૂરેપૂરું પરોવવું. એ વખતે બીજો વિચાર કરવો નહિ. ભણતી વખતે રમવાનો વિચાર કરવાથી અને રમતી વખતે ભણવાનો વિચાર કરવાથી બંને કામો બગડે છે, તેમાંનું કોઈ કામ સુધરતું નથી.

જેઓ ધ્યાનનો આ મહિમા—ધ્યાનનું યા મહત્ત્વ સમજ્યા નથી, તેઓ વિક્ષિપ્ત મને—ચંચળ ચિત્તે કાર્ય કરે છે અને એક છોડી બીજું પકડે છે, બીજું છોડી ત્રીજું પકડે છે અને એ રીતે કામ કરતાં સઘળાં કામો નાશ પામે છે. તાત્પર્ય કે પ્રવૃત્તિમાં પણ ધ્યાનની ઘણી જરૂર રહે છે.

કોઈ પણ પ્રવૃત્તિ શરૂ કર્યા પછી તે સીધેસીધી પાર ઉતરી જાય, એવું ભાગ્યે જ બને છે. તેમાં નહિ ધારેલાં—નહિ કલ્પેલાં વિઘ્નો આવી પડે છે. આ વખતે ચિત્તને સ્વસ્થ ન રાખ્યું અને પરિસ્થિતિ પર ઊંડાણથી ચિંતન ન કર્યું તો બાજી હાથથી જાય છે અને નુકશાન તથા નામોશી બંને સાંપડે છે. હવે ચિત્તની સ્વસ્થતા અને ઊંડું ચિંતન એ બંને ધ્યાનનાં જ એક પ્રકારનાં સ્વરૂપો છે, એટલે વિઘ્નજયમાં પણ ધ્યાનની અત્યંત આવશ્યકતા રહે છે.

વ્યવહારમાં ગુંચ પડી હોય, વ્યાપાર-ધંધાનો મામલો બીચકયો હોય કે યુદ્ધ વગેરે પ્રસંગમાં પરિસ્થિતિ અતિ વિકટ બની ગઇ હોય, ત્યારે ધ્યાનનો—ઊંડા ચિંતનનો ખાસ

આશ્રય લેવો પડે છે અને તો જ ગુંચ ઉકેલાય છે, મામલો સુધરે છે અને પરિસ્થિતિની વિકટતા દૂર થાય છે.

કેટલાક સૈનિકો જંગલમાંથી પસાર થતા હતા, ત્યારે પાણીની તંગી પડી. તેમણે અહીંતહીં ઘણી શોધ કરી, પણ પાણી મળ્યું નહિ. આ વખતે એક પાકટ ઉંમરના સૈનિકે થોડી વાર ધ્યાન ધર્યું કે તેને યાદ આવ્યું : 'ગધેડાં ભોંય સૂંઘતા પાણી તરફ જાય છે.' હવે તેમની સાથે ભાર ઉચકવા માટે કેટલાંક ગધેડાં પણ હતાં. તેમણે એ ગધેડાંઓને છોડી મૂકયાં, એટલે તે ભોંય સૂંઘતાં સૂંઘતાં એવા સ્થાને ગયાં કે જ્યાં ખરેખર પાણી હતું.

બીજા વિશ્વયુદ્ધ વખતે હીટલરે હાહાકાર મચાવ્યો હતો અને મિત્રરાજ્યો વિકટ પરિસ્થિતિમાં મૂકાઈ ગયાં હતાં. તે વખતે યુદ્ધ વિશારદોની એક ગુપ્ત મંત્રણા–પરિષદ્ ભરવામાં આવી. ત્યાં તેમણે ઊંડું ચિંતન કર્યા પછી એવો અભિપ્રાય આપ્યો કે જો જર્મનીને પરાસ્ત કરવું હોય તો તેના પર સર્વ શકિત લડાવીને બોમ્બમારો કરો. તેના બધા રસ્તા તૂટી ગયા પછી લશ્કરની અવરજવર કે દારૂગોળા અને શસ્ત્રાસ્ત્રોની હેરફેર થઈ શકશે નહિ, એટલે તેનું તંત્ર તૂટી પડશે. અને ખરેખર એમ જ બન્યું.

ખૂબ ઊંડું ચિંતન કરતાં અંતઃપ્રેરણા મળે છે અને તે ઘણી વખત સારી હોય છે. તેમાં યે જેઓ આંતરિક વલણવાળા હોય છે, તેમને તો આવું ઘણીવાર થાય છે. એક વાર અમે નાણાંકીય મુશ્કેલીમાં આવી પડયા હતા,

ત્યારે રોજ ધ્યાનમાં બેસતા. તે વખતે એક વ્યક્તિના નામની અંતઃપ્રેરણા થતી અને એ વ્યક્તિ પાસે જતાં અમને જરૂર સહાય મળતી. આવું બે-ચાર વાર નહિ, પણ અનેક વાર બનેલું, એટલે 'વિપત્તિના સમયમાં ધ્યાન ધરતાં એમાંથી માર્ગ નીકળે છે.' એવો સિદ્ધાન્ત અમારા મનમાં બરાબર ઠસેલો છે.

આજના જે વિદ્વાનોએ સિદ્ધિ કે સફલતાનાં સોપાન અંગે ચર્ચા-વિચારણા કરી છે, તેનો સાર એ છે કે કોઈ પણ પ્રવૃત્તિનો પ્રારંભ કરતાં પહેલાં તે અંગે ચિંતન કરવું જોઈએ અને યોજના ઘડવી જોઈએ. (Thinking and Planning) પરંતુ ચિંતન કે યોજના મનની વૃત્તિઓને પૂરેપૂરી એકાગ્ર કર્યા વિના તેનો ખરો આકાર પકડી શકતા નથી. જો પ્રવૃત્તિઓ અંગેનું ચિંતન વિક્ષિપ્ત મને કર્યું હોય તો જરૂર તેમાં ભૂલો રહી જવાની અને તેના અનુકૂળ-પ્રતિકૂળ મુદ્દાઓની તુલના કરવામાં ખામી રહેવાની. પરિણામે યોજના પણ ખામીભરેલી જ રહેવાની અને તેનું પરિણામ ન ઇચ્છવા યોગ્ય જ આવવાનું.

આ વિદ્વાનો ચિંતન અને યોજના પછી ક્રિયા કે પ્રવૃત્તિને મૂકે છે અને તે અંગે નીચેના નિયમોને અનુસરવાનું જણાવે છે.

(૧) પ્રવૃત્તિ નિયમિત કરો.

(૨) તેના પર પૂરતું ધ્યાન આપો.

(૩) શરીર–સ્વાસ્થ્ય જાળવી રાખો, જેથી તે પ્રવૃત્તિ અધવચ્ચે છોડી દેવી પડે નહિ.

(૪) માનસિક સંયમ કેળવો, જેથી આફત કે મુશ્કેલીના સમયમાં ગભરાઈ જવાય નહિ.

(૫) તેની બધી વિગતોનો અભ્યાસ કરતા રહો.

(૬) તમારું સર્વ બળ એમાં રેડો.

આમાં પણ ધ્યાનનું સ્થાન મહત્ત્વનું છે, કારણ કે ધ્યાન રાખવામાં ન આવે તો કામ બગડે છે અને શરીર તથા મન પણ બગડે છે. વળી બધી વિગતોનો અભ્યાસ પણ મનની એકાગ્રતા કેળવવાથી જ સારી રીતે થઇ શકે છે. જો મન એકાગ્ર ન હોય, અવ્યવસ્થિત હોય, ડહોળાયેલું હોય, તો ઘણી વિગતો ધ્યાન બહાર રહી જાય છે અને પરિણામે એ પ્રવૃત્તિમાં ધારી સફળતા મળતી નથી.

અહીં અમને **એમર્સન**ના એ શબ્દો યાદ આવે છે કે 'જો જીવનમાં કોઈ બુદ્ધિમાનીની વાત હોય તો તે એકાગ્રતા છે અને જો કોઈ ખરાબ વાત હોય તો તે પોતાની શક્તિઓને વેરવિખેર કરી નાખવાની છે. બહુચિત્તતા ગમે તેવી હોય, તેથી શું ?' તાત્પર્ય કે તેનું પરિણામ સિદ્ધિ કે સફળતામાં આવી શકાતું નથી.

**થોએન મેરિહન**ના શબ્દો પણ યાદ રાખવા જેવા છે કે 'જે વ્યક્તિ જીવનમાં એક જ વસ્તુ શોધે છે, તે આશા રાખી શકે કે જીવન સમાપ્ત થતાં પહેલાં તે તેને પ્રાપ્ત થશે.'

આટલા વિવેચન પરથી પાઠકો જાણી શક્યા હશે કે ધ્યાન એ જીવનની કોઈ પણ પ્રવૃત્તિમાં **સફળતા મેળવવાનું સબળ સાધન છે.**

[૪]

# ધ્યાનના હેતુઓ

ધ્યાનથી એક પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય છે અને તેનો જેવો ઉપયોગ કરવો હોય તેવો થઈ શકે છે, પરંતુ સાંસારિક સ્થૂલ વાસનાઓની પૂર્તિ માટે ધ્યાનનો ઉપયોગ કરવો એ તેનો નિકૃષ્ટ ઉપયોગ છે. ધ્યાન તો ઉચ્ચ હેતુઓ માટે જ ધરવું જોઈએ. તે અંગે થિયોસોફીના મહાન પ્રચારક મહાત્મા લેડબીટરે કહ્યું છે કે–

(૧) મનુષ્ય દુનિયાદારીના ધંધામાં ગમે તેટલો વ્યસ્ત હોય, તો પણ ઉચ્ચ આદર્શ કેળવવાના હેતુથી તેણે ધ્યાન માટે રોજ કેટલોક સમય કાઢવો જોઈએ.

(૨) ઈશ્વર અને મહાત્માઓની નિકટ પહોંચવા માટે ધ્યાનાભ્યાસની પરમ આવશ્યકતા છે, કેમકે ધ્યાન દ્વારા એમની શક્તિનો આપણામાં સંચાર થાય છે અને એ શક્તિનો આપણે જગતના ભલા માટે ઉપયોગ કરી શકીએ છીએ.

(૩) ધ્યાનથી આપણા સૂક્ષ્મ શરીરોનો વિકાસ થાય છે અને તેથી આપણે ઉચ્ચ ભૂમિકા પર ચાલી રહેલાં આંદોલનોને ગ્રહણ કરવા સમર્થ થઈએ છીએ. જેમ દંડ-કસરતથી સ્થૂલ શરીર બળવાન થાય છે, તેમ ધ્યાનથી સૂક્ષ્મ શરીરોનું બળ વધે છે.

આ ત્રણે ય મુદ્દાઓ બરાબર સમજવા જેવા છે. એક મનુષ્ય ખાધે-પીધે સુખી હોય, બહોળો વણજ-વ્યાપાર ધરાવતો હોય અને દુનિયાદારીનાં સર્વ સુખો પ્રાપ્ત થયેલાં હોય તો પણ તેણે પોતાના જીવનમાં ઉચ્ચ આદર્શો ઉતારે તે માટે ધ્યાનાભ્યાસ કરવાની જરૂર છે. વિશેષ સમય ન હોય તો પણ દશ મીનીટથી પ્રારંભ કરી શકાય છે અને ક્રમે ક્રમે આગળ વધી શકાય છે. અમે એવા ગૃહસ્થ સાધકને જોયા છે કે જેમણે ધ્યાનની શરૂઆત માત્ર દશ મીનીટથી કરેલી, પણ આગળ વધી તેઓ સાત સાત કલાક એક સરખા ધ્યાનમાં બેસતા. તેમાં તેમને શાંતિ મળતી, આનંદ આવતો અને અનેક પ્રકારના ચમત્કારિક અનુભવો થતા.

આજના ઉદ્યોગપતિઓ-શ્રીમંતો જે મોટા ભાગે મનની પાસેથી ખૂબ કામ લે છે, તેમાંના ઘણાખરા થોડાં જ વર્ષોમાં મીઠીપેશાબ, રકતચાપ (બ્લડ પ્રેસર), અનિદ્રા વગેરે રોગોના ભોગ બને છે અને તેના નિવારણ માટે હજારો-લાખો રૂપિયા ખર્ચે છે. તેમણે ધ્યાનની શક્તિમાં પૂરેપૂરા શ્રદ્ધાન્વિત થઈને

તેનો પ્રયોગ કરવો જોઈએ, તેથી તેમની બીમારીઓ સુધરી જવા ઘણો સંભવ છે.

એક શ્રીમંત અજીર્ણના રોગથી પીડતા હતા. અનાજ તેમને બિલકુલ પચતું નહિ, એટલે મોટા ભાગે મોસંબીનો રસ તથા છાશ વાપરતા. અમે તેમને સૂચન કર્યું કે તમે બધી દવાઓ છોડી દો અને રોજ સવાર-સાંજ ધ્યાન ધરો. તેમાં નીચેની ભાવનાનું વારંવાર ચિંતન કરો :

सर्वे वै सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखभाग् भवेत् ॥

'આ જગતના સર્વ જીવો સુખી થાઓ. આ જગતના સર્વ જીવો રોગરહિત થાઓ. આ જગતના સર્વ જીવો કલ્યાણની પ્રાપ્તિ કરો અને કોઈ પણ દુઃખી ન થાઓ.'

એ શ્રીમંતે અમારાં વચન પર વિશ્વાસ રાખી આ પ્રયોગ કર્યો અને તેમની તબિયત સુધરી ગઈ. જો આપણે આ જગતમાં આરોગ્યનાં આંદોલનો ફેલાવીએ તો એ આંદોલનો આપણને પણ અસર કરે છે અને આપણે રોગમુક્ત બનીએ છીએ.

વગર પૈસાનો આ સરલ અને સુંદર ઉપાય છે, તેને અજમાવવામાં આળસ કરવી નહિ.

ધ્યાનથી ઈશ્વરની નિકટ પહોંચી શકાય છે અને ઉચ્ચ કોટિના મહાત્માઓનો સંપર્ક પણ સાધી શકાય છે. આ જગતમાં એવા પણ કેટલાક મહાત્માઓ છે કે જેઓ

એકાંતમાં રહે છે અને બને ત્યાં બધી દુનિયાની નજરે ચડતા નથી. તેઓ મોટા ભાગે ધ્યાનાવસ્થામાં જ મગ્ન રહે છે અને પોતાની શકિત વડે સમસ્ત જગતમાં શુભ સંદેશાઓ મોકલતા રહે છે. મહાત્મા લેડબીટરે ધ્યાનથી આવા મહાત્માઓનો સંપર્ક સાધ્યો હતો અને તેમના શુભ સંદેશાઓ ઝીલ્યા હતા.

ગુજરાતની એક નદીના કિનારે ઊંડા ભોંયરામાં રહીને ધ્યાનાભ્યાસ કરનારા એક મહાત્મા જે ભાગ્યેજ બહાર આવે છે, તેમનું કહેવું પણ એમજ છે કે હિમાલય આદિ પ્રદેશોમાં વસતા મહાપુરુષો સાથે ધ્યાનાવસ્થા વડે સંપર્ક સાધી શકાય છે અને તેમના સંદેશાઓ ઝીલી શકાય છે. દુનિયાની વર્તમાન પરિસ્થિતિ અને સમાજનું માનસ જોતાં આ વસ્તુ મોટા આશ્વાસન રૂપ છે. જ્યારે એ સંદેશાઓ અતિ બળવાન બનશે ત્યારે અશુભ ભાવનાઓમાં ઓટ આવશે અને વિશ્વમાં શુભ ભાવનાઓ તથા શાંતિનું સામ્રાજ્ય વ્યાપશે.

'ધ્યાન દ્વારા ઈશ્વર અને મહાત્માઓની શકિતઓનો આપણામાં શી રીતે સંચાર થાય ?' આ પ્રશ્નનો ઉત્તર એ છે કે વીજળીના મીટર સાથે તાર જોડવામાં આવે તો તેમાં વીજળીનો સંચાર થાય છે, તેમ ઈશ્વર અને ઉચ્ચ કોટિના મહાત્માઓ સાથે ધ્યાન વડે સંબંધ બાંધવામાં આવે તો તેમની શકિતનો આપણામાં સંચાર થાય છે. આ વાત વિશેષ તો અનુભવની છે અને મહાત્મા લેડબીટર વગેરેએ

પોતાના અનુભવથી કહી છે, એટલે આપણે તેમાં શ્રદ્ધાન્વિત થવું જોઈએ.

અહીં એ સ્પષ્ટતા કરી દઈએ કે આજે 'શક્તિપાત'નો વાયરો વાયો છે, એટલે કોઈ પણ ધ્યાનમાં થોડો આગળ વધ્યો કે બીજાના માથે હાથ રાખી તેમાં પોતાની સંપૂર્ણ શક્તિનો સંચાર કરવાનો દાવો કરે છે, પણ આમાંના સો એ નવ્વાણું ટકા દાવા ખોટા હોય છે. જેની પોતાની કુંડલિની શક્તિ જાગૃત થઈ નથી, તે બીજામાં શક્તિનો સંચાર શી રીતે કરી શકે ? ખરી વાત તો એ છે કે સુજ્ઞ મનુષ્યે જપ-ધ્યાનનો આશ્રય લઈ પોતાની કુંડલિની શક્તિ જાગ્રત કરવાની છે, અને તેમાં જ સાચી મજા છે. બીજાની ઉછીની લીધેલી શક્તિઓ કેવા સંયોગોમાં કેટલું કામ આપે ? એ વિચારણીય છે. ધ્યાનશક્તિના નામે પણ અનેક ધતીંગ ચાલી રહ્યા છે, તેમાંથી બચવા માટે જ અમારું આટલું સ્પષ્ટીકરણ છે.

આપણે જે શરીર વડે જગતમાં ઓળખાઈએ છીએ, તેને સ્થૂલ શરીર સમજવાનું છે, કારણ કે તે દૃશ્ય છે, સહુની નજરે પડે એવું છે. આ શરીરમાં અન્નમય કોષ અને પ્રાણમય કોષ રહેલા છે. અન્નમય કોષનું કાર્ય અન્નને પચાવવાનું છે અને એ રીતે સ્થૂલ શરીર ટકાવવાનું છે. આપણી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો આ કોષમાં સમાવેશ થાય છે. આ અન્નમય કોષની લગોલગ એટલે કે તેને જોડાઈને પ્રાણમય કોષ રહેલો છે કે જે પ્રાણવાયુને સારાયે

શરીરમાં પહોંચાડે છે. અને એ રીતે ઇન્દ્રિયો વગેરેને કાર્યક્ષમ રાખે છે.

આ સ્થૂલ શરીરની અંદર સૂક્ષ્મ શરીર આવેલું છે. સૂક્ષ્મ એટલા માટે કે ગમે તેટલી ચીર–ફાડ કરીને જુઓ છતાં તે નજરે પડે નહિ. આ શરીરમાં મનોમય કોષ અને જ્ઞાનમયકોષ આવેલા છે. વિચારો, લાગણીઓ, ઇચ્છાઓનું ઉત્પન્ન થવું આ કોષને આધીન છે. બુદ્ધિ અને વિવેકનું ઉદ્‌ગમસ્થાન જ્ઞાનમય કોષ છે. ત્યાં વસ્તુના સારા–ખોટાપણાનો નિર્ણય થાય છે.

સૂક્ષ્મ શરીરની અંદર વધારે સૂક્ષ્મ શરીર રહેલું છે, તેને કારણ શરીર કહેવામાં આવે છે. આ શરીરમાં આનંદમય કોષ રહેલો છે. આપણને સુષુપ્ત અવસ્થામાં જે આનંદનો અનુભવ થાય છે, તે આ કોષને આભારી છે.

ત્રણ શરીર તથા પાંચ કોષનું આ વર્ણન વેદાન્તના મતે સમજવાનું છે. જૈન ધર્મમાં પણ ત્રણ શરીર મનાયાં છે. તેમાં દૃશ્ય કે સ્થૂલ શરીરને ઔદારિક શરીર કહેવામાં આવે છે અને તેની અંદર રહેલા સૂક્ષ્મ શરીરને તૈજસ્ શરીર (Astral body) કહેવામાં આવે છે. શરીરમાં ગરમી–ઉષ્ણતા જાળવી રાખવાનું કાર્ય આ શરીર કરે છે. તેની અંદર વધારે સૂક્ષ્મ શરીર રહેલું છે, તેને કાર્મણ શરીર કહેવામાં આવે છે. કર્મજન્ય વાસનાઓનો સંગ્રહ આ શરીરમાં હોય છે. જીવ જ્યારે શરીર છોડે છે, ત્યારે સ્થૂલ

કે ઔદારિક શરીરનો ત્યાગ થાય છે, પણ તૈજસ્ અને કાર્માણ શરીર તો તેની સાથે જ રહે છે.

મહાત્મા લેડબીટરે 'Man invisible'– અદૃશ્ય માનવી' નામના ગ્રંથમાં તૈજસ્ શરીર આદિ કેટલાક સૂક્ષ્મ શરીરોનું વર્ણન કર્યું છે અને ધ્યાનથી તેના પર કેવી કેવી અસરો થાય છે તથા તેની પાસેથી કેવાં કામો લઈ શકાય છે? એ બતાવ્યું છે.

ધ્યાનાભ્યાસીએ આ ગ્રંથનો અભ્યાસ કરવા જેવો છે.

[ ૫ ]

# ધ્યાન અંગે અમારો અનુભવ

સને ૧૯૩૪ની સાલમાં અમે અવધાનના પ્રયોગો શીખતા હતા,× ત્યારે અમને ધ્યાનનું–મનની એકાગ્રતા (Concentration) નું ખરું મહત્ત્વ સમજાયું, અમે તેમાં ઊંડી દિલચસ્પી દાખવી અને તેનો અભ્યાસ શરૂ કરી દીધો.

જો આ વખતે સદ્ગુરુ સાંપડ્યા હોત, તો ધ્યાનાભ્યાસમાં અનેરી રોનક આવત, પણ એ સદ્ભાગ્ય અમને પ્રાપ્ત થયું ન હતું. અમે ધ્યાનસંબંધી જે કંઈ સાંભળ્યું હતું– વાંચ્યું હતું, તેને આ પ્રસંગે કામે લગાડ્યું. 'અંતરનો ઉત્સાહ પ્રબલ હોય અને સતત પુરુષાર્થ કરવામાં આવે તો ગમે તેવાં કઠિન કાર્યો પણ સિદ્ધ થાય છે' એ સૂત્રનો રણકાર અમારા અંતરમાં–મનમાં ચાલુ હતો, એટલે અમે તે માટે ઉત્સાહપૂર્વક બનતો પુરુષાર્થ–પ્રયત્ન કરતા હતા.

---

× આ વખતે અમારી વય ૨૯ વર્ષની હતી અને અમે અમદાવાદમાં રહીને ચિત્રકાર તરીકેનો વ્યવસાય શરૂ કર્યો હતો.

એક મહાપુરુષે કહ્યું છે કે 'જો તને સદ્ગુરુ ન જ સાંપડે તો તું તારો ગુરુ થા.' અને આ બાબતમાં એમ જ બન્યું હતું. અમારા અંતરની સૂઝ-સમજ પ્રમાણે અમે આગળ વધતા હતા, આમ છતાં અમે તેમાં કેટલીક પ્રગતિ જરૂર કરી હતી.

અમારો આ ધ્યાનાભ્યાસ શતાવધાનના પ્રયોગો કે જેણે અમને ખૂબ ખ્યાતિ આપી છે, તેમાં ઘણો કામ લાગ્યો. સને ૧૯૩૫ની સાલમાં અમે ગુજરાતના વીજાપુર ગામમાં શ્રી રામચંદ્ર જમનાદાસ અમીનના પ્રમુખપદે ભરાયેલી માનવમેદની સમક્ષ પૂરાં સો અવધાન કરી બતાવ્યાં અને તેથી પ્રભાવિત થયેલી જનતાના આગ્રહથી ત્યાંના જૈન સંઘે અમને સુવર્ણચંદ્રકપૂર્વક **શતાવધાની**નું બિરુદ અર્પણ કર્યું. ત્યારપછી પાટણ, મુંબઈ વગેરે સ્થળોએ પણ પૂરાં સો અવધાનો કરી બતાવતાં અમારી પ્રતિષ્ઠામાં વધારો થયો. ૩૨, ૪૦, ૪૮, ૫૨ તથા ૬૪ અવધાનો તો અમે અનેક સ્થળોએ કરી બતાવેલાં છે અને તેણે અમને સારી એવી લોકપ્રિયતા આપી છે.

અવધાનપ્રયોગોને સામાન્ય રીતે 'સ્મરણશક્તિના અદ્ભૂત પ્રયોગો' કહેવામાં આવે છે, પણ તેમાં ધ્યાન-શક્તિનો-મનની એકાગ્રતાનો પણ એટલો જ ઉપયોગ હોય છે, એટલે તેને 'સ્મરણશક્તિ તથા મનની એકાગ્રતાના પ્રયોગો (Wonderful Feats of Memory and Concentration)' કહેવા જોઈએ.

અવધાનપ્રયોગોમાં પ્રથમ પ્રેક્ષકો કે પ્રશ્નકારો દ્વારા રજૂ થતા વિષયો ગ્રહણ કરવાના હોય છે, તેની યથાર્થ ધારણા કરવાની હોય છે અને ઉત્તરસમયે તેનું ઉદ્‌બોધન એટલે પુનઃસ્મરણ કરીને તેના અપેક્ષિત ઉત્તરો આપવાના હોય છે. હવે ધ્યાનશક્તિ એટલે મનની એકાગ્રતા બરાબર કેળવાઈ ન હોય તો કોઈ પણ વિષય બરાબર ગ્રહણ થઈ શકે નહિ અને તેની ધારણા પણ યથાર્થપણે થઇ શકે નહિ. એ વખતે મનની જેવી અને જેટલી એકાગ્રતા હોય છે. તેવું જ તેનું ચિત્ર મનમાં અંકિત થાય છે અને તેને જ ધારણા કહેવામાં આવે છે. જો આમાં કોઈપણ પ્રકારની ક્ષતિ રહી જાય તો ઉત્તરસમયે અંધારું ભાસે છે અને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં મૂળ વસ્તુ હાથ લાગતી નથી, એટલે પરાજય સ્વીકારવો પડે છે.

અવધાનના અન્ય પ્રયોગો તો ઠીક, પણ સંખ્યા-વધારણ,× ગુણાકાર, ભાગાકાર કે જગતની કોઈ પણ અજાણી ભાષાના શબ્દો વ્યુત્ક્રમમાં સાંભળીને તેને યથાક્રમ રજૂ કરવાના પ્રયોગોમાં+ તો માનસિક એકાગ્રતાની અત્યંત

× મોટી રકમના ત્રણ ત્રણ અંકોના ટૂકડા આડા-અવળા સાંભળી ઉત્તરસમયે મૂળ સંખ્યા યથાક્રમ કહી આપવી, તેને સંખ્યા-વધારણ કહેવામાં આવે છે. અમે આ રીતે ૯૯ આંકડાની સંખ્યાનું અવધારણ કરીને તેને યથાક્રમ કહી બતાવેલી છે

+ આ પ્રયોગો અમે અનેક વાર કરેલા છે. એ રીતે આજ સુધીમાં લગભગ ૩૦૦ ભાષાઓના શબ્દો સાંભળવાનો પ્રસંગ આવેલો છે. મુંબઈના આવા એક કાર્યક્રમમાં તો માત્ર યુરોપિયનો જ

આવશ્યકતા રહે છે. અન્યથા એ પ્રયોગો સફલતાપૂર્વક થઇ શકતા નથી.

શતાવધાનમાં ‘સપ્તાનુસંધાન’ નામનો એક પ્રયોગ છે, તેમાં સામે ઊભેલી ત્રણ વ્યક્તિઓ પોતાના હાથમાં રહેલી વસ્તુઓ બતાવે છે અને તરત જ લઈ લે છે. એ જ વખતે અવધાનકારની ડાબી-જમણી બાજુએ થોડે થોડે દૂર ઊભેલી વ્યક્તિઓ કોઈ પરિચિત ભાષાનો શબ્દ કે કોઈ દેવ-દેવીનાં નામ સંભળાવે છે અને પાછળ ઊભેલી બે વ્યક્તિઓ અવધાનકારે પાછળ રાખેલા બે હાથમાં એકી સાથે બે વસ્તુઓનો સ્પર્શ કરાવે છે. આ રીતે સાત વસ્તુઓની મનમાં ઝડપથી ધારણા કરવાની હોય છે અને ઉત્તરસમયે તેનું ઉદ્‌બોધન કરવાનું હોય છે, તેથી તેને સપ્તાનુસંધાન કહે છે. જો ધ્યાનશક્તિ સારી રીતે કેળવાઇ હોય તો જ આ પ્રયોગ શક્ય બને છે.

સ્વ. શ્રી સોમેશચંદ્ર બસુએ ૬૪ અંકને ૬૪ અંકથી મનથી ગુણી બતાવવાનો પ્રયોગ સફળતાથી કરી બતાવ્યો

---

હાજર હતા અને તેમણે અંગ્રેજી અને ફ્રેંચ સિવાય યુરોપની આઠ ભાષાઓના શબ્દો સંભળાવ્યા હતા. તેનું ઉદ્‌બોધન કરવામાં અમે સફલ થયા હતા, અને તે માટે અમને ખાસ પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું. કરાંચીમાં માત્ર ડૉક્ટરોની મળેલી સભામાં અમને બાયોલોજીને લગતા ૨૦ પારિભાષિક જર્મન શબ્દો સંભળાવવામાં આવ્યા હતા, જે યાદ રાખવાનું કામ અતિશય અઘરું હતું, પણ મનની અસાધારણ એકાગ્રતાને લીધે એ શબ્દો અમે બરાબર કહી આપ્યા હતા અને તે માટે અમને રૌપ્યચંદ્ર અર્પણ થયો હતો.

હતો અને છેવટે અમેરિકાના પત્રકારો તથા ગણિતના અધ્યાપકો સમક્ષ ૧૦૦ અંકને ૧૦૦ અંકે મનથી ગુણી વિશ્વવિક્રમ સ્થાપ્યો હતો. આ શકિત તેમણે ધ્યાનમાંથી મેળવી હતી, એમ તેમના ચરિત્રમાં લખેલું છે.

આગળ જતાં અમે લેખનપ્રવૃત્તિ શરૂ કરી, તેમાં પણ આ ધ્યાનાભ્યાસ ઘણો મદદગાર નીવડયો. કલાકો સુધી એક આસને બેસીને અવિક્ષિપ્ત મને લખી શકીએ, વાકયોની ધારા અંદરથી વહેતી જ આવે અને નહિ ધારેલા શબ્દો આપોઆપ પોતાના સ્થાને ગોઠવાઈ જાય, તેથી જ અમારા ૬૯ વર્ષના જીવન દરમિયાન અમે નાનાં મોટાં સળીને આ ગ્રંથ સહિત ૩૫૭ જેટલાં પુસ્તકો નિર્માણ કરી શકયા છીએ અને તે અનેકને અનેક રીતે લાભદાયી નીવડયાં છે. (આ પુસ્તકો જુદી જુદી સંસ્થાઓ દ્વારા પ્રકટ થયેલાં છે અને હાલ તેમાંના થોડાં જ પુસ્તકો પ્રાપ્ય છે.)

અહીં એ પણ જણાવી દઈએ કે લેખનપ્રવૃત્તિ દરમિયાન અમારે સાહિત્ય તથા સંસ્કૃતિના પ્રચારને લગતા અનેક કાર્યક્રમો અને અનેક સમારોહો યોજવાનો પ્રસંગ આવ્યો છે, તે બધા અમે મનની એકાગ્રતાને લીધે તથા સંકલ્પશક્તિને લીધે સફલતાપૂર્વક પાર પાડી શકયા છીએ.

એ પણ જણાવવું જરૂરી છે કે અમારી દૈનિક નિયમિત આરાધનામાં ધ્યાનાભ્યાસે પાયાનું કામ કર્યું છે. જો

અમે ધ્યાનાભ્યાસ કર્યો ન હોત અને મનની એકાગ્રતા અમુક પ્રમાણમાં સાધી ન હોત, તો અમે અમારી આરાધના યથાર્થપણે કરી શકત નહિ. માનસિક એકાગ્રતા વિના કોઈ પણ દેવ, દેવી કે યંત્રની યથાર્થ આરાધના થઇ શકતી નથી, એ હકીકત છે. દૈવી શક્તિનો સાક્ષાત્કાર થવા માટે પૂજાદિ જે ચાર પગથિયાં નિર્માણ થયેલાં છે, તેમાં ધ્યાનનું સ્થાન ઘણું ઊંચું છે.

[ ૬ ]

# કેટલાક પ્રાથમિક પ્રયોગો

ધ્યાન અર્થાત્ મનની એકાગ્રતા કેળવવા માટે કેટલાક પ્રાથમિક પ્રયોગો અહીં દર્શાવવામાં આવે છે.

## પ્રયોગ પહેલો

વિવિધ વસ્તુઓ, પશુઓ, પક્ષીઓ, વૃક્ષો વગેરેનું નિરીક્ષણ બહુ બારીકાઈથી કરો. આપણે દિવસ–રાત્રિ દરમિયાન અનેક વસ્તુઓનું નિરીક્ષણ કરીએ છીએ, પણ તે મોટા ભાગે ઉપરછલ્લું હોય છે, એટલે મનને એકાગ્ર થવાની ટેવ પડતી નથી. તમે થોડા વખત પહેલાં એક મનુષ્યને મળ્યા. તેણે કેવો બુશકોટ પહેર્યો હતો? કેવું પેન્ટ પહેર્યું હતું? અથવા કેવા બૂટ કે ચંપલ પહેર્યાં હતાં, તે બરાબર કહી શકશો ખરા? જો ન કહી શકો તો એમ સમજજો કે તમે તેનું નિરીક્ષણ ઉપરછલ્લું કર્યું હતું, બારીકાઈથી નહિ.

## પ્રયોગ બીજો

તમે જે વસ્તુઓનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું હોય,

તેના પર ચિંતન કરવાની ટેવ પાડો. આ ચિંતન દરમિયાન તેના સ્વરૂપ ઉપરાંત તેમાં જે પ્રશસ્ત અને અપ્રશસ્ત અંશો હોય, તેનો વિચાર કરો.

## પ્રયોગ ત્રીજો

આંગળીના વેઢા પર ૧૦૮ સુધીની સંખ્યા ગણો. જો તેમાં વિક્ષેપ પડે તો ૧ થી શરૂ કરો. જ્યારે એક પણ વિક્ષેપ સિવાય ૧૦૮ ની સંખ્યા ગણી શકો ત્યારે આગળ વધી ૨૫૦ કે ૫૦૦ની સંખ્યા ગણો.

## પ્રયોગો ચોથો

એક પુસ્તકનું પાનું ઉઘાડી તેના એક ફકરામાં કેટલા શબ્દો છે, તેની ગણના કરો. તે જ રીતે તેના અક્ષરોની પણ ગણના કરો. ત્યારબાદ તે ગણના સાચી હતી કે કેમ ? તેની ચકાસણી કરો. એ વખતે પેનસીલના પોઈન્ટનો ઉપયોગ કરી શકાય.

## પ્રયોગ પાંચમો

જમણા હાથની હથેળીમાં કેટલાક ચણા રાખો અને તેની ગણના કરો. આ ગણના સરલતાથી થાય તો મગ અને અડદના દાણા ગણો. તે પણ સારી રીતે થાય તો બાજરીના દાણા રાખી તેની ગણના કરો. જેઓ લાંબું લખી-વાંચી શકતા નથી, તેમણે આ પ્રયોગ ખાસ કરવા જેવો છે.

## પ્રયોગ છઠ્ઠો

વ્યુત્ક્રમમાં રહેલા શબ્દોને ક્રમમાં ગોઠવો. જેમાં કોઈ ચોક્કસ ક્રમ ન હોય તે વ્યુત્ક્રમ કહેવાય. તે માટે અહીં નમૂનાના કેટલાક વાક્યો આપવામાં આવ્યા છે.

(૧) રહેવા તું રે ગમે પાસે રે હે ચાતક તેની માગવાનું.

(૨) મનમાં જશે જશે મનોરથો જ અને રહી ચાલ્યા તો ઝપાટામાં મનના ચાલ્યું જીવન.

(૩) પોતાના નથી છે પણ લોકો વાત કેટલું હિતની આશ્ચર્ય સમજતા એ.

(૪) થઈ વાંક બેલી દુઃખી કાઢીને આખરે જીવો રહેનાર જાય છે પામર દુઃખી ભાગ્યનો.

## પ્રયોગ સાતમો

કઠિન કોયડાઓ ઉકેલવાનો પ્રયત્ન કરો. ×

## પ્રયોગ આઠમો

ઝીણી સોય પરોવવાનો પ્રયત્ન કરો. આવી સોયો એક પછી એક પાંચ પરોવો.

---

ગણિતના કેટલાક કોયડાઓનો સંગ્રહ ગણિત–ચમત્કાર તથા ગણિત–રહસ્યમાંથી મળી રહેશે. જન્મભૂમિ પ્રવાસી જેવા સાપ્તાહિકોમાં પણ ગણિતના કોયડાઓ પ્રકટ થતા રહે છે.

## પ્રયોગ નવમો

આંખો બંધ કરો, કાન સરવા રાખો અને આસપાસ જે જે અવાજો થતા હોય, તે સાંભળવાનો પ્રયત્ન કરો.

## પ્રયોગ દશમો

વાસ પરથી વસ્તુ પારખવાનો પ્રયત્ન કરો.

## પ્રયોગ અગિયારમો

સ્પર્શ પરથી વસ્તુ પારખવાનો પ્રયત્ન કરો.

આ બધા પ્રયોગોથી મનની એકાગ્રતા કેળવાશે અને ધ્યાન ધરવાની ક્ષમતા આવશે.

[ ૭ ]

## ધ્યાનાભ્યાસ

(૧) ધ્યાન અભ્યાસથી સિદ્ધ થાય છે, એટલે તેનો નિત્ય-નિયમિત અભ્યાસ કરવો જોઈએ. તે માટે સહુથી પહેલાં એવો સંકલ્પ કરવાની જરૂર છે કે 'હું હવેથી નિત્ય-નિયમિત ધ્યાનનો અભ્યાસ કરીશ.'

(૨) ધ્યાનનો અભ્યાસ ગુરુના માર્ગદર્શન-નીચે થાય, તે ઇચ્છવા યોગ્ય છે. એવી સગવડ ન હોય તો પોતાની જાતે તે માટે પ્રયત્ન કરવો, પણ અવારનવાર સત્સંગ કરતાં રહેવું અને ધ્યાનના અભ્યાસીઓનો સંપર્ક રાખવો. તેમના અનુભવોમાંથી પણ ઘણું માર્ગદર્શન મળી રહે છે.

(૩) ધ્યાનાભ્યાસ માટે શાંત અને પવિત્ર સ્થાનની પસંદગી કરવી. આવું અલગ સ્થાન ન મળે તો પોતાના નિવાસસ્થાનનો એક ભાગ પસંદ કરી તેને શુદ્ધ-સ્વચ્છ બનાવી ઉપયોગમાં લેવો. આજુબાજુ ઘોંઘાટ ન થાય તેવી વ્યવસ્થા રાખવી.

(૪) ધ્યાનાભ્યાસ માટે સહુથી સારો સમય પ્રાતઃકાળના ચાર થી છ નો છે. એ વખતે શકય હોય તો સ્નાન કરવું. અન્યથા હાથ, પગ, મોઢું ધોઈ, શુદ્ધ વસ્ત્ર પહેરી અભ્યાસમાં બેસી જવું.

(૫) આ સમય અનુકૂલ ન હોય તો શૌચ-સ્નાનાદિથી પરવારી કુલધર્મ અનુસાર પૂજા-પાઠ કરી પછી ધ્યાનનો અભ્યાસ કરવો.

જપસાધકો પોતાનો નિયત જપ કર્યા પછી એજ સ્થાને ધ્યાનનો અભ્યાસ કરી શકે છે.

(૬) રાત્રિનો બીજો પ્રહર પણ ધ્યાન માટે અનુકૂલ ગણાય. ખાસ સંજોગોમાં દિવસના ચોથા પ્રહરે પણ ધ્યાન ધરી શકાય છે.

(૭) જેના જીવનમાં ધ્યાન વણાઈ ગયું છે, તેમને માટે સમયનો આવો કોઈ નિયમ નથી.

(૮) ધ્યાનાભ્યાસ વખતે આસનનો ઉપયોગ કરવો જોઇએ. માત્ર જમીન પર કે પત્થર પર બેસીને ધ્યાનાભ્યાસ કરવો નહિ. આ વખતે જે આસન વાપરીએ તે ઊનનું હોય તો વધારે સારું. મૃગચર્મ તથા વ્યાઘ્રચર્મનો પણ આસન તરીકે ઉપયોગ કરી શકાય છે. સૂતરાઉ વસ્ત્રનો આસન તરીકે ઉપયોગ કરવો નહિ.

(૯) ધ્યાનાભ્યાસ કરતી વખતે પૂર્વ કે ઉત્તર દિશા તરફ મુખ રાખવું અને કાયાને આસનબદ્ધ કરવી. આસનો

અનેક પ્રકારનાં છે, પણ જે આસને સુખપૂર્વક લાંબો વખત બેસી શકાય તેવું આસન પસંદ કરવું. માત્ર પલાંઠી વાળીને બેસવું તેને સુખાસન કહેવાય છે. આ આસને આપણે સામાન્ય રીતે વધારે વાર બેસી શકીએ છીએ. છતાં જેઓ સ્વસ્તિકાસન કે પદ્માસનથી ટેવાયેલા હોય, તેઓ એ આસને બેસીને પણ ધ્યાનાભ્યાસ કરી શકે છે. આ વખતે બંને હાથ ઢીંચણ પર ખુલ્લા રાખવા, પણ અંગૂઠાની સાથે તર્જની આંગળી જોડી દેવી.

(૧૦) કાયાને આસનબદ્ધ કરવાનો હેતુ એ છે કે તેનું સર્વ પ્રકારનું હલન-ચલન અટકાવવું. એટલે આસન બાંધ્યા પછી ઊંચા-નીચા થવું નહિ, આડું-અવળું જોવું નહિ, કોઈને કશો ઈશારો કરવો નહિ, હાથ-પગ હલાવવા નહિ કે લાંબા-ટૂંકા કરવા નહિ. એક આસને લાંબો સમય બેસવાથી આસનસિદ્ધિ થાય છે અને તે ધ્યાનસિદ્ધિમાં ઘણી ઉપકારક નીવડે છે.

(૧૧) ધ્યાનાભ્યાસ વખતે મેરુદંડ સીધો રાખવો, મસ્તક ઉન્નત રાખવું, આંખો અર્ધી મીંચેલી રાખવી અને દૃષ્ટિ નાકના અગ્રભાગ પર સ્થિર કરવી. જો તેમ ન ફાવે તો આંખો બંધ રાખવી, પણ તે નિયત સમય પહેલાં ઉઘાડવી નહિ.

(૧૨) આ વખતે મૌન ધારણ કરવું, એટલે કોઈની સાથે કંઈપણ બોલવું નહિ.

(૧૩) જો નિત્ય જપ કરવાનો નિયમ હોય તો જપ પહેલાં કરી લેવો અને ધ્યાનાભ્યાસ પછી કરવો.

(૧૪) ધ્યાનાભ્યાસ માટે આસન પર બેઠા પછી પ્રથમ ક્રિયા દીર્ઘ શ્વાસોચ્છ્વાસની કરવી. તેમાં ઓછામાં ઓછા ૨૧ દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવા અને વધારે અનુકૂલતા મુજબ. એથી મનને સ્થિર કરવામાં મદદ મળે છે.

(૧૫) પ્રથમ સાલંબન ધ્યાન અને પછી નિરાલંબન ધ્યાન એ ધ્યાનાભ્યાસનો ક્રમ છે. સાલંબન ધ્યાન એટલે આલંબનવાળું ધ્યાન અને નિરાલંબન ધ્યાન એટલે આલંબન વિનાનું ધ્યાન. આલંબન એટલે આધાર કે ટેકો. સાલંબન ધ્યાનમાં મૂર્તિ, છબી, યંત્ર આદિનું આલંબન લઈ શકાય છે અને લેખિત મંત્રાક્ષરોનું પણ આલંબન લઇ શકાય છે. આ વસ્તુઓ પર મનોવૃત્તિને સ્થિર કરવી એ સાલંબન ધ્યાન છે. પ્રારંભમાં મનોવૃત્તિ સ્થિર થતી નથી, પણ અભ્યાસ વધતાં મનોવૃત્તિ સ્થિર થવા લાગે છે અને એ રીતે સાલંબન ધ્યાન સિદ્ધ થાય છે.

(૧૬) મૂર્તિ આદિનું આલંબન લીધા વિના માત્ર મનોવૃત્તિથી ધ્યાન ધરવું, એ નિરાલંબન ધ્યાન છે. તેની સિદ્ધિ વિશેષ પ્રયત્ને થાય છે.

(૧૭) આપણી મનોવૃત્તિઓને શરીરના જુદા જુદા ભાગ પર સ્થાપીને પણ ધ્યાનાભ્યાસ થઈ શકે છે. યોગ-શાસ્ત્રમાં શરીરનાં આવાં સોળ સ્થાનો જણાવેલાં છે, પણ અભ્યાસની સરલતા માટે અમે (૧) નાભિ, (૨) હૃદય,

(૩) કંઠપ્રદેશ, (૪) બે ભ્રમરની વચ્ચેનો ભાગ તથા (૫) બ્રહ્મરંધ્ર એ પાંચ સ્થાનોની વિશેષ ભલામણ કરીએ છીએ.

(૧૮) પ્રાણાયામ ધ્યાનાભ્યાસમાં સહાય કરે છે, એટલે અનુભવી પાસેથી તેનું જ્ઞાન મેળવી લેવું હિતાવહ છે. પ્રથમ ભૂતશુદ્ધિ, પછી પ્રાણાયામ, પછી જપ અને પછી ધ્યાન એ ક્રમ સુવિહિત છે. જો જપ ન કરવાનો હોય તો પ્રાણાયામ પછી તરત જ ધ્યાન ધરવું જોઈએ.

(૧૯) ધ્યાનાભ્યાસનો એક પ્રાચીન ક્રમ એવો છે કે યોગ્ય સ્થાને, યોગ્ય આસન પર આરૂઢ થયા પછી અમુક સમય સુધી ગુરુદત્ત મંત્રનો જપ કરવો, પછી અમુક સમય સુધી તેની અર્થભાવના કરવી અને ત્યારબાદ શરીરનાં અંગો કે અન્ય કોઈ વસ્તુ પર ચિત્તવૃત્તિઓને સ્થિર કરી આલંબન ધ્યાન સિદ્ધ કરવું. એ ધ્યાન સિદ્ધ થયાં પછી તેના સ્થાને નિરાલંબન ધ્યાન ધરવું.

(૨૦) ધ્યાનનો ચિંતન અર્થ લક્ષ્યમાં લેતાં તેના અભ્યાસનો ક્રમ આ પ્રમાણે રાખવો.

(૧) દુઃખ કે પીડાના વિચારો કરવા નહિ.

(૨) બીજાને દુઃખ ઉત્પન્ન થાય એવા દુષ્ટ વિચારો કરવા નહિ.

(૩) ધર્મનું ચિંતન કરવું અને વૈરાગ્ય–ત્યાગ વગેરેની ભાવના કેળવવી.

(૪) શુદ્ધ આત્મતત્ત્વનું ધ્યાન ધરવું. જ્યારે આ ધ્યાન નિર્વિકલ્પ એટલે કોઈ પણ જાતના સંકલ્પ–વિકલ્પ વિનાનું થાય ત્યારે ધ્યાનસિદ્ધિ થઈ સમજવી.

(૨૧) ધ્યાનનો અભ્યાસ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ મનોવૃત્તિઓ સ્થિર અને શાંત થવા લાગે છે અને તેનો પ્રભાવ આપણા શરીર, પ્રાણ, મન તથા આત્મા પર પડે છે.

(૨૨) ધ્યાનાભ્યાસ કરતાં અનેક પ્રકારની સિદ્ધિઓ સાંપડે છે, પણ સુજ્ઞજને તેમાં અટવાઈ ન પડતાં ધ્યાનસિદ્ધિને જ પોતાનું ધ્યેય માની આગળ વધવું.

(૨૩) જે ધ્યાન ધરનારો છે, તે ધ્યાતા કહેવાય છે. જેનું ધ્યાન ધરવાનું છે, તે ધ્યેય કહેવાય છે અને ધ્યેયની પ્રાપ્તિ માટે ધ્યાતા દ્વારા જે ક્રિયા થાય છે, તે ધ્યાન કહેવાય છે. શરૂઆતમાં હું ધ્યાતા છું, અમુક મારું ધ્યેય છે અને હું ધ્યાન કરી રહ્યો છું એવો ભેદ અનુભવાય છે, પણ ધ્યાન જ્યારે ચરમ સીમાએ પહોંચે છે, ત્યારે આ ભેદ અદૃશ્ય થઈ જાય છે અને માત્ર ધ્યેય જ પ્રકાશે છે. તેથી ચિત્તવૃત્તિઓ સમાહિત એટલે સંકલ્પ-વિકલ્પરહિત થઈ જાય છે અને તે જ સમાધિની સ્થિતિ છે.

(૨૨) શારીરિક, માનસિક કે અન્ય કોઈ વિઘ્નો ઉત્પન્ન થાય છતાં ધ્યાનાભ્યાસ છોડવો નહિ. જે ગમે તેવી વિપરીત સ્થિતિમાં પણ ધ્યાનાભ્યાસ ચાલુ રાખે છે, તે આખરે તેમાં સફળ થાય છે અને માનવજીવનને સાર્થક કરે છે.

ધ્યાન દ્વારા સહુ પોતાનું અભીષ્ટ પ્રાપ્ત કરે, એ જ મંગલ કામના.

# પ્રશ્નોત્તરી

પ્રશ્ન– ઈશ્વરનો અર્થ શો?

ઉત્તર– ઈશ્ ધાતુ રાજ્ય કરવાનો અર્થ દર્શાવે છે, અને વર એટલે શ્રેષ્ઠ, એટલે આ જગતમાં સહુથી જે શ્રેષ્ઠ રાજ્યકર્તા છે, તે ઈશ્વર (Supream Ruler).

પ્રશ્ન– પરમાત્માનો અર્થ શો?

ઉત્તર– પરમ અર્થાત્ શ્રેષ્ઠ એવો જે આત્મા, તે પરમાત્મા. તાત્પર્ય કે આ જગતના સર્વ આત્માઓમાં જે શ્રેષ્ઠ છે, તે પરમાત્મા.

પ્રશ્ન– ભગવાનનો અર્થ શો?

ઉત્તર– જે ભગ વાળો, તે ભગવાન. સંસ્કૃત ભાષાનો આ ભગ શબ્દ અનેક અર્થો બતાવે છે, જેમ કે ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ, પ્રયત્ન, તેજ, માહાત્મ્ય વગેરે. તે પરથી એમ સમજવાનું કે જે સમગ્ર ઐશ્વર્યનો સ્વામી છે, તે ભગવાન; જે સમગ્ર રૂપનો સ્વામી છે, તે ભગવાન; જે સમગ્ર યશનો સ્વામી છે, તે ભગવાન; જે સમગ્ર શ્રી

એટલે સૌન્દર્યનો સ્વામી છે, તે ભગવાન; જે સમગ્ર ધર્મનો સ્વામી છે, તે ભગવાન; જે સમગ્ર પ્રયત્નનો સ્વામી છે, તે ભગવાન; જે અત્યંત તેજવાળો છે, તે ભગવાન; અને જે અપૂર્વ માહાત્મ્ય કે મહિમાવાળો છે, તે ભગવાન.

પ્રશ્ન- વિભુ અને પ્રભુનો અર્થ શો ?

ઉત્તર- જે સર્વત્ર વ્યાપી રહેલો છે તે વિભુ અને જે સહુનો સ્વામી, ધણી કે માલીક છે, તે પ્રભુ.

પ્રશ્ન- ઈશ્વરનાં અનેક નામો શા માટે ? માત્ર તેને ઈશ્વર તરીકે ઓળખીએ તો ન ચાલે ?

ઉત્તર- ઈશ્વરમાં અનેક ગુણો રહેલા છે. આ ગુણો વ્યક્ત કરવા માટે તેને જુદાં જુદાં નામો અપાયેલાં છે. જુદી જુદી રુચિવાળા અને જુદી જુદી ભૂમિકાઓ પર રહેલા લોકો તેમાંથી પોતાની પસંદગીનું નામ ગ્રહણ કરે છે અને તેને યાદ કરે છે-સ્મરે છે. તેથી નામોની એ વિવિધતા રહેવાની જ. બધાએ માત્ર ઈશ્વર શબ્દનો ઉપયોગ કરવો, એવો કોઈ નિયમ કે કાયદો ઘડી શકાય નહિ, છતાં કોઈ ઘડે તો તેનું પાલન થાય નહિ. લોકો પોતાની રુચિ અનુસાર જ વર્તે છે.

પ્રશ્ન- કેટલાક સાધુ મહાત્માઓને ભગવાન તરીકે સંબોધવામાં આવે છે, તેનું કેમ ?

ઉત્તર- સાધુ મહાત્માઓ ભગવાનના અંશરૂપ ગણાય છે તથા તેઓ અત્યંત મહિમાશાળી હોય છે, તેથી તેમને ભગવાન તરીકે સંબોધવામાં આવે છે.

પ્રશ્ન– સાધુ મહાત્માઓને ભગવાન કહેવાય એ તે ઠીક, પણ આજકાલ તો કેટલાક વિદ્વાનો, વક્તાઓ કે તાંત્રિકો પણ પોતાના નામની આગળ ભગવાન શબ્દ લગાડે છે, તે ભગવાન શબ્દનું અવમૂલ્યન નથી શું ?

ઉત્તર– અમે તો તમને ભગવાન શબ્દનો સાચો અર્થ જણાવ્યો છે. બાકી આ જગતમાં અનેક પ્રકારના મનુષ્યો છે અને અનેક પ્રકારે વર્તે છે. તેઓ આવું કંઈ કંઈ કરી પોતાની પ્રતિષ્ઠા વધારવાના પ્રયત્નો કરે છે અને તેમને કેટલાક અનુયાયીઓ પણ મળી રહે છે. ખરેખર સ્થિતિ વિચિત્ર છે! પણ આપણે કોઈ ભળતી જગાએ ભટકાઈ ન ન પડીએ, તે જોવાનું છે.

પ્રશ્ન– હિંદુધર્મમાં નામસ્મરણનો મહિમા ખૂબ છે, એ વાત સમજવામાં આવે છે, પણ આ વિષયમાં જૈન ધર્મનું શું મંતવ્ય છે?

ઉત્તર– જૈનો રાગદ્વેષને જિતનારા વીતરાગ મહાપુરુષ કે જે ધર્મનું પ્રવર્તન કરે છે, તેને ઇશ્વર માને છે. તે માટે તેમનો પ્રસિદ્ધ શબ્દ અર્હત્ છે. તેમને તેઓ જિન કે તીર્થંકર પણ કહે છે. આવા તીર્થંકરો ચોવીશ થઈ ગયા, તેમાં ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથ અને ચોવીશમા શ્રી મહાવીર સ્વામી ગણાય છે. જૈન મહર્ષિઓ–જૈન શાસ્ત્રો આ ચોવીશે ય તીર્થંકરોનાં નામનું સ્મરણ કરવાનો આદેશ આપે છે. આથી શ્રદ્ધાળુ જૈનો પ્રાતઃકાલમાં વહેલા ઉઠી નમસ્કારમંત્રનું સ્મરણ કર્યા પછી આ ચોવીશેય તીર્થંકરોનાં નામનું

સ્મરણ કરે છે. શ્રીનંદિષેણ નામના એક જૈન મહર્ષિએ બીજા તીર્થંકર શ્રીઅજિતનાથ અને સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથની સંયુક્ત સ્તુતિ કરતાં જણાવ્યું છે કે–

अजियजिण सुहप्पवत्तणं, तव पुरिसुत्तम नामकित्तणं ।
तहय धिइ–मइ–पवत्तणं, तव य जिणुत्तम संति कित्तणं ॥४॥

"હે પુરુષોત્તમ અજિતનાથ! તમારું નામસ્મરણ શુભને અથવા સુખને પ્રવર્તાવનારું છે અને હે જિનોત્તમ શાંતિનાથ! તમારું નામસ્મરણ ધૃતિ અને મતિનું પ્રવર્તન કરનારું છે, અર્થાત્ સ્થિરબુદ્ધિને આપનારું છે."

જૈનધર્મમાં તીર્થંકરોનાં નામપૂર્વક જપ કરવાનાં અનેક વિધાનો છે, તે એની નામસ્મરણની શ્રદ્ધા વ્યક્ત કરે છે.

પ્રશ્ન– આ વિષયમાં બૌદ્ધધર્મની શી સ્થિતિ છે?

ઉત્તર– હિંદુ અને જૈન ધર્મની જેમ બૌદ્ધ ધર્મે નામસ્મરણ પર વિશેષ ભાર આપેલો નથી, છતાં તથાગતોની વિવિધ પ્રકારે સ્તુતિ કરવાની પ્રથા તો તેમનામાં પણ છે.

પ્રશ્ન– ઇસાઈ ધર્મ નામસ્મરણમાં માને છે?

ઉત્તર– જરૂર. બટલરના ઉપદેશમાં કહ્યું છે કે 'હે પ્રભુ! જે લોકો તારા નામમાં રાચે છે, તે તારા ઈશ્વરી તેજમાં પ્રવાસ કરે છે.' ઈસાઈઓ ભગવાનનું નામસ્મરણ કરવા માટે માળાનો ઉપયોગ કરે છે.

પ્રશ્ન– આ બાબતમાં ઈસ્લામ ધર્મનું શું મંતવ્ય છે?

ઉત્તર– તે નામસ્મરણની તરફેણમાં છે. કુરાને શરીફમાં કહ્યું છે કે 'અલ્લાહનાં અતિ સુંદર નામો અનેક છે. તેમાંથી કોઈપણ નામે તેને પોકારો.' ઇસ્લામને માનનારા ભગવાનનું નામસ્મરણ કરવા તરફણી એટલે માળાનો ઉપયોગ કરે છે

પ્રશ્ન– આ સંબંધમાં શીખ ધર્મનું મંતવ્ય જણાવશો?

ઉત્તર– શીખધર્મની જડ જ જપ પર રચાયેલી છે. તેના મુખ્ય ધર્મગ્રંથને જપજી કહેવામાં આવે છે. તેના પ્રારંભમાં જ લખ્યું છે કે 'તે એક છે, ૐ છે, તેનું નામ સત્ય છે. તે જગતનો કર્તા છે, જેને કેટલાક લોકો પુરુષતત્ત્વ સમજે છે, તે પણ તે જ છે. તે નિર્ભય છે, નિર્વૈર છે. તેનું કલ કલાતીત છે. તે અજન્મા છે, સ્વયંભૂ છે, તે જ ગુરુ છે. તેનો પ્રસાદ ધન્ય કરે છે. તેનો જપ કરો.'

પ્રશ્ન– આપણા દેશમાં શક્તિની ઉપાસના વિવિધ સ્વરૂપે ચાલે છે, તેમાં જપને સ્થાન અપાયેલું છે ખરું?

ઉત્તર– હા. શક્તિની ઉપાસના કરનારને સામાન્ય રીતે દેવીભક્ત કહેવાય છે અને દરેક દેવીભક્ત પોતાની ઇષ્ટદેવીના મંત્રનો જપ કરતો હોય છે. નવરાત્રિ જેવા દિવસોમાં એ જપ નવલાખ સુધી પહોંચે છે. તેઓ જપ વડે દેવીનો સાક્ષાત્કાર થવાનું માને છે.

પ્રશ્ન– જંગલી જાતિઓ કે જેમાં કોઈ ધર્મ વ્યવસ્થિત રીતે પ્રચાર પામેલો નથી, અને જેઓ અનેક પ્રકારના વહેમોમાં માને છે, તેમાં જપ જેવું કંઈ છે ખરું?

ઉત્તર– તેઓ અમુક અમુક પ્રસંગે અમુક શબ્દોનું રટણ કરે છે અને તેનાથી અમુક કાર્યો થવાનું માને છે. એનો એક દાખલો આ ગ્રંથના સાતમા પ્રકરણમાં અપાયેલો છે.

પ્રશ્ન– ભગવાન પર શ્રદ્ધા ન હોય, છતાં તેનું નામ-સ્મરણ કરીએ તો લાભ થાય ખરો ?

ઉત્તર– શ્રદ્ધા વિના પણ ભગવાનનું નામસ્મરણ કરનારને લાભ થયાના દાખલાઓ અનેક છે. તે માટે અજામિલની વાત જાણવા જેવી છે.

## અજામિલની વાત

અજામિલ નામે બ્રાહ્મણનો એક પુત્ર હતો. તે ઘણો સદ્‌ગુણી, કર્તવ્યપરાયણ, સત્યવક્તા, નમ્ર અને વેદ શાસ્ત્રાનુસાર ક્રિયાઓ કરનાર હતો. તે એક વખત પોતાના પિતાની આજ્ઞાથી વનપ્રદેશમાં ગયો અને ત્યાંથી ફળ, ફૂલ, ઇન્ધણ તથા દર્ભ વગેરે એકઠાં કર્યાં. તે લઈને ઘરે આવતાં તેણે એક શૂદ્રને એક સ્ત્રી સાથે ભોગ ભોગવતાં જોયો. આ સ્ત્રી ગુલામ હતી, પણ તે ઘણી રૂપવતી હતી. અજામિલને તેના તરફ મોહ ઉત્પન્ન થયો, એથી તેણે એ સ્ત્રીને મેળવવા માટે પોતાની બધી મિલકત ખર્ચી નાખી અને પોતાની પત્નીનો પણ ત્યાગ કર્યો. આખરે તે સ્ત્રી પ્રાપ્ત થઈ અને તેની સાથે રહેવા લાગ્યો. કાલક્રમે તેને કેટલાક પુત્રો થયા, તેમાં છેલ્લા પુત્રનું નામ નારાયણ હતું. આ પુત્ર પર તેને ઘણો પ્રેમ હતો.

'સંગ તેવો રંગ' એ હકીકત પ્રસિદ્ધ છે. અજામિલ એક ખરાબ સ્ત્રીની સોબતમાં રહેતાં પોતાના બધા સદ્ગુણો ભૂલી ગયો અને શાસ્ત્રીય ક્રિયાઓ પણ છૂટી ગઈ. વળી પોતાની આ નવી સ્ત્રી તથા બાળકોના નિર્વાહ માટે તેણે અનેક અન્યાયી–પાપી કાર્યો કર્યાં. પૂર્વ જીવનમાં અજામિલ જેટલો સારો હતો, તેટલો જ ઉત્તર જીવનમાં ખરાબ બની ગયો.

હવે તેનો અંતસમય નજીક આવ્યો, તે વખતે વિકરાળ દેખાવવાળા કેટલાક યમદૂતો હાથમાં દોરડાં લઈને ત્યાં આવી પહોંચ્યા. આથી ભયભીત થયેલા અજામિલે પોતાના નાના પુત્રને બૂમ મારી: 'નારાયણ ! નારાયણ !' આ શબ્દો સાંભળી ત્યાં વિષ્ણુના શ્વેત દૂતો હાજર થયા. યમદૂતો અજામિલના શરીરમાંથી તેના જીવને ખેંચી રહ્યા હતા, તેમને આ વિષ્ણુના શ્વેતદૂતોએ અટકાવ્યા, એટલે યમના દૂતોએ કહ્યું : 'યમરાજના પાશની આડે આવનારા તમે કોણ છો ?' વિષ્ણુના શ્વેત દૂતોએ હસતાં હસતાં કહ્યું :' શું તમારા ધર્મદેવ શુભકાર્ય કરનારને પણ દંડ દે છે? શું અશુભ કાર્ય કરનાર અને શુભ કાર્ય કરનારમાં કોઈ ફેર હોતો નથી?

યમના દૂતોએ કહ્યું : 'આ અજામિલ શરૂઆતના જીવનમાં વેદાજ્ઞાને માન આપતો, પણ એક નીચ જાતિની ગુલામ સ્ત્રીની સોબતમાં તેણે વેદાજ્ઞાની અવજ્ઞા કરી, પોતાનું બ્રાહ્મણત્વ ગુમાવ્યું અને ન કરવાનાં અનેક કાર્યો કર્યાં, તેથી તે યમરાજના દંડને પાત્ર છે.'

વિષ્ણુના શ્વેત દૂતોએ કહ્યું : 'તમે એટલું પણ નથી જાણતા કે વેદોથી ઉપર પણ કંઈ છે? આ અજામિલે હમણાં નારાયણનું નામ લીધું છે. આ નામ સઘળાં પાપોને બાળી નાખનારું છે, તેથી અહીંથી ચાલ્યા જવું.'

આથી યમના દૂતો ચાલ્યા ગયા. અજામિલે યમના દૂતો અને વિષ્ણુના દૂતો વચ્ચેનો સંવાદ સાંભળ્યો હતો, એટલે તેણે પોતાના પાપી જીવનનો પસ્તાવો કર્યો અને ઘર છોડી હરિદ્વાર જઈ વિષ્ણુનું નામ સ્મરણ કરવામાં શેષ જીવન વીતાવ્યું. છેવટે તેનો વૈકુંઠમાં વાસ થયો.

તાત્પર્ય કે શ્રદ્ધા વિના માત્ર અકસ્માતથી અજામિલના મુખમાંથી ભગવાનનું નામ બોલાઈ ગયું હતું, છતાં તેને લાભ થયો. પછીથી તેણે શ્રદ્ધાપૂર્વક ભગવાનનું નામ સ્મરણ કર્યું તેથી વૈકુંઠવાસી બની શક્યો.

અનુભવ એમ કહે છે કે કોઈ મનુષ્ય પ્રથમ શ્રદ્ધા વિના ભગવાનનું નામસ્મરણ કરવા માડે છે, તેને પણ અમુક લાભ થાય છે અને એમ કરતાં તે શ્રદ્ધાવાન બને છે, એટલે તેને વિશેષ લાભ થાય છે.

પ્રશ્ન–ભગવાનનું કોઈ પણ સ્વરૂપ આપણા મનમાં અંકિત થયું ન હોય તો ભગવાનનું નામસ્મરણ કેવી રીતે થાય ?

ઉત્તર–ભગવાનનું કોઈ પણ સ્વરૂપ મનમાં અંકિત ભલે થયું ન હોય, પણ ભગવાનનું નામસ્મરણ કલ્યાણકારી છે, એવી શ્રદ્ધા રાખીને તે કરી શકાય છે. જો ભગવાનના

નામ અંગે વિશેષ વિચાર કરીએ તો તેનું કોઈને કોઇ સ્વરૂપ આપણા મનમાં અંકિત થાય છે. શાસ્ત્ર અને સત્સંગ તેમાં સારી સહાય કરી શકે છે.

પ્રશ્ન–આપણે રામ–રામ–રામ એ રીતે ભગવાનનું સ્મરણ કરવા માંડીએ પણ મરા–મરા–મરા એવો ઉચ્ચાર થતાં કોઈ દોષ લાગે તો એ નામ સ્મરણનું ફળ મળે ખરું ?

ઉત્તર–રામ શબ્દનો અસ્ખલિત ઉચ્ચાર કરતાં મરા–મરા એવો શબ્દ શ્રવણગોચર થાય ખરો, પણ મૂલ વૃત્તિ રામનામ જપવાની છે, એટલે તેમાં દોષ લાગે નહિ.

પ્રશ્ન–ભગવાનના સ્વરૂપનો નિર્ણય કરવા માટે વાદ–વિવાદ કરવામાં આવે તો તેથી લાભ ખરો ?

ઉત્તર–વાદવિવાદની બાબત એવી છે કે સહુ પોતાનો પક્ષ સાચો કરવા મથે છે અને તેમાં અન્ય દ્વારા કહેવાયેલી સાચી હકીકતનો પણ સ્વીકાર થતો નથી. પરિણામે આવા વાદવિવાદો એક–બીજામાં કટુતા વધારનારા બને છે. જો વાદવિવાદ મધ્યસ્થ વૃત્તિએ થાય તો તેમાંથી તત્ત્વ નીકળે અને તે મોટો લાભ છે.

પ્રશ્ન–ભગવાનનું નામસ્મરણ કરીએ તે ઠીક કે ભગવાનનું ભજનકીર્તન કરીએ તે ઠીક ?

ઉત્તર–ભગવાનનું નામસ્મરણ કરીએ તે પણ ઠીક છે અને તેમનું ભજનકીર્તન કરીએ તે પણ ઠીક છે, પરંતુ પાયાનો સંસ્કાર નામસ્મરણ છે, તેથી તેના પર પ્રથમ લક્ષ્ય

આપવું જોઈએ. એકડો ઘૂંટયા પછી બગડો ઘૂંટાય તો બન્નેનું જ્ઞાન વ્યવસ્થિત મળે.

પ્રશ્ન-ધૂનનો પ્રયોગ નામસ્મરણને વધારે દૃઢ બનાવે ખરો ?

ઉત્તર-એ પૂરેપૂરું શકય છે, પરંતુ નામસ્મરણ શાંત -સ્વસ્થ ચિત્તે કરવાનું હોય છે, જ્યારે ધૂનમાં થોડો આવેશ હોય છે. આમ છતાં નામસ્મરણની પુષ્ટિ માટે ધૂન કરવા યોગ્ય છે.

પ્રશ્ન-કેટલાક લોકો ભગવાનનું નામ છૂંદણાથી હાથ પર લખાવે છે, તે શું ઠીક છે ?

ઉત્તર-તે એમની રુચિ અને ભાવનાનો પ્રશ્ન છે. જો તેમને એમ જ લાગતું હોય કે આ રીતે આપણા દેહ પર ભગવાનનું નામ કાયમ થવાથી આપણો દેહ પવિત્ર થશે અને તેના નામસ્મરણની યાદ આપશે, તો તેમાં અઠીક કંઈ જ નથી.

પ્રશ્ન-જપને એક પ્રકારનો યજ્ઞ માની લઈએ એ તો ઠીક, પણ બધા યજ્ઞો કરતાં એનુ ફલ વધારે શા માટે ?

ઉત્તર-સામાન્ય રીતે યજ્ઞ કરવાથી અમુક દેવતા પ્રસન્ન થાય છે અને તેથી અમુક કાર્યની સિદ્ધિ થાય છે, જ્યારે જપરૂપી યજ્ઞ કરવાથી તો જે દેવના પણ દેવ છે અને જેનું ત્રિલોક પર પ્રભુત્વ છે, તેવા ઈશ્વર કે પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, તેથી બધા યજ્ઞો કરતાં જપનું ફલ વધારે માન્યું છે.

પ્રશ્ન–શાસ્ત્રવિહિત કર્મકાંડ કરતાં જપને ચડિયાતો માની લઇએ, પણ તપ કરતાં જપને ચડિયાતો શી રીતે મનાય ? તપથી તો ઋષિ–મુનિઓએ દેવતાનાં સિંહાસનો ડોલાવ્યાં હતાં અને અનેક પ્રકારની સિદ્ધિઓ મેળવી હતી.

ઉત્તર–ઋષિ–મુનિઓએ તપ વડે દેવતાનાં સિંહાસનો ડોલાવ્યાં હતાં અને અનેક પ્રકારની સિદ્ધિઓ મેળવી હતી, એ વાત સાચી છે, પણ એ તપ જપથી યુક્ત હતું, એટલે તેમાં એવી શક્તિ આવી હતી. જે તપમાં જપ નથી, તેમાં શક્તિ આવતી નથી, અથવા તો બહુ ઓછી આવે છે, જ્યારે જપયુક્ત તપ કરતાં શક્તિનો સ્રોત વહે છે અને તેનાથી અસાધારણ કામો થઈ શકે છે; તેથી તપ કરતાં જપને ચડિયાતો માનવામાં આવ્યો છે.

પ્રશ્ન–જે મનુષ્ય જપનિષ્ઠ બને તે ધર્મ અને મોક્ષ સાધી શકે, પણ અર્થ અને કામ શી રીતે સાધી શકે ?

ઉત્તર–ગૃહસ્થાશ્રમમાં રહેલો મનુષ્ય અમુક સમય જપ કરે અને બાકીના સમયમાં અર્થોત્પાદનની પ્રવૃત્તિ સંભાળે તો અર્થ સાધી શકે છે અને અર્થ સધાય તો કામ પણ સધાય છે.

પ્રશ્ન–જેનું ચિત્ત જપમાં ચોટયું હોય, તે વ્યવહાર કે વ્યાપાર બરાબર સંભાળી શકે ખરો ?

ઉત્તર–જપ કરતી વખતે જપમાં ધ્યાન અને વ્યવહાર કે વ્યાપાર સંભાળતી વખતે તેમાં ધ્યાન, એ રીતે મન

કેળવવાથી બંને બાબતો સંભાળી શકાય છે. અમે ઘણા ગૃહસ્થોને આ પ્રકારનું જીવન જીવતા જોયા છે.

પ્રશ્ન-જપમાં ખૂબ રસ પડયા પછી વ્યવહાર વ્યાપારની વાત જ ન ગમે એવું બને કે નહિ? એવું બને ત્યાં શું કરવું?

ઉત્તર-જપમાં ખૂબ રસ પડ્યા પછી વ્યવહાર કે વ્યાપારની વાત ન ગમે એ બનવા જોગ છે, પણ આવી સ્થિતિએ પહોંચનારે વ્યવહાર કે વ્યાપારની ચિંતા કરવી નહિ. એ બધું એની મેળે સચવાઈ જાય છે. નરસિંહ મહેતાને શ્રીકૃષ્ણની ભક્તિમાં ખૂબ રસ લાગ્યો હતો અને તેમનું ધ્યાન વ્યવહાર પરથી હઠી ગયું હતું, છતાં તેનો બધો વ્યવહાર ચાલ્યો કે નહિ? બીજા પણ અનેક ભક્તોની બાબતમાં આવું બન્યું છે, એટલે આ બાબતની શ્રદ્ધા રાખવી જોઈએ.

પ્રશ્ન – આવી શ્રદ્ધા રાખીને જપમાં ઝંપલાવીએ, પણ વ્યવહાર ન સચવાય તો અનેકવિધ મુશ્કેલીઓ વેઠવી પડે કે નહિ?

ઉત્તર-જેના હૃદયમાં અનન્ય શ્રદ્ધા છે, તેને અણીના સમયે પણ સહાય મળે છે. અને તેનો વ્યવહાર સચવાઈ જાય છે, એટલે તેને અનેકવિધ મુશ્કેલીઓ વેઠવાનો પ્રસંગ આવતો નથી. આ વસ્તુ બુદ્ધિ કરતાં અનુભવે વધારે સમજાય એવી છે. અમને પોતાને આ વસ્તુનો બે-ત્રણ વાર અનુભવ થયેલો છે, એટલે અમે તેમાં શ્રદ્ધાન્વિત છીએ.

પ્રશ્ન – નામસ્મરણની શ્રદ્ધા–બાજુ તો મજબૂત છે, પણ તેની વૈજ્ઞાનિક બાજુ કેવી છે? આજ તો વૈજ્ઞાનિક હકીકતો અને પ્રમાણો અમારા મનને વધારે અસર કરે છે.

ઉત્તર– નામસ્મરણની વૈજ્ઞાનિક બાજુ પણ મજબૂત છે. પત્થર પર દોરડું વારંવાર ઘસાય તો તેમાં ઊંડો ખાડો પડે છે અને લોખંડના તવા પર ટાંકણાનો ઘા વારંવાર થાય તો તેમાં છિદ્ર પડે છે. તે જ રીતે અમુક પ્રકારના શબ્દોનું વારંવાર રટણ કરીએ તો અમુક પ્રકારનું કંપન થાય છે અને તેની અસર આપણા પ્રાણ, મન, બુદ્ધિ વગેરે પર બહુ ઊંડી પડે છે, તેમ જ વાતાવરણમાં પણ તેનો પ્રભાવ વિસ્તરે છે.

વળી શાંતજળમાં એક પત્થર નાખવાથી તેમાં લહરીઓ–તરંગો–કંપનો ઉત્પન્ન થાય છે અને તે જલાશયના એક કિનારાથી બીજા કિનારા સુધી પહોંચી જાય છે, એ પ્રમાણે જ મનુષ્યના મુખમાંથી નીકળેલા શબ્દો ઇથર વગેરેની સહાયથી સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપી જાય છે અને અમુક પ્રકારની અસર ઉત્પન્ન કરે છે. જપમાં જે શક્તિ મનાય છે, તે આ પ્રકારની વૈજ્ઞાનિક પ્રક્રિયાને આભારી છે.

પ્રશ્ન – ભગવાનનું નામસ્મરણ મોટેથી બોલીને કરીએ તો તેમાં આ પ્રકારની ઘટના બને, પણ એ સ્મરણ મનમાં ચાલતું હોય, ત્યાં શું બને?

ઉત્તર– શબ્દમાં શક્તિ મનાયલી છે, તેમ વિચારો અને ભાવનાઓમાં પણ શક્તિ મનાયેલી છે. વિચારમાંથી-

ભાવનામાંથી પણ અમુક પ્રકારનું કંપન-અમુક પ્રકારનું આંદોલન પ્રકટે છે અને તે વિવિધ પ્રકારની અસરો ઉપજાવે છે.

પ્રશ્ન- પ્રાચીનકાલમાં વિજ્ઞાન ન હતું, છતાં તે વખતના પુરુષોને આ વસ્તુ શી રીતે સમજાઈ હશે ?

ઉત્તર- પ્રાચીનકાલમાં જ્ઞાન પણ હતું અને વિજ્ઞાન પણ હતું. શાસ્ત્રોમાં વિજ્ઞાન શબ્દનો પ્રયોગ થયેલો છે. જે જ્ઞાન વિ-વિશદ હોય, તે વિજ્ઞાન. આપણા પ્રાચીન પુરુષોએ આ પ્રકારનું વિજ્ઞાન મેળવ્યું હતું. આજે વિજ્ઞાન શબ્દનો પ્રયોગ માત્ર ભૌતિક વિજ્ઞાન પૂરતો સીમિત છે, જ્યારે એ વખતનો વિજ્ઞાન શબ્દ ભૌતિક અને આધ્યાત્મિક બંને વિજ્ઞાનનો સૂચક હતો. એ મહાપુરૂષોએ પ્રકૃતિનાં રહસ્યો પણ મેળવ્યાં હતાં અને પુરુષનાં (આત્માનાં) રહસ્યો પણ મેળવ્યાં હતાં.

પ્રશ્ન-પ્રથમ જપનો અભ્યાસ કરીએ તો જ ધ્યાન ધરવાની ક્ષમતા આવે ?

ઉત્તર-હા. ઘણા મહાપુરુષોનો અનુભવ એમ કહે છે.

પ્રશ્ન-તમારો અનુભવ શું કહે છે ?

ઉત્તર-અમારો અનુભવ પણ એ જ કહે છે.

પ્રશ્ન-જપ પછી તરત જ ધ્યાન શી રીતે ધરી શકાય ?

ઉત્તર-જપ પછી ધ્યાન ધરી શકાય છે, પણ તેમાં સ્થિરતા તો જપનો અમુક અભ્યાસ થયા પછી જ આવે છે.

પ્રશ્ન—કેટલાકને એકાએક ધ્યાનસિદ્ધિ થાય છે, તેનું કેમ ?

ઉત્તર—તેને આપવાદિક ઘટનાઓ સમજવી. રાજમાર્ગ તો ઉપર જણાવ્યો તે જ છે.

પ્રશ્ન—જપનો અર્થ કોઈ ઊર્ધ્વીકરણની ક્રિયા કરે છે, તે શું ઠીક છે ?

ઉત્તર—જપની ક્રિયા સતત ચાલે તો આત્માનું ઊર્ધ્વીકરણ થવા લાગે છે, તેથી જપને ઊર્ધ્વીકરણની ક્રિયા માનવામાં કંઈ હરકત નથી.

પ્રશ્ન—કેટલાક કહે છે કે કુદરતમાં નિરંતર જપની ક્રિયા ચાલી રહી છે, તે શું સાચું છે ?

ઉત્તર—આપણા શરીરમાં શ્વાસોચ્છ્વાસની જે ક્રિયા ચાલે છે, તેમાં શ્વાસ લેતી વખતે સો અને શ્વાસ મૂકતી વખતે હું એવો શબ્દ નીકળે છે. એટલે તેમાં નિરંતર જપની ક્રિયા ચાલી રહી છે, એમ કહી શકાય. વળી વાતાવરણમાં એક પ્રકારનો અનાહત નાદ ગુંજે છે, તેને એક પ્રકારનો જપ માની લઈએ તો કુદરતમાં જપની ક્રિયા નિરંતર ચાલી રહી છે, એમ કહેવામાં કશો બાધ આવે નહિ.

પ્રશ્ન—જપમાં માત્ર શબ્દનું રટણ હોય છે, તેનાથી ચેતના જાગૃત થાય ખરી ?

ઉત્તર—શબ્દનું આંદોલન દરેક વસ્તુ પર અસર કરે છે, તેમ આત્મા ઉપર પણ અસર કરે છે અને તેથી આવું પરિણામ આવી શકે છે.

પ્રશ્ન-જપમાં જે શબ્દ બોલીએ તેનો અર્થ વિચારવાની જરૂર ખરી ? તે ક્યારે વિચારવો ?

ઉત્તર-હા. જપના શબ્દોનો અર્થ વિચારવો તેને અર્થભાવના કહેવામાં આવે છે. યોગવિશારદો તથા મંત્ર-વિશારદોએ તેની આવશ્યકતા જણાવી છે. તેઓ તો એમ પણ કહે છે કે જપના શબ્દની અર્થભાવના ન થાય, ત્યાં સુધી મંત્રચૈતન્ય ઉત્પન્ન થતું નથી. જપની અર્થભાવના જપ પૂરો થયા પછી કરવી જોઇએ.

પ્રશ્ન-ધ્યાનનો અભ્યાસ કોણ કરી શકે ?

ઉત્તર-ધ્યાનનો અભ્યાસ નાના-મોટા, સ્ત્રી-પુરુષ, ગૃહસ્થ-સાધુ કોઈ પણ કરી શકે. નાનામાં સાત-આઠ વર્ષ સુધીનાં બાળકો સમજવાં. તેમને તાલીમ આપવામાં આવે તો ધ્યાનમાં બેસી શકે છે.

પ્રશ્ન-શું ધ્યાનના અભ્યાસ માટે કોઈ પ્રકારની યોગ્યતા અપેક્ષિત નથી ?

ઉત્તર-યોગ્યતા અપેક્ષિત છે, પણ તે ઉચ્ચકોટિના ધ્યાનો માટે. ધ્યાનનો આરંભ કરવા માટે તો ધ્યાન ધરવાની ઉત્કટ ભાવના અને તે માટે નિષ્ઠાભર્યો પ્રયાસ કરવાની તૈયારી, એટલું બસ છે.

પ્રશ્ન-ધ્યાન ધરવા માટે સહુથી સારી પદ્ધતિ કઇ છે ?

ઉત્તર-દરેક સંપ્રદાય પોતપોતાની પદ્ધતિને સારી માને

છે, આમ છતાં શ્રી પતંજલિ મુનિએ યોગદર્શનમાં ધ્યાનસિદ્ધિ અંગે જે પદ્ધતિ બતાવી છે, તે શ્રેષ્ઠ મનાઈ છે.

પ્રશ્ન–આ પદ્ધતિનો કંઈ ખ્યાલ આપશો ?

ઉત્તર–આ પદ્ધતિ એમ માને છે કે સાધકે સહુથી પ્રથમ યમનિયમોથી યુક્ત થવું જોઈએ, જેથી તેના મનનું બાહ્ય પરિભ્રમણ ઘણું ઓછું થઈ જાય અને રાગ–દ્વેષની માત્રામાં ધરખમ ઘટાડો થાય. ત્યારબાદ તેણે આસન અને પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઈએ. તેમાં સારી એવી પ્રગતિ થયા પછી પ્રત્યાહારનો અભ્યાસ કરવો જોઈએ. પ્રત્યાહાર એટલે ઈન્દ્રિયના વિષયોમાંથી મનને ખેંચી લેવાની ક્રિયા. તે પછી સ્થૂલ અથવા ચૈતન્યમય પદાર્થો પર ધારણા કરવી જોઈએ, એટલે કે એક જ વસ્તુ પ્રત્યે મનની વૃત્તિઓનો પ્રવાહ વહેવા દેવો જોઈએ. ધારણા સિદ્ધ થયા પછી ચિત્તની એકાગ્રતારૂપ ધ્યાન તરત સિદ્ધ થાય છે.

પ્રશ્ન–ધ્યાનાભ્યાસ માટે આ રસ્તો લાંબો નથી ?

ઉત્તર–આ રસ્તો લાંબો ભલે લાગે, પણ તે સાચો છે અને સાધકને ધ્યાનસિદ્ધિ સુધી અવશ્ય પહોંચાડનારો છે.

પ્રશ્ન–ધ્યાનાભ્યાસથી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે ?

ઉત્તર–જરૂર. ધ્યાનાભ્યાસથી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પણ સાધકોએ તેમાં અટવાઈ જવું નહિ એવો યોગવિશારદોનો આદેશ છે. સાધકે તો ઈશ્વરના સાક્ષા-

ત્કાર કે પરમાત્મદર્શનના ધ્યેયને પહોંચવા માટે જ પ્રયત્નશીલ રહેવું.

પ્રશ્ન-ધ્યાનનો અભ્યાસ ન કરવામાં આવે તો કંઈ નુકશાન ખરું ?

ઉત્તર-ઘણું મોટું. ચિત્ત મલિન હોય, અસ્વસ્થ હોય તો જીવનનો સાચો આનંદ માણી શકાતો નથી કે કોઈપણ ધાર્મિક-આધ્યાત્મિક ક્રિયા શુદ્ધ સ્વરૂપે થઈ શકતી નથી. આ શું ઓછું નુકશાન છે ?

પ્રશ્ન-ઈશ્વરની ભક્તિ કરીએ પણ તેનું ધ્યાન ન ધરીએ તો ?

ઉત્તર-ભક્તિની પૂર્ણતા ધ્યાનથી જ થાય છે. ધ્યાન વિના ભક્તિનો રંગ જામતો નથી.

પ્રશ્ન-'હું આત્મા છું, પરબ્રહ્મ છું' એવું જ્ઞાન થયા પછી ધ્યાનાભ્યાસની જરૂર ખરી ?

ઉત્તર-'હું આત્મા છું' 'પરબ્રહ્મ છું' એવા માત્ર બુદ્ધિસ્પર્શી જ્ઞાનથી કલ્યાણ થતું નથી. તે જ્યારે આત્મસાત અને ત્યારે જ સાચો લાભ થાય છે અને તે માટે ધ્યાનાભ્યાસની ખાસ જરૂર છે.



પૂ. જ્યોતિષમહર્ષિ પૂજનપ્રભાવક શતાવધાની
મુનિશ્રી પૂર્ણભદ્રવિજયજી મહારાજ
જેઓ
જપ–ધ્યાનમય આરાધનામાં મગ્ન છે.

# પૂ૦ જ્યોતિષમહર્ષિ પૂજનપ્રભાવક શતાવધાની મુનિ શ્રી પૂર્ણભદ્રવિજયજી મહારાજનો

# ટૂંક જીવન–પરિચય

ગુજરાતના અલબેલા સુરત શહેરમાં સં. ૧૯૮૪ના ચૈત્ર વદી ૯ના રોજ ઓશવાલજ્ઞાતીય શેઠ ફીકાભાઈને ત્યાં માતા કલાવતીની કુક્ષિએ તેમનો જન્મ થયો. નામ જગદીશકુમાર રાખવામાં આવ્યું. તેનો શૈશવકાલ મોટા ભાગે મોસાળમાં પસાર થયો.

માતા–પિતાના ધાર્મિક સંસ્કારોની છાપ જગદીશકુમાર પર બહુ સારી પડી. તેને બાલ્યાવસ્થામાં સમવયસ્ક મિત્રો કરતાં સાધુ–સંતોનો સમાગમ વિશેષ ગમતો અને જ્યારે પણ તક મળે ત્યારે તેમની સેવાનો લાભ લેવા ચૂકતો નહિ. આ રીતે તે ઘણા જૈન સાધુ–મહાત્માઓના પરિચયમાં આવ્યો અને તેનામાં વૈરાગ્યનું બીજ રોપાયું.

સં. ૨૦૦૭માં વૈશાખ સુદી ૩ને રોજ કરાડમાં દક્ષિણદેશોદ્ધારક પૂજ્ય જૈનાચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરિજી મહારાજ પાસે તેમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. તેમને આચાર્યશ્રીના શિષ્ય મુનિશ્રી કીર્તિવિજયજી (હાલના આચાર્ય શ્રી વિજયકીર્તિચંદ્રસૂરિજી) ના શિષ્ય મુનિશ્રી પૂર્ણભદ્રવિજયજી તરીકે જાહેર કરવામાં આવ્યા. તેમણે જૈન ધર્મના પાયારૂપ ઘણા ગ્રંથોનો અભ્યાસ કર્યો તથા તપ–સંયમમાં પણ પ્રગતિ સાધી.

પ્રારંભમાં તેમણે પૂજ્ય ગુરુદેવો સાથે દક્ષિણ દેશમાં વિહાર કર્યો અને ત્યારબાદ ગુજરાતની ભૂમિને સ્પર્શી મુંબઈ નગરીમાં પદાર્પણ કર્યું. અહીં શહેર અને પરામાં ઘણા લોકોને ધર્મનો બોધ કરતા રહ્યા અને તે સાથે જ્યોતિષવિદ્યાનો અભ્યાસ કરી

*

તેમાં નિપુણ થતાં તેમને "જ્યોતિષમહર્ષિ"નું બિરુદ પ્રાપ્ત થયું. આ પ્રસંગ પછી તેમના પ્રત્યે લોકોનું આકર્ષણ વધ્યું.

જૈન ધર્મમાં ભક્તિમય આરાધના અંગે શ્રીસિદ્ધચક્રમહાપૂજન, શ્રીઋષિમંડલમહાપૂજન, શ્રીનમિઉણ પૂજન તથા નાની મોટી અનેક પ્રકારની પૂજાઓ ભણાવવાનું વિધાન છે. તેમાં મુનિશ્રીએ ઊંડો રસ લીધો અને એક પછી એક પૂજનો ઠાઠ-માઠથી ભણાવવાની પ્રેરણા કરી લોકોને ભક્તિનો રંગ લગાડ્યો. આથી સં. ૨૦૨૬ની સાલમાં તેમને વીલેપાર્લેના એક સમારોહમાં ત્યાંના શ્રી સંઘે શાલ ઓઢાડી '**પૂજન-પ્રભાવક**'નું માનવંતુ બિરુદ અર્પણ કર્યું.

આ જ અરસામાં તેમણે શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહ પાસે શતાવધાનનો અભ્યાસ શરૂ કર્યો. તેના પ્રથમ ૪૦ પ્રયોગો વીલેપાર્લે-સરલા સર્જનમાં તા. ૮-૧૧-૭૦ના રોજ કરી બતાવતા પ્રેક્ષકગણ ખૂબ પ્રભાવિત થયો અને તા. ૬-૨-૭૨ ના રોજ મરાઠામંદિરમાં આવેલ શ્રી જીવાજીરાવ મહારાજા શિંદે હોલમાં પૂરા ૧૦૦ અવધાન કરી બતાવતાં તારદેવ મૂર્તિપૂજક જૈન સંઘે શાલ ઓઢાડી '**શતાવધાની**' પદ અર્પણ કર્યું. ત્યાર બાદ થોડા વખતે બીરલામાતુશ્રી સભાગારમાં મુંબઈની સંસ્કારી પ્રજા સમક્ષ પણ તેમણે આમાંના કેટલાક પ્રયોગો રજૂ કરી સહુને આશ્ચર્યમુગ્ધ કર્યા.

તેમને જપ-ધ્યાનમય આરાધના ખૂબ ગમે છે. તેમણે અત્યાર સુધીમાં ત્રણ વખત સવા લાખ જપનું અનુષ્ઠાન કરેલું છે અને તેથી નાનાં અનુષ્ઠાનો તો અનેક વખત કરેલાં છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં તેમણે પરાંની જનતાને સારો લાભ આપ્યો છે. હાલ તેઓ બોરીવલી જામલી ગલીમાં ચાતુર્માસાર્થે વિરાજમાન છે અને ત્યાંના જિજ્ઞાસુ નરનારીઓને ધર્મામૃતનું પાન કરાવી સન્માર્ગે ચડાવી રહેલ છે.

જપ અને ધ્યાનને

કોઇ

સાંપ્રદાયિક મર્યાદાઓ

નથી.

તે વિશ્વવ્યાપી

જીવનવિકાસની ક્રિયાઓ છે.

તેનો આદર કરો.

જપ વિના
જીવનમાં જ્યોતિ
પ્રકટતી નથી.
ચિત્તશુદ્ધિનો
પણ
એ જ અમોઘ ઉપાય છે,
તેમજ
આત્મસિદ્ધિનો મુખ્ય આધાર છે.

જેમણે

પંચપરમેષ્ઠીના

જપ અને ધ્યાન વડે

આત્મશુદ્ધિનો અપૂર્વ માર્ગ

બતાવ્યો,

તે

મહાપુરુષોને

મારી

કોટિ કોટિ વંદના.

કાંતાબેન બાબુભાઈ પરીખ

(કપડવણજવાળા)

'પ્રાણનિવાસ'

માધવદાસ અમરસી રોડ,

અંધેરી (વેસ્ટ),

મુંબઈ–૪૦૦ ૦૫૮

જીવનનો જંગ

જીતવા માટે

જપ અને ધ્યાન

મહાન શસ્ત્રો છે.

તેનો

આશ્રય લેવામાં

અમે

ગૌરવ અનુભવીએ છીએ.

**જયંત એમ. શાહ**

'વિમલ' બીજે માળે,

૧૮૪, ખેતવાડી મેન રોડ,

મુંબઈ-૪૦૦ ૦૦૪.

ભગવાનનું નામ

શાંતિનો

મહામંત્ર છે.

તેનું

સદા રટણ કરો.

જપ

એ જીવનની

મોંઘેરી મૂડી છે.

તેનાથી

સર્વ પ્રકારની સિદ્ધિ

સાંપડે છે.


દેવચંદ જેઠાલાલ શાહ

જીતેકરની નવી વાડી,

૧લે માળે, બ્લૉક નં. ૫,

ઠાકુરદ્વાર રોડ

મુંબઈ–૪૦૦ ૦૦૨

માનવજીવનની સારભૂત વસ્તુ
જપ અને ધ્યાન છે,
તેથી જ તેનો ઊર્મિભર્યો આદર
કરીએ છીએ.

**રમણલાલ વાડીલાલ શાહ**
સુફાર્મા લેબોરેટરીઝ
સુફાર્મા હાઉસ,
તેજપાળ સ્કીમ ૫ મો રસ્તો,
વિલેપારલે (ઈસ્ટ)
મુંબઈ–૪૦૦ ૦૫૭

દૈવી તત્ત્વોનું

અનુસંધાન

જપ અને ધ્યાન

વડે

થાય છે,

તેથી

તેનો આદર અવશ્ય કરવો જોઈએ.

ચીમનલાલ એમ. શાહ

બ્રોડવે ટોકીઝ,

દાદર,

મુંબઈ–૪૦૦ ૦૧૪

નમસ્કાર મહામંત્રના

જપ અને ધ્યાનથી

સહુ

પોતાનું શ્રેય

સાધો.

જામનગર નિવાસી

**શાહ છગનલાલ જીવણલાલના**

ધર્મપત્ની

જડાવબહેનના સ્મરણાર્થે

હસ્તે ચદ્રાવતી હઠીસિંગ

ચાર બંગલા, બોરીવલી (પશ્ચિમ)

**મુંબઇ-૪૦૦૦૯૨.**

અપૂર્વ પુરુષાર્થ દાખવી
ધ્યાનની સિદ્ધિ
કરનાર
ભગવાન શ્રીમહાવીરને
અમારી
કોટિ કોટિ વંદના હો.

નવીનચંદ્ર છગનલાલ કંપાણી
શીરદોશ, બીજે માળે,
૫૬, મરીન ડ્રાઈવ,
મુંબઈ–૪૦૦ ૦૨૦

સાત્ત્વિક સાહિત્યની

પ્રકાશન-પ્રવૃત્તિ

પ્રત્યે

અમારી

આંતરિક શુભેચ્છા.

**મોહનલાલ છોટાલાલ શાહ**

ઠે. દેવચંદ એન્ડ કું.

ટી. જી. શાહ બીલ્ડીંગ, બીજે માળે,

વિજય વલ્લભ ચોક,

મુંબઈ-૪૦૦ ૦૦૩

જીવનને

અધ્યાત્મ-રસે રસવા માટે

જપ અને ધ્યાનનો

ઉત્કટ

આદર કરો.

**શા. દલીચંદ પુનમચંદ**

કમીશન એજન્ટ

કોટન માર્કેટ રોડ,

**ગદગ**

( મ્હૈસૂર રાજ્ય )

મનની
શુદ્ધિ તથા સ્થિરતાને
સિદ્ધ કરનાર
જપ તથા ધ્યાનની
પ્રવૃત્તિનો
સર્વત્ર પ્રચાર હો.

જેણે મનને જિત્યું

તેણે

સર્વ જિત્યું.

મનને જિતવા માટે

જપ અને ધ્યાન

ઉત્તમ ઉપાયો છે.

જીવનને

જ્યોતિર્મય બનાવનાર

જપ-ધ્યાન-રહસ્યના

પ્રકાશનને

અમો

અંતરથી આવકારીએ

છીએ.

**જયાલક્ષ્મી હીંમતલાલ મોદી**

તથા

**હીંમતલાલ જગજીવનદાસ મોદી**

એ-૩૫, સર્વોન્નતિ સોસાયટી,

કામાગલી,

ઘાટકોપર,

મુંબઇ-૪૦૦ ૦૮૬

જપ અને ધ્યાન

વડે

સહુ જીવનશુદ્ધિ કરી

પોતાના અભીષ્ટને

પ્રાપ્ત કરો,

એ જ શુભેચ્છા.


**પ્રેમચંદ અમીચંદ શાહ**

ઠે. ભંવરલાલ મોહનલાલ

૩૦–૩૨, ચંપાગલી ક્રોસ લેન,

મુંબઇ–૪૦૦ ૦૦૨

જપ-ધ્યાન-રહસ્ય

ગ્રંથનો

હાર્દિક સત્કાર !

સાથે જ

લેખકને

અંતરનાં અભિનંદન !!

નટવરલાલ મોહનલાલ શાહ

ખુલાખીદાસ બીલ્ડીંગ,

બીજે માળે,

મંગલદાસ રોડ,

મુંબઇ-૪૦૦ ૦૦૨

